# પ્રસ્તાવના

શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ નડિયાદમાં ઊજવાઈ ગયો. સાથે સાથે શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી તથા શ્રી બાલાશંકર કંથારિયાની જયંતીઓ પણ ઊજવાઈ. તે નિમિત્તે અનેક વિદ્વાનોને વ્યાખ્યાનો માટે નિમંત્રણ આપવામાં આવ્યાં હતાં. તેમાંનાં ઉપલબ્ધ વ્યાખ્યાનો નડિયાદની 'સાક્ષર ત્રિપુટીની સ્મૃતિમાં' નામે ગ્રંથાકારે બહાર પડે છે તે આનંદની વાત છે. વ્યાખ્યાનો મોડાં મળવાને કારણે આ ગ્રંથનું પ્રકાશન વિલંબે થયું છે તેની અમે ક્ષમા માગીએ છીએ.

— સ્વ. ડૉક્ટર રમણલાલ યાજ્ઞિક આફ્રિકા ગયા હતા, અને ત્યાંનાં ગુજરાતી ભાઈબહેનો પાસેથી આ ગ્રંથ પ્રકાશન નિમિત્તે પંદરસો રૂપીઆ ઊઘરાવી લાવ્યા હતા. તે માટે અમે તે દાતા ભાઈબહેનોનો અને ડૉક્ટર રમણલાલ યાજ્ઞિકનો હૃદયપૂર્વક આભાર માનીએ છીએ.

આ મહોત્સવની ઊજવણીમાં શરૂઆતથી અંત સુધી ખૂબ કાળજીપૂર્વક રસ લેનાર, મહોત્સવ સમિતિના પ્રમુખ શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ, અને મૂળ મંત્રી શ્રી સોમાભાઈ વલ્લભભાઈ પટેલનો અમે જેટલો આભાર માનીએ તેટલો થોડો છે.

અમને આશા છે કે આ ગ્રંથમાંના લેખો નડિયાદની આ સાક્ષર ત્રિપુટીના અધ્યયન માટે સારી ગણી શકાય તેવી સામગ્રી વિદ્વાનોને પૂરી પાડશે અને આધુનિક તરુણો તેમાંથી જરૂરી પ્રેરણા મેળવશે. જેમણે આમાં વ્યાખ્યાનો આપ્યાં અને લેખરૂપે લખી મોકલ્યાં, તે બધા વિદ્વાનોનો અમે આભાર માનીએ છીએ.

નડિયાદ,
વિજયાદશમી, ૨૦૨૨
૨૪-૧૦-૬૬

શ્રી શાન્તિલાલ ઠાકર
ડૉ. રામચંદ્ર પંડ્યા
ડૉ. મધુરમ્
—મંત્રીઓ
શતાબ્દી મહોત્સવ સમિતિ
નડિયાદ

# આભારદર્શન

આ વ્યાખ્યાનસંગ્રહમાં પ્રા. તખ્તસિંહ પરમારના તથા શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટના લેખો ઉમેરવામાં આવ્યા છે એ બંને સજ્જનોના તેમ જ વિદ્વાન વ્યાખ્યાતાઓના અમે આભારી છીએ

સ્વ. શ્રી મ. ન. દ્વિવેદીનો બ્લૉક ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી અને સ્વ. શ્રી બાલાશંકરનો બ્લૉક સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી અમને પ્રાપ્ત થયા છે આ બે સંસ્થાઓના સૌજન્યસભર સહકારની અમે સાભાર નોંધ લઈએ છીએ.

શતાબ્દી મહોત્સવ સમિતિના પ્રમુખશ્રી તેમ જ મંત્રીઓની સ્નેહપૂર્ણ સેવાના સુફળરૂપે આ સંગ્રહનું પ્રકાશન શક્ય બન્યું છે.

—પ્રકાશકો

# અનુક્રમણિકા

## ગોવર્ધનરામ



## મણિલાલ નભુભાઈ દ્વિવેદી

कुल पवित्र जननी कृतार्था वसुन्धरा पुण्यवती च येन



स्व. गोवर्धनराम माधवराम त्रिपाठी

જન્મ.
સંવત્ ૧૯૧૧ વિજયાદશમી
તા. ૨૦મી ઓક્ટોબર ૧૮૫૫

અવસાન
સંવત્ ૧૯૬૩ પોષ વદ ૫
તા. ૪થી જાન્યુઆરી ૧૯૦૭

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

# સરસ્વતીચંદ્ર

ગોવર્ધનરામની આ મહાન કૃતિ "સરસ્વતીચન્દ્ર" પ્રસિદ્ધ થયા પછી તરત જ એમની કીર્તિ ગુજરાતમા ઉત્તમ સાક્ષર તરીકે પ્રસરી હતી અને એમના બધા ગ્રંથો પ્રગટ થયા પછી તેઓ અનન્યસાધારણ સાક્ષર તરીકે વખણાયા હતા ગોવર્ધનરામ સાક્ષરનો અર્થ વિદ્વાન અથવા પંડિત કરતા જુદો કરતા અનેક શાસ્ત્રો કંઠસ્થ હોય તે વિદ્વાન નહી, પરંતુ જેની વિદ્યા જીવંત કોટીની હોય તે જ ખરો વિદ્વાન "સરસ્વતીચન્દ્ર"ના ચોથા ભાગમા વિહારપુરી એક વાત સમજાવે છે, તેની તે વસ્તુ સરસ્વતીચન્દ્ર બીજી રીતે સમજાવે છે વિહારપુરી કહે છે "તમે તો વસ્તુને પ્રકાશિત કરી' સાચી સાક્ષરતા વસ્તુને પ્રકાશિત કરવામા છે આપણી આસપાસ જે પરંપરાઓ, ક્રિયાઓ, સંસ્થાઓ ને સંકેતો છે તેની પાછળ પ્રાણરૂપ કયું તત્ત્વ રહ્યું છે, તેની ભાવના શી છે, તે શોધી કાઢી તેને જીવનમા કેવી રીતે ટકાવવા ને પૂરી લેવા તે દર્શાવે તે સાક્ષર સાક્ષરનું કર્તવ્ય આ છે

"સરસ્વતીચન્દ્ર" માત્ર નવલકથા નથી એ પુરાણ છે, એટલે કે તે વિવિધ આધ્યાત્મિક તેમજ નૈતિક પ્રયોગોવાળો વિરાટ ગ્રન્થ પણ છે, ગોવર્ધનરામે એક સાધ્વીના મુખે એવુ વિધાન કરાવ્યુ છે "અમે સાધુ તરીકે કૃતાર્થ થયા ક્યારે કહેવાઈએ કે અમે **અમારા મન પર વિજય મેળવીએ, મારુતિનો યોગ સાધીએ અને લોકનું કલ્યાણ કરીએ"** સામાન્ય મનુષ્ય માટેનો આદર્શ પણ ગોવર્ધનરામે આ તણુ વસ્તુમા પ્રગટ કર્યો છે ' સર્વભૂતહિતેરતા એ આદર્શ દેશના આચાર્યો ઉદ્‌બોધી ગયા છે મનુષ્યે પોતાનુ જ કલ્યાણ કરવાનુ નથી એવુ વ્યગ્ર હોય તો સ્થિર બની, સમૃદ્ધ હોય તો સ્વસ્થ

બની, સર્વભૂતમાત્રના હિતાર્થે પોતાની સર્વસંપત્તિ–ભૌતિક તેમ જ અભૌતિકનો ઉપયોગ કરવાનો છે "સરસ્વતીચન્દ્ર"ના મૂલ્યાંકનમાં આ વસ્તુ ઘણી મહત્ત્વની છે, કેમકે આ સત્ય જ તેમાં સતત સ્ફુર્યા કરે છે.

નવલકથાના સ્વરૂપ વિષે આપણે ત્યાં ઠીક ચર્ચા થઈ છે. નવલકથાનું કેટલાક ચોક્કસ સ્વરૂપ રાખવાનો આગ્રહ રાખે છે, પરન્તુ એનું એક નિશ્ચિત સ્વરૂપ છે એમ નથી ટોલ્સ્ટૉયની ઘણી નવલકથાઓ, તથા ઈંગ્લાંડ, અમેરિકા અને હિન્દની કેટલીક ઉત્તમ નવલકથાઓ જોઈએ તો જણાશે કે નવલકથા વિવિધ સ્વરૂપે વિલસે છે નવલકથાનો આકાર એનો બધો 'વિધ્યમ' છે કે કેવળ ચોવીસ કલાકના અલ્પ સમયમાં બનેલી ઘટનાઓ, જેમાંથી ઘણી માનસિક જ હોય, નવલકથાના ઢાળામાં ઢળી શકાય, નવલકથાના સ્વરૂપ યા આકાર વિષે ચોક્કસ ધોરણ રાખીએ તો ઘણી સુપ્રસિદ્ધ કૃતિઓને અન્યાય થવાનો સંભવ છે. 'સરસ્વતીચન્દ્ર'ની સરખામણી પર્વતમાળા સાથે થઈ શકે, કબીરવડ સાથે થઈ શકે, એમાં આકારિક વિષમતા (Ruggedness) છે કેટલીક વસ્તુ અલબત્ત વધારે પરિમાર્જિત કરીને મૂકી હોત તો ઠીક, એમ પણ આપણને લાગે છે, પરન્તુ એ ત્રુટિઓએ જાણે "સરસ્વતીચન્દ્ર"ની રમણીયતા વધારી છે

નવલકથાકારનું આધ્યાત્મિક દર્શન મહાન હોઈ શકે, અને હોય તે પ્રમાણમાં તેની મહત્તા ગણાય પણ તે દર્શન, પ્રતિભાન, vision હોવું જોઈએ વળી, તે નવલકથાકાર થાય તેની એક શરત આ કે એને વાસ્તવિક જીવનની પકડ હોવી જોઈએ "સરસ્વતીચન્દ્ર"ના પહેલા ભાગમાં ગોવર્ધનરામની જીવનની વાસ્તવિકતાની કેવી સરસ પકડ જોવામાં આવે છે તમે લક્ષ્મીનન્દન, બુદ્ધિધન, અલકકિશોરી નરભેરામ, વગેરેને જુઓ એ કેટલા વાસ્તવિક છે! બીજા ચોથા ભાગોમાં પણ જીવનની વાસ્તવિકતાની પકડ ઓછી થઈ નથી એમાં આવતું મહાન સ્ત્રીપાત્ર ચન્દ્રાવલી જુઓ એ અસાધારણ સાધ્વી છે

અને છતાં પૂર્ણ રીતે પ્રતીતિજનક છે. ઘણાની ફરિયાદ છે કે ગોવર્ધનરામનાં પાત્રો સ્વગતોક્તિ ઘણી કરે છે, લાંબાં લાંબાં ભાષણો કરે છે. આમાં સત્ય છે, છતાં એ સર્વ પાત્રો ખરેખર એટલાં બધાં સુરેખ અને જીવંત છે કે આપણે જાણે એ કુટુમ્બોને બરાબર ઓળખતાં હોઈએ એવું લાગે છે. એ પાત્રોના મનમાં મંથનો ચાલે છે તે કેવળ તરંગપરપગ કે તર્કપરપગ નથી. એ મંથનોમાં પ્રતીતિજનક વાસ્તવિકતા છે.

"સરસ્વતીચન્દ્ર"મા પ્રશ્ન શો છે? સરસ્વતીચન્દ્ર વ્યગ્ર સ્વભાવનો છે પણ એ વેદનશીલ, ઉદાત્ત અને વિદ્વાન છે. એ પ્રાજ્ઞ નથી, એનું વ્યક્તિત્વ એકાગ્રતાવાળુ નથી. ઘરનો ત્યાગ કરે છે ત્યારે એનુ માનસ વિહ્વળ છે. આ વસ્તુ બીજી રીતે વિચારીએ તો જણાશે કે એ સમયે આપણી સસ્કૃતિ પણ સક્ષુબ્ધ અવસ્થામા હતી. સરસ્વતીચન્દ્ર સક્ષુબ્ધ છે, પણ સ્વભાની સસ્કૃતિનુ સતાન છે ગાંધીજી હિન્દુસ્તાનમાં આવ્યા ત્યાં સુધી તો ખમુસ આપણી સસ્કૃતિ સક્ષુબ્ધ અવસ્થામાં હતી. ગોવર્ધનરામને એ સક્ષુબ્ધતા અને વ્યગ્રતા વ્યક્તિઓને કેન્દ્રમાં રાખી નિહાળવી ને તપાસવી છે એની ચિકિત્સા કરી એ વ્યગ્રતાને ટાળવાનો ઉપાય કલાની રીતે દર્શાવવો છે.

વિજયરાય કહે છે તેમ "સરસ્વતીચન્દ્ર"મા વ્યક્તિની કથાની સાથોસાથ સસ્કૃતિની કથા પણ છે. પ્રજાજીવનના પ્રશ્નો વિશિષ્ટ વ્યક્તિઓના પ્રત્યક્ષ જીવનમા કેવો આકાર ધરે છે તે જોવાનુ છે. નવલકથા સારુ આ સામગ્રી નાનાસૂની નથી પશ્ચિમની સસ્કૃતિનો ધોધ આવી રહ્યો હતો બીજી બાજુ આપણી સસ્કૃતિનુ પુનરુત્થાન કરવાનો પ્રશ્ન હતો સરસ્વતીચન્દ્રને ગોવર્ધનરામે વ્યગ્ર સ્વભાવનો અનુભવાર્થી આલેખ્યો છે. એને પોતાને માટે અમુક ખ્યાલ છે તે એ ધીમે ધીમે સુધારે છે. એ સવેદનશીલ છે ને નિત્યજાગૃત પણ છે. અલકકિશોરીને અડકવાના સમયે એ જરા વિકાર અનુભવે છે, પણ

વિકાર અનુભવના જ જાગૃત થાય છે આ અનુભવ અત્યંત મહત્ત્વનો છે એ જે જે અનુભવમાંથી પસાર થાય છે તેમાંથી સિદ્ધ થતો આવે છે

મંથન અનુભવના અનુભવતા એ પ્રાજ્ઞ બને છે અને વ્યગ્રમાર્ગી સમતા ને શાન્તિ પ્રાપ્ત કરે છે એ સમયના સાચા પ્રતિનિધિની વ્યગ્રતા ટાળવા માટે ગોવર્ધનરામને સ્થળ-કાળમાં ચિન્તની સૃષ્ટિ નિર્માણ કરવી અનિવાર્ય લાગી સરસ્વતીચન્દ્રના વ્યક્તિત્વના પ્રશ્ન સાથે કથાનો આ ઉ અવિનાભાવે જોડાયેલો છે

'સરસ્વતીચન્દ્ર'માં સત્યની ઝંખના જોવામાં આવે છે, પરંતુ સત્યની ખાતરી કરવા માટે નિકષ શો છે? આપણી પાસે અનેક કસોટીઓ હોય તેનો સંબંધ બુદ્ધિ વડે તપાસીએ ત્યારે સત્ય પ્રાપ્ત થઈ શકે એ ખરું, પરંતુ જ્યાં એવું ના હોય ત્યાં શું? ગોવર્ધનરામમાં એક નિશ્ચય વરતાય છે કે જેવડે તો રમણીય લાગે તે સત્ય જે સત્ય પ્રતિ હૃદયનું સ્વાભાવિક આકર્ષણ થાય, પ્રકાશ તરફ વનસ્પતિ વળે તેમ તે અસત્ય હોઈ શકે નહિ. સરસ્વતીચન્દ્રને પોતાને કુમુદનો અમુક ત્યાગ સમુચિત લાગે છે તેથી તે તેને સાચો અને ઇષ્ટ માને છ મગર રમણીયતાનો સ્પર્શ બુદ્ધિધનને બચાવે છે, વિદ્યાચતુરના કુટુમ્બને બચાવે છે અને છેવટે સરસ્વતીચન્દ્રને પણ બચાવે છે આ સર્વ માનસિક ને નૈતિક પ્રશ્નો ચારે ભાગમાં પરસ્પર સંકળાયા છે, તેથી તે ચાર ભાગ એક પ્રકારની એકતા અને સંવાદિતા નવલકથામાં સ્ફુરે છે ઇતિહાસ ધર્મચિંતન ને રાજકારણની જે સીમામાં નવલકથામાં આવે છે તે સંવેદનહીન નથી ના ધડતરમાં, એકંદરે, બહુ ઉપયોગી છે અને એ સર્વ સીમમાં અને કલ્પનાના જીવનના અનુભવોએ સરસ્વતીચન્દ્રના વ્યક્તિત્વને પૂર્ણ કરવાના ભાગ ભજવ્યો છે આ યોગ વિવિધ દુન્યવી અનુભવ તથા ગુણના સૂક્ષ્મ સ્વરૂપના સંસ્પર્શથી સરસ્વતીચન્દ્ર પ્રાજ્ઞ થાય છે તે જ પ્રમાણે ભૂતમાગણી સંસ્કૃતિ

સત્યગ્રાહી કલ્પનાથી, તેમાથી પ્રેરણા લઈ, તેના પ્રકાશમા પાશ્ચાત્ય સસ્કૃતિને અવલોકી, આપણી અર્વાચીન ભારતીય સસ્કૃતિ અક્ષુબ્ધ અને બળવાન બનીને આપણા નવા જીવન માટે અને નવા પ્રશ્નો માટે અદ્ભુત જ્યોતિ થઈ શકે આવા મહાન કાર્ય માટે વણ પેઠીને સામ્બી લેતી આખી ઓગણીસમી સદીને આવરી લેતી નવલકથા જ જાણે આવશ્યક હોય એમ "સરસ્વતીચન્દ્ર" વાચતા આપણને લાગે છે સસ્કૃતિના જીવત દર્શન માટે મહાપ્રાણ નવલકથા જરૂરી છે. વ્યક્તિતાની સિદ્ધિ માટે વ્યક્તિનુ સસ્કૃતિજ્ઞાન અનિવાર્ય છ

## "સરસ્વતીચન્દ્ર" ના કેટલાંક પ્રભાવક તત્ત્વો

"જ્યા સુધી ... છે ના પ્રકરણ લખી કહાડુ ત્યા સુધી કેવુ પરિણામ હુ આણીશ તે ... જાતે જ જાણતો ન હતો" ×× "દેશના કલ્યાણ કરવાને અર્થે લખેલા લેખમા મારે મારા હૃદયની ભાવના માનની કે તારી માનની એ વિકટ પ્રશ્ન મારા હૃદયમા હીન" ×ગોવર્ધનરામના આ બે વાક્યમા દેશના કલ્યાણની ચિતા અને કલાનિષ્ઠા બને વ્યક્ત થાય છે એમની કલાને છેવટે જે મુદ્દો લાગશે તે જ સત્ય અને કલ્યાણકારી હશે અથવા જે જીવન અતિમ દૃષ્ટિએ રાગદ્વેષરહિત તપોમય છે તપોમય છે છતા લોકવ્યવહારને ત્યજતુ નથી યતકર્મ સ્વીકારે છે, તે જ રમણીય છે તેના અનુભાવનમા આપણુ હૃદય જેટલો લોકોત્તર આહ્લાદ મેળવે છે તેટલો બીજે ક્યાયે મેળવતુ નથી આહ્લાદનો વિષય બનેલા ચિત્રો અને ઘટનાઓ જીવનના આદર્શો બને છે અને તેને પ્રત્યક્ષ કરવા જીવનમા તેનો સાક્ષાત્કાર કરવા સહૃદયો ઉદ્યોગશીલ થાય છે સાહિત્યકારની આ એક કૃતાર્થતા છે કલાકાર શિક્ષકની આ સપૃક્ત કૃતાર્થતા ગોવર્ધનરામને મળી છે

× નાનાવતીને પત્ર

સાચું સૌન્દર્ય નિરૂપવાનું છે એવી દૃઢ પ્રતીતિવાળી, કલાકારનું અદ્‌ભુત દૈર્ય વ્યક્ત કરતી ઉદાર ગાંભીર્યથી અન્વિત ગોવર્ધનરામની સંઘટના છે. ત્વરાયુક્ત પ્રસંગો કે વાતચીતના નિરૂપણમાં તેમની શૈલી બાધક નથી નીવડતી. બુદ્ધિધન સરસ્વતીચન્દ્ર આગળ રોપ વ્યક્ત કરે છે ત્યારે, પ્રમાદધન કુમુદ જોડે ગુસ્સે થાય છે ત્યારે, મલ્લરાજ ભાયાતોને ઉત્કેરે છે ત્યારે, કે કુસુમ સુંદર જોડે દલીલબાજી કરે છે ત્યારે, શૈલી આઘાત વગર અનુકૂળ થઈ જાય છે; મહાપ્રવાહના ધીર ગાંભીર્યમાં લહરી જેમ એ ભળી જાય છે. આવી શૈલીના સર્જનમાં બાણભટ્ટનો તેમ જ ઈંગ્લંડના બર્ક જેવા મહાન સંગ્રેજ લેખકોનો શૈલીસંસ્કાર સ્પષ્ટ છે.

એક કથામાં અનેક જીવનની કથા ભળે છે એ પણ સભર જીવનની અનુભૂતિનું કારણ છે. એનો આદિ અનાદિ છે ને અંત અનંત છે. તેનો પ્રારંભ ઝાંખા દૂરના ભૂતકાળમાં લઈ જાય છે, તેનો અંત 'અહીં આપણે જરા વિશ્રામ લઈએ' એવો જ છે. "ઘેલી મારી કુસુમ!" એક રમણીય પ્રશ્નમાળા ને મૂંઝવણ મૂકી જાય છે. અને તેને વાગોળતા વાગોળતા કુમુદકુસુમના દૂરના ભાવિની આપણે જાણે પ્રતીક્ષા કરીએ છીએ. 'સરસ્વતીચન્દ્ર'ની રચનામાં ભૌમિતિક તરેહ કે સપ્રમાણતા નથી, અને મુખ્ય પાત્રોની કથા સુખાન્ત કે દુઃખાન્ત છે એમ પણ ચોકસ કહી શકાતુ નથી, એ પણ મને ગોવર્ધનરામના જીવનદર્શનની ખાસ ખૂબી લાગે છે. જ્યા પ્રસન્ન થઈએ છીએ ત્યા પ્રસન્નતા પણ નિર્ભેળ નથી. જીવનમાં હોય છે તેમ ક્યાંક કશો ખટકો રહી જાય છે કુસુમ, કુમુદ અને સરસ્વતીચન્દ્રનું નવુ જીવન મંગલ છે, પાવન છે, હુ એને મંગલ ને પાવન ગણું છું, પણ એ સંપૂર્ણ સુખી નથી; એ એક સમાધાન છે; એક તપ છે. બુદ્ધિધન લો, ગુણસુંદરી લો, મલ્લરાજ લો, એમને અસંતોપ છે અને આપણને પણ ગ્લાનિ થોડી નથી. ગુણસુંદરી હારી જાય

છે બુદ્ધિધન દીકરો ગુમાવે છે ને ગરીબ કુમુદનુ દુખ છાતીમા ભાગી રાખે છે,[૧] મલ્લરાજ ક્ષાત્રતેજને ગયા અડકની દુખી દિવે જોઈ રહે છે —

"રજપૂતાઈ ગઈ, હવે આપણે ચૂડીઓ પહેરી લડવાનું ગયુ, બૈરાનુ રક્ષણ આપણે કરીએ તેમ આપણુ રક્ષણ ઇગ્રેજ કરશે ધરતી, હાનિ અને નામરદાઈ, ત્રણ સ્ત્રીઓ હવે સુહાગણ થશે અને રજપૂતાઈ દુહાગણ થશે"[૨]

× × × ×

મલ્લરાજ — "તો આમા ઇગ્રેજ જીત્યા તો ક્ષત્રિયોને નામે પોક મૂકવાનુ થશે એમા કાઈ સાચો લાગે છે?"

જરાશકર — "ના"

"ત્યારે?"

"ત્યારે શુ? ધન્ય દહાડો ધન્ય ઘડી કે રાજાઓમા ને પ્રજાઓમા શાતિ શાતિ થઈ જાય! મને તો ઇગ્રેજોની અમીદૃષ્ટિનો વિશ્વાસ છે"

"પણ સરત રાખજો કે એ પણ માણસો છે, એમને પણ પેટ છે, ને વાણિયા જેવાના હાથમા આખો દેશ જશે એટલે એકલ-હથ્થા વાણિયા જેવુ ભૂડુ કોઈ નથી"

"મહારાજ એમ ગણો પણ ઉપાય શો છે? તમે ક્ષત્રિયો એકઠા થઈ જાય એમ કહો તો પરદેશીને કહાડના લડનારાઓને ધાડખોર કહેતા વારો કેમ આવે? કઈક આપણામા જ અસાધ્ય રોગ હોય નહિ તો જમના પગલા આમ સભળાય નહી"[૩]

× × ×

૧ સરસ્વતીચન્દ્ર ભાગ ત્રીજો—પૃ. ૮૩, ૮૪

૨ સરસ્વતીચન્દ્ર ભાગ ત્રીજો—પૃ ૧-૪.

૩. સર ભાગ ૩—પૃ ૧૩૪, ૧૩૫.

મલ્લરાજ :–"ઇંગ્રેજને સાકર જાણી ખાતા નથી, પણ મરચાં કરતાં મરી સારાં ગણી ચાખીએ છીએ."[૪]

× × ×

મલ્લરાજ :–"મારી પ્રિય તરવાર ! તારું પાણી હવે ઊતરી ગયું ! હવે રજપૂતોએ લાકડી ઝાલવી."[૫]

સામન્તનો ત્યાગ કરીને મલ્લરાજ પસ્તાય છે અને રાજાની જાતને જ ધિક્કારવા લાગે છે. રાજ્યાસનને લીધે જ મિત્રનો ત્યાગ કરવાનો પ્રસંગ આવ્યો. એ કરતાં રાજ્યાસનનો ત્યાગ જ શું ખોટો હતો ? "રાજ્યને અંતે નરક લખ્યાં છે તેમાંનું એક તો હું આ અનુભવું છું. અહો પરમાત્મા ! તારી ગતિ ન્યારી છે."[૬]

અવસાન સમયે તેને પ્રજા સાંભરે છે. "પ્રજાનો વિચાર મારાથી નથી થયો. હું તમને નિષ્કંટક રાજ્ય સોંપી જાઉં છું—પણ તમે હવે આ રંક પ્રજાના કલ્યાણનો વિચાર કરજો—હો."[૭]

અત્યંત ગ્લાનિથી મલ્લરાજે ઇંગ્રેજો સાથે નિર્વાહની નીતિ સ્વીકારી છે. એ નીતિનાં ભયસ્થાનો એને દીવા જેવાં સમજાયાં છે છતાં એ નીતિ સ્વીકારી છે. આમ પરિસ્થિતિના સમગ્ર આલેખનમાં ગોવર્ધનરામે જેટલી દેશભક્તિ તેટલી સમજ ને સર્વહિતદૃષ્ટિ દાખવી છે.

મુખ્ય મુખ્ય પુરુષપાત્રોનાં જુદાં જુદાં કાર્યક્ષેત્ર અને પરિસ્થિતિ-ભેદ હોવાથી પણ સંસારવૈચિત્ર્ય ઊપજી આવે છે. યુનિવર્સિટીના નવા ગ્રેજ્યુએટો સરસ્વતીચન્દ્ર, ચન્દ્રકાન્ત, તરંગશંકર વગેરેની ભાવના-

---

૪. સર. ભાગ ૩—પૃ. ૧૩૬.
૫. સર. ભાગ ૩—પૃ. ૨૩૦.
૬. સર. ભાગ ૩—પૃ. ૨૪૩.
૭ સર. ભાગ ૩—પૃ. ૩૧૮.

સૃષ્ટિ, મુબઈના વૈભવસતોનુ જીવન, રત્નનગરીના પ્રધાનનુ સયુક્ત કુટુબનુ ગૃહજીવન, રાજાઓનુ અને રાજકુટુબોનુ જીવન, મધ્યમ સ્થિતિના પતિનુ ગૃહજીવન, સાધુ અને સાધ્વીઓની જીવનચર્યા, દરિયો, નદી, જગલ, ગિરિશૃગો આદિની પ્રસાદભૂમિકા પર,—આ સૌ જીવનવૈચિત્ર્યમા રગવિવિધતા આણે છે, એટલુ જ નહિ, આપણા જીવનના—ઘર, સમાજ, રાજ્ય ધર્મ આદિના—અનેકાનેક પ્રશ્નોના દર્શનને અવકાશ આપે છે

પરતુ સરસ્વતીચન્દ્રની મહત્તા સમગ્રતામા જ નથી એના વિપુલ વૈચિત્ર્ય અને વૈવિધ્યમા જ નથી આ નવલકથાની દુનિયામા કલા-દૃષ્ટિએ હૃદયગમ વ્યવસ્થા આવે છે એમા પરિસ્થિતિમા પડાયેલાં રાગદ્વેષયુક્ત માનવોના સઘર્ષ યોજાયા છે કેટલાક સઘર્ષ માનવોએ યોજ્યા કેટલા નિયતિએ યોજ્યા છે લક્ષ્મીનદન ને ગુમાન, બુદ્ધિધન ને શઠરાય, ગુણસુદરી અને તેનુ કુટુબ, કુસુમ ને કુટુબ, માનચતુર ને ધર્માધ્યક્ષ, મલ્લરાજ ને સામન્તો તથા અગ્રેજ સરકાર, વગેરેના તો છે; પરતુ મોટામા મોટો સઘર્ષ સરસ્વતીચન્દ્ર અને સમાજનો છે, નિધિનો છે સરસ્વતીચન્દ્ર અને કુમુદનો સરસ્વતીચન્દ્ર અને વિષ્ણુદાસ બાવાનો એક પ્રકારનો સઘર્ષ જ ઉદ્ભવે છે એ સઘર્ષ એવો પ્રીતિજન્ય છે કે એમાથી જ સરસ્વતીચન્દ્રનો સરસ્વતીચન્દ્ર જોડે અને કુસુમનો કુમુદ જોડે સઘર્ષ સર્જાય છે આ સઘર્ષો, જેમા કેટલીક વખત આપણો સમભાવ બન્ને પક્ષે હિંડોળા લે છે, વાચકની કૌતુકવૃત્તિ ટકાવી રાખે છે, અને કર્તાની કલાકારની સમદૃષ્ટિની પ્રતીતિ કરાવે છે એકબે સ્ત્રીપાત્રો સિવાય કોઈ પાત્રને તમે પરિપૂર્ણ કહી શકો નહિ દુષ્ટ ન કહી શકાય, સાગમટ ગુણનો કહી શકાય એવા પાત્રોમા પણ દોષો છે ભારે ગણ્યો છે રાજ્યવ્યવહારમા ગળાબૂડ ડૂબેલા કારભારીઓ કુટુબ પ્રતિ પૂરતુ લક્ષ આપી શકતા નથી, અને વિપત્તિ આખ આગળ આવે છે ત્યારે જ તેમને એ વાતની ગમ પડે છે સૌભાગ્યદેવી કુટુબવત્સલ પણ

ભોળુ માણસ છે, ગુણસુંદરી ધીર ગૃહિણી છે પણ સંસારના આઘાતો ખમી ખમી ભાગી પડે છે, કુમુદ ઉગ્ર થઈ શકતી જ નથી,—Bends and then fades silently one frail and fair anemone" ધર્મલક્ષ્મી પતિપરાયણ પણ "મહેતા મારે નહિ" જેવી છે એ બધુ ઠીક ક્યારદષ્ટિએ અનિવાર્ય વસ્તુ એ છે કે એ સમાન ઢાળામા પડેલા પાત્રોમા પણ ગોવર્ધનરામ વિશિષ્ટ વ્યક્તિત્વ ઉતારે છે કુમુદ, કુસુમ, ચંદ્રાવલી ગંગાભાભી, ગુણસુંદરી, સૌભાગ્યદેવી ધર્મલક્ષ્મી ત્રણચાર વિધવાઓ મેના કમળા બુદ્ધિધન, જરાશંકર, વિદ્યાચતુર માનચતુર ગાનચતુર સરસ્વતીચન્દ્ર, ચંદ્રકાન્ત તરંગશંકર; સરસ્વતાચન્દ્ર, વિહારપુરી, વિષ્ણુદાસ —આ પાત્રમંડળોમા પ્રત્યેક પાત્રમા નમૂનાપણુ અને વ્યક્તિવૈશિષ્ટ્ય દેખાશે

વ્યવહાર, ભાવના અને લાગણીઓના સંઘર્ષોમાથી કેટલીએ ઉદ્ભવે છે સરસ્વતીચન્દ્રના ગૃહત્યાગની મુખ્ય ટ્રેજેડી છે જે ઉપર આજ સિત્તેર વર્ષથી વાચકોએ આંસુ ઢાળ્યા છે "વિશુદ્ધિનુ શોધન" નો પ્રસંગ અદ્‌ભુત કલાસૂઝ અને હૃદયદ્રાવક આલેખનનો નમૂનો છે ગુણસુંદરીની સુઘડતા અને સુંદરની લાચારી બીજા ભાગમા અને અન્નેને સાથે જ વર્તન રાખવુ તેમાથી ઉદ્ભવતી ત્રીજા ભાગની કરોકરી ગોવર્ધનરામની વસ્તુનિષ્ઠા, કલાનિષ્ઠા અને જીવનદષ્ટિ નવેય એક સાથે દર્શાવે છે ચોથા ભાગમા તો સુરસ્ય ધાગ ઉપર ઊભેલા સરસ્વતીચન્દ્ર અને કુમુદ આપણુ ઔત્સુક્ય અને પરિણામચિન્તા ખૂબ વધારી દે છે આ બે પાત્રો શુ કરશે અને એમણે શુ કરવુ જોઈએ, તેની ચિન્તામા વાચક પડી જાય છે અને ગોવર્ધનરામનો કલાત્મક પક્ષવાદ એવો સમર્થ છે કે ગમે તે નિર્ણય આવત તો યે સામાન્ય વાચકને અજુગતો લાગત નહિ ગોવર્ધનરામનો અન્તિમ નિર્ણય એવો વાસ્તવિક, સ્વાભાવિક, ભાવનાપરાયણ અને શુદ્ધ છે કે એ વિશે વિવેચનમા મતભેદ કેમ દેખાતો હશે તે સમજાતુ નથી કુમુદ—સરસ્વતી—

-ચન્દ્રનું ભલે કિમપિ દ્રવ્યમ્-અમુક જમાનાની, કુટુંબમાં રહેલી અને કુટુંબવત્સલ નારી છે. એનામાં રાજસી પરાક્રમશીલતા નથી. સરસ્વતીચન્દ્ર અને કુમુદ સુંદરગિરિની દુનિયા છોડે એટલે એમનાં પ્રિય કુટુંબીજનની મમતાઓ વચ્ચે જ આવી પડે છે; તેઓ બન્ને પોતપોતાનું નહિ પણ અન્યોન્યનું હિત જોવામાં જ કૃતાર્થતા જુએ છે; તેઓ બન્ને દેશના કલ્યાણના વિષયમાં ભાવનાપરાયણ છે. આ નિર્ણય ઉત્તમ સુખનો નથી એ તો દેખીતું છે. અવરુદ્ધ પ્રણયના કરુણનું શલ્ય કુમુદ અને સરસ્વતીચન્દ્ર બન્નેમાં આજીવન રહેવાનું છે. તેથી તો આ કથા એક રીતે કરુણ કથા છે, પણ એ કરુણમંગલ કથા છે એમાં સમાધાન છે, પણ એ અધર્મ્ય સમાધાન નથી. એનો અંત ઉલ્લાસમય નથી તો ક્લેશકર પણ નથી: પરિસ્થિતિમાં શક્ય તેટલી પ્રસન્નતાની સૌરભ તે મૂકી જાય છે.

સભર જીવનનું વૈચિત્ર્ય ને વૈવિધ્ય ગોવર્ધનરામની કલાથી વ્યવસ્થિત રીતે પુરસ્કૃત અને રસાન્વિત થયું છે. જીવનના ક્લેશોમાંથી ધીમે ધીમે વાચકનો ઊર્ધ્વારોહણ થાય છે. એનું મન તો મુખ્ય પાત્રોમાં પરોવાઈ ગયું છે, કુમુદ સરસ્વતીચન્દ્રનો સંગાથ તેમને ગમી ગયો છે, ને તેઓ જ્યાં જાય—ક્લેશમય જગતમાં કે ભાવનાસૃષ્ટિમાં —ત્યાં જવા તે તૈયાર છે. એ રીતે આ કથા અનેક અગાસીઓ-વાળા, છેવટે જીવન તરફ કરુણા અને મૈત્રીની દૃષ્ટિ નાખતા સ્તૂપ પર લઈ જતી, બોરોબુદુરના મંદિર જેવી થઈ છે. પ્રથમ ભાગમાં વાત્સલ્ય અને અવરુદ્ધ પ્રણયના ભાવ જામતા અનુભવાય છે: બીજામાં ભય, પ્રણય, વાત્સલ્ય સાથે કરુણની ચિત્તાવસ્થા ઉદ્‌ભવે છે; ત્રીજામાં પ્રણય સાથે મુખ્ય રસ વિપ્રલમ્ભ વીરનો છે; ચોથામાં જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, પ્રીતિ, મૈત્રી, ઉપેક્ષા વગેરેથી પોષાતો શાન્ત રસ છે. આ રસયોજના કૃત્રિમ નથી, પણ ગોવર્ધનરામને જીવનના આલેખનમાં જે સમગ્રતા લાવવી હતી, વાસ્તવિક જીવનમાં જે રહસ્ય જોવું હતું

અને તે દાગ તેને જે નવો ઓપ આપવો હતો, તેને લીધે તે આવી છે વાસ્તવ અને ભાવનાના ઓઘા વધતા, ધીમે ધીમે વધતાં જતા ઓતપ્રોતપણાને લીધે સમયોજના આવી છે અને તે તેમના તત્ત્વદર્શનને અનુરૂપ છે

સકલ વિશ્વ એક સનાતન અને પરમ તત્ત્વનુ લક્ષ્ય સ્વરૂપ છે. સમગ્ર સમાજ પણ કોઈ ધ્યાન અગર ધ્યાનોને વ્યક્ત કરવા માગે છે માણસે જે સસ્થાઓ ઉપજાવી છે અથવા એનાથી જે ઉપજાવાઈ છે તેમા કોઈને કોઈ જીવનને વ્યવસ્થિત તથા સુદૃઢ ને પ્રગતિશીલ કરવાની ભાવના રહી છે એ સ્પષ્ટ–અસ્પષ્ટ ભાવનાઓ આપણા સસારના સ્થભ છે એને પૂરી સમજીએ, એને ફરીથી આપણા સમાજની ચેતનામા જાગૃત કરીએ તો આપણુ જીવન નવી પરિસ્થિતિને સ્વીકારી લેતુ અને છતા વધુ સુભગ અને ઉપયોગી થઈ શકે સમાજના સુપ્ત મનમા જે પડેલુ છે તે જાગૃત કર્યા વિના આપણી પ્રગતિ અશક્ય છે, એવી શ્રદ્ધા ગોવર્ધનયુગમા લગભગ બધા જ પડિતોની હતી કોઈની હવેલી જોઈ આપણી ઝૂપડી તોડી ના નખાય. અને નવી અગ્રેજી કેળવણી તો સમાજમા અને ચિત્તમા અરાજકતા આણતી હતી સરસ્વતીચન્દ્ર—આ નવલકથાનો નાયક—આ નવી વિદ્યાનો પ્રતિનિધિ છે એ છે તો દેશભક્ત અને વિરક્ત છતા તેણે પોતાના ઘરમા, વિદ્યાચતુરના ઘરમા ચન્દ્રકાન્તના ઘરમા બુદ્ધિધનના ઘરમાં અને કઈક અશે વિહારીદાસના મઠમા ઉત્પાત મચાવ્યા પશ્ચિમની સસ્કૃતિ પ્રકાશ અને તોફાન બન્ને લાવે છે તોફાનથી બચી જઈ પ્રકાશ સ્વીકારવાનો એક જ રસ્તો એ છે કે એ પ્રકાશને અનુકૂળ પડે એવુ આપણામા શુ છે તે જોવુ ને પ્રત્યક્ષ કરવુ સામાજિક માનસ અને વ્યવહારમા કોઈ નવી વસ્તુ સ્વીકારવાની હોય તો તેના પ્રાણમા રહેલા કોઈ તત્ત્વ સાથે તેનુ અનુસધાન કરાવવુ એ સર્વોત્તમ માર્ગ છે એ ન થાય તો સમાજનુ સ્વાસ્થ્ય જોખમાય અને લાભ

પંથભૂલેલાને જીવનપથે ફરી ચડાવે છે, એ વાતમાં રાગદ્વેષમય સંસારને નવી રીતે અપનાવવાની સૌન્દર્યદીક્ષા રહેલી છે.

શ્રીઅરવિંદના પૂર્ણયોગ પહેલાં ગોવર્ધનરામે ત્રિયોગયોગ પ્રબોધ્યો છે. લક્ષાલક્ષ્ય યોગીઓ જીવ, ઈશ્વર અને બ્રહ્મ એ ત્રણનું અદ્વૈત કર્મયોગ અને જ્ઞાનયોગથી સાધે છે. "અન્ય જનો તો, જીવ-ઈશ્વરનું, (કર્મયોગ વડે) અથવા તો જીવ-બ્રહ્મનું (જ્ઞાનયોગ વડે), એમ એનું અદ્વૈત સાધે છે. અને તે માત્ર એક યોગ વડે (કર્મયોગ વડે કે જ્ઞાનયોગ વડે), પણ તે કોઈ ત્રણનુ અદ્વૈત નથી સાધતા. માટે જ પરમશ્રેષ્ઠ આ અમારો ત્રિયોગ નામનો યોગ છે."

ઈશાવાસ્ય અને મુડકમાં હિરણ્મય શબ્દ આવે છે એમાં મૂલ્યવત્તાનું અને રક્ષણયોગ્યતાનું સૂચન ગોવર્ધનરામ જુએ છે. "હિરણ્મય એટલે સુવર્ણમય પાત્રથી સત્યનું મુખ ઢંકાયેલુ છે, હે પૂષન્! સત્યધર્મને માટે-દષ્ટિને માટે-એ મુખ તું ઉઘાડ!" પૂષન્નું સંબોધન પાત્રની રક્ષણયોગ્યતાનું સૂચક છે "પાત્રનુ સપોષણ, સરંક્ષણ કર્યાથી ધર્મની સ્થિતિ છે અને તેને ઉઘાડવાથી દષ્ટિ એટલે બોધ થાય છે." ગોવર્ધનરામની સમસ્ત વિચારણામા-જેમ બ્રહ્મમાં છે તેમ-પાત્રના રક્ષણની વાત પાયાની છે. સંસ્થાઓથી, પરંપરાઓથી, રૂઢિઓથી, રિવાજોથી, આકારોથી, વિધિઓથી ભાવનાનુ રક્ષણ થાય છે. હા, એ ભાવનાઓને યોગ્ય પાત્રો રચા છે કે કેમ તે તપાસવુ જોઈએ. પરતુ અર્ધ લક્ષ્ય સસારને અવલોકવાની આ અલક્ષ્ય બુદ્ધિ છે. મુડક કહે છે કે "હિરણ્મય અને પર એવા કોશ (એટલે તરવારના મ્યાન) મા વિરજ-શુદ્ધ અને નિષ્કલ-કલાહીન-જન્મવૃદ્ધિલયાદિ શરીરધર્મથી રહિત બ્રહ્મ છે." આ બ્રહ્મ તરવારનુ મ્યાન ત્યાગ કરીને કાઢી નાખવાનુ નથી, તેનુ યથાર્થ રીતે રક્ષણ કરવાનુ છે. આ સમગ્ર ઇન્દ્રિયગોચર અને બુદ્ધિગોચર વિશ્વ અક્ષરમાથી ઉદ્‌ભવી લક્ષરૂપ બન્યું છે. તે પાછુ અલક્ષ્યમા મળી જવાનુ છે. તેની લક્ષ્ય સ્થિતિમાં જીવોએ

—જે પણ લક્ષ્ય સૃષ્ટિ છે તેમણે–તેનો વિનાશ કરવો યોગ્ય નથી; કેમકે અક્ષર જે અલક્ષ્ય છે તેની જ આ સર્વ વિભૂતિ છે. આ લક્ષ્યના અલક્ષ્ય બ્રહ્મમાંથી ઉદ્ભવેલી, અલક્ષ્ય બ્રહ્મને લીધે લક્ષ્ય થયેલી ઉપેક્ષાયોગ્ય હોય જ નહિ. આથી જ મનુષ્યને હરેક સ્થિતિમાં ધર્મ્ય કર્મ કરવું વિહિત છે; કર્મસંન્યાસ વિહિત નથી. કર્મત્યાગ તો સંભવતો જ નથી, કેમકે એ તો જીવને માટે શરીરધર્મથી જ અશક્ય છે. કર્મનું પાર્થિવપણું, તેની જડતા નિવારી શકાય તેમ છે. "કર્મોનું ઈશ્વરસમર્પણ કરવાથી કર્મો સ્વયોનિને પ્રાપ્ત થઈ તેના રૂપને પામે છે. તેથી જીવને બંધનકર્તા રહેતાં નથી."

'કર્મનો ઉદ્ભવ બ્રહ્મમાંથી જાણ, અને બ્રહ્મનો ઉદ્ભવ અક્ષરમાંથી છે,' એવું ગીતાવચન છે તેનો અર્થ એમ છે કે અલક્ષ્ય જે અક્ષર છે તેમાંથી લક્ષ્યબ્રહ્મનો ઉદ્ભવ છે અને એ લક્ષ્યબ્રહ્મ એ કર્મનો યોનિ છે. કર્મની જડતાને અને એ રીતે આત્માને જડતામાં ધકેલી દેનાર માયાને નિવારવાનો આ જ એકમાત્ર ઉપાય છે. જગત અને સંસારને બ્રહ્મનું લક્ષ્ય સ્વરૂપ માની, બ્રહ્મને સમજી, લક્ષ્ય સ્વરૂપનું આરાધન ધર્મ્ય કર્મો નિર્મમ ભાવે કરી કરવું એ માનવનો કે મુમુક્ષુનો પુરુષાર્થ છે. "સરસ્વતીચન્દ્ર"નું સમગ્ર રહસ્ય પામવા આ લક્ષ્યાલક્ષ્ય દૃષ્ટિ ઓળખી લેવા જેવી છે.*

*નડિયાદમાં આપેલું ગોવર્ધનરામ સ્મારક વ્યાખ્યાન, વિજયાદશમી સં. ૨૦૧૩, તા. ૩-૧૦-૧૯૫૭.

શ્રી વિજયરાય ક. વૈદ્ય

# ગોવર્ધનરામકૃત 'સાક્ષરજીવન'

## એમાંના થોડાક વિચારોનું દિગ્દર્શન*

૧

સુકૃતિન્ અને રસસિદ્ધ કવીશ્વર સમોવડ 'સરસ્વતીચન્દ્ર'-કારના, જેની યશકાય અજરામર છે એવા જે રસપુણ્યવન્ત નામ ગોવર્ધનને સંબોધીને સમુચિતપણે ગવાયું છે "जयति तेऽधिकं जन्मना जगत्" તેના એકાવનમા પુણ્યસ્મૃતિદિને આપણે મળીએ છીએ. ૧૯૦૭ના વર્ષે આજના દિનાંકે સાયંકાળે એ મહાત્માની દેહયાત્રા મુંબાઈનગરીની બાણગંગા જેવા પવિત્ર ને ભવ્ય સ્થળે પૂરી થઈ. સન્તકોટિના, ઋષિકોટિના, એ સાહિત્યવીરના મહોજ્જ્વલ અક્ષરદેહના એક અંગ સાક્ષરોએ પણ જાણે વિસારેલા એમના મહાન લઘુગ્રન્થ, 'સાક્ષરજીવન'માં નિરૂપિત વિદ્યોપાસનાના અમૂલ્ય ઉચ્ચગ્રાહની કાંઈક ઝાંખી થોડા સમયમાં શક્ય તેવી ને તેટલી કરવાનો ઉપક્રમ સંવત્સરીના પ્રસંગે થાય એ યોગ્ય ગણાશે એવી આશા છે.

૨

અન્ય ભારતીય ભાષાઓમાં ક્યાંઈ હશે કે નહિ એવી, આપણી માતૃભાષાની તો 'ચિરન્તન વાઙ્મયશોભા' તથૈવ ચ આપણા સર્વ

*નડિયાદમાં શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલયના સભાગૃહમાં તા. ૪ થી જાન્યુઆરી, ૧૯૫૮ને રોજ આપેલું સ્મારક-વ્યાખ્યાન

यदा संहरते चायं ।
कूर्मः अङगानि अिव सर्वदा ।
अिन्द्रियाणि अिन्द्रियार्थेभ्यः ।
तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ [3]

૩

એ શિક્ષાપોથીઓનો ઉલ્લેખ, ગોવર્ધનરામે પોતાના અધ્યયન, વિમર્શન આદિના ધ્યેય તરીકે જેને પોતાનું જીવનવ્રત ઠરાવેલું તે 'મિશન' યાને ઈશ્વરનિર્મિત આદેશકાર્ય વિષેના તેમના આ વચનોની યાદ આપે છે

"મ્હારા દેશભાઈઓના [ સર્વદેશી, સર્વાંગીણ ] કલ્યાણ સમ્બન્ધી ..મ્હારી એ ભાવના પૂર્ણ કરવી અને તેની વ્યાવહારિક સિદ્ધિ મ્હારા દેશને સાધી આપવી-એ, વાચક, નિરીક્ષક, વિચારક, લેખક તથા ઉપદેશક તરીકે મ્હારા સર્વ અભ્યાસનો .. . આશય છે"

આમ વ્યક્તિ તથા કર્તવ્યગત સામાજિક તરીકે પોતાના સાક્ષર-જીવનનો આશય રજૂ કર્યા પછી તુરત કહે છે

"આવી રીતે મ્હારા દેશબન્ધુઓને ઉંચી ઉચ્ચતર જીવનમાં

---

૩ બીજા અધ્યાયના આ ૫૮ મા શ્લોકનું મણિલાલે કરેલું ભાષાન્તર "જ્યારે તેઓ (મહાત્મા) જગતના પદાર્થોથી સર્વ ઇન્દ્રિયોને અન્તરમુખ કરી કાચબો જેમ પોતાનું અંગ કાચલામાં તાણી લે છે તેમ વાળી લે છે, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય છે" આમાંના આઠમા શબ્દની છાપભૂલ સુધારી, અન્તર્મુખ વાંચવું -ચંદ્રિકાના આગલા ભાગમાં ન્હાનાલાલના પદ્ય-ભાષાન્તર-માંથી શબ્દો લીધા છે ઉક્ત ઇન્દ્રિય-સંહરણ અંગે ન્હાનાલાલની જ આ પંક્તિ યાદ આવે છે 'સંકોરી ઇન્દ્રિયો સૌ, શરદનું સર શો, ગુપ્તમણી ખુશાલ' પદ્મિયારની જેમ ગોપ્યા એ મજીઠતા હતી અને હતી 'આનંદી ચીકાશ (આ બા ધ્રુવ)

એટલી કે એનું માત્ર પરિચયાત્મક દિગ્દર્શન પણ વિષયને કાંઈક ન્યાય થાય તેમ કરાવવા સારુ એક જ વ્યાખ્યાન કે નિબન્ધ બસ થાય નહિ; તેથી, આપણી પાસે સ્થળ ને સમય છે તેમાં સમાય એટલું સંક્ષિપ્ત સારદોહન કરવું અને ગ્રન્થગત મુખ્ય વિચારોને ક્રમવાર રજૂ કરતા જઈ, એના પ્રકાશમાં સાંપ્રત સાક્ષરજીવનને શું શું ઉપયોગી છે તે ચીંધવાનો યત્ન કરવો: આટલુંજ આજે તો બની શકશે.

વિરલ છે, અંદરના વાઙ્મયિક માતબર મજકુરે તેમ જ વાચને મળી આવવો એમ બંને અર્થમાં વિરલ છે, એવા 'સાક્ષરજીવન' નામક આ ગ્રન્થની મુખ્ય વાચના માત્ર નાનાં ૨૩૮ પાનાંની છે. એનાં આઠ પ્રકરણો, દરેક અચ્ચાર પ્રકરણનું એવાં બે જૂથમાં વહેંચાઈ જાય છે અને એમાંના પહેલા જૂથનાં પાછાં પેટાજૂથ પડે છે: પ્રકરણો પહેલાબીજાનું ને ત્રીજાચોથાનુ–એ રીતે. આમાં પ્રવેશકનાં ૬૯ તથા ટિપ્પણ વગેરે વાળાં ૭૧ પાનાં, બધાં જ પ્રૉ. ઠાકોરની અચ્છી સંપાદનકલાનાં માવાદાર ફળ છે તે ઉમેરતા, ગ્રન્થપૂર કુલ સરવાળે ૩૭૮ પૃષ્ઠોનું બને છે.

આટલી નક્ષ્ટકાની ગાણિતિક રજૂઆત બાદ રીતસરનો વિષયપ્રવેશ કરવા માડતાં પહેલા બંને પ્રકરણનું યુગ્મ લઈએ. આ પ્રકરણોમાં નામ છે, અનુક્રમે, 'સાક્ષરજીવનના પ્રકાર' તથા આ પ્રશ્નરૂપ વાક્ય– 'આત્મ-કલ્યાણ અને લોકકલ્યાણ શામાં છે? આ પ્રકરણોમાનું કથચિન્ત્ય વિચાર્યાં પહેલા બે-ત્રણ વાતની સ્પષ્ટતા કરી લેવી જોઇએ. પહેલું તો એ કે ગોવર્ધનરામે આ ગ્રન્થમાં 'સાક્ષર' શબ્દ ઘણા ઊંચા અર્થમાં વાપર્યો છે. ૬૭મા પૃષ્ઠ પર વેદાન્તગ્રન્થ 'પંચદશી' પરથી તથા ૫૮મા પૃષ્ઠે પોતાની સ્વકીય ગહન વિચારણાના આધારે તેમણે આ વિષયની જે સમજણ આપી છે તેમ જ ઠાકોરે જ નિરૂપણ ટિપ્પણમાં કર્યું છે તે પરથી કહેવાય કે સંસારી જીવનનું આકર્ષણ, ગમે તેટલું પ્રબળ હોય તો પણ, જે સુધીર મનુષ્ય, પોતાના સાક્ષીરૂપ આત્માનો

અનુભવ કરનાર આ મનની મનસ્, એ આકર્ષણને આકર્ષણ તરીકે પોતાના ખંડમાંથી (યાને ઉદભવી છે એવા વ્યાવહારિક સ્વરૂપથી) અળગું ને અળગું રાખી શકે તે સાદર છે. આવો સાદર અથવા સસારજન-પ્રવાહનો દ્રષ્ટા — સ + અક્ષ + ર — અદિનું ટૂંકું અંગ, અભિ-આખ — આવો અન્તર્દર્શિવાન પુરુષ — આમાં, એ વ્યવહારજીવનનું આકર્ષણ તો પોતાનાથી 'કોરે જ આવું જ રાખી શકે,' અને અધ્યયન-અધ્યાપન સ્વાધ્યાયપ્રવચન, વાચન ઉપરાંત મનન-લેખનના 'પોતાના ઇષ્ટ [ચિત્ત]વ્યાપાર અને [તેનાથી પ્રાપ્ત થતા] આનંદમાં જ કરી કરી વધુ વધુ પ્રવર્તીશ' તેવો હોય છે. સંસારી જીવન પ્રવાહના આકર્ષણ સુખદુઃખાદિના વમળોમાં એને ખેંચાવું કર્મધર્મ સંયોગે પડે તો પણ તે એ 'જ્ઞાની કે સાક્ષર [ચિંતન]-તત્પર' રહે છે.

સ્પષ્ટતયા ચાવવા માટે આવસ્યક લાગવાથી કહ્યુ એટલો ખુલાસો વચ્ચે કરી દેવાની જરૂર છે *

હવે ગ્રન્થ હાથમા લઈએ એમાની સમગ્ર વિચારણા આર્ય પ્રજાના જીવન-આના રૂપ વર્ણાશ્રમ ધર્મના તત્ત્વ પર, તેમ જ એ તત્ત્વના પ્રાચીન તેમ જ અર્વાચીન ભાવને માટે સયોજિત યા તો રૂપાન્તરિત સ્વરૂપ ઉપર થઈ હોવાથી, ગ્રન્થનો પહેલા જ પાને સાક્ષરજીવનના પોતાને સમજાયના ધ્યેય ( idea ) અનુસાર નિરૂપણના પ્રાચીન સાક્ષરજીવન વિષે આ બે વિધાનો કરે છે

પહેલુ 'ક્ષત્રિયોને અને વૈશ્યોને પોતાના વ્યવહારબળને એટલે ગૃહસ્થાશ્રમને અંતે વાનપ્રસ્થ આશ્રમ પાળવા અને પરમાત્મચિંતનમા આયુષ્યશેષ ગાળવા આદેશ હતા'

અને બીજુ 'બ્રાહ્મણવર્ગ ઉપનયન કાળથી તે મરણ સુધી સાક્ષરજીવનમા જ આયુષ્ય ગાળતો

આ પ્રત્યેક વિધાનની પૂર્તિમા કહ્યુ છે કે ક્ષત્રિયો તથા વૈશ્યો વાનપ્રસ્થાશ્રમ દરમ્યાન જે આત્મચિન્તન કરતા તે ગુરુરૂપી અને શાસ્ત્રરૂપી સાધનોથી અને 'શાસ્ત્રાભ્યાસમા ગાળેના આ જીવન સાક્ષરજીવન જ હતા' આ ઉપરના શબ્દોનો અર્થ એવો લઈ શકાય કે એ બને વર્ણોના મનુષ્યો ગૃહસ્થાશ્રમમા જે જીવન પોતપોતાને માટે શાસ્ત્રોક્ત જીવન ગાળતા તે પણ ભાઈ-અસાક્ષરના નહોતા અહી રજૂ થયેલી વસ્તુસ્થિતિ કાઈક આવી સમજાય છે ક્ષત્રિયો તથા વૈશ્યોને પણ ઉપનયનનો અધિકાર હતો તેની જ એમને પણ દ્વિજ ગણવામા આવ્યા છે અને તેમાના પહેલાએ દેશની રક્ષાનો તથા રાજ્ય કરવાનો જે ક્ષાત્રધર્મ અને બીજાએ દ્રવ્યોપાર્જનનો જે વૈશ્યધર્મ ઉપનયનસસ્કાર પામ્યા બાદ પાળવાનો હતો તે-તે પ્રવૃત્તિ ધર્મોમા પણ સર્વસામાન્ય પ્રકારની સાક્ષરતા એટલે શાસ્ત્રજ્ઞાનની પ્રાપ્તિ તેમ જ એનો વિનિયોગ એ બને તેમના જીવન તથા કાર્યોમા વ્યાપ્તમાન

---

* વળી ધ્યાનમા રાખીએ કે દૂતવિદિના એ શ્લોકમા क्षेमम् कल्याणम् એમ બાહ્ય ને આન્તર સુખો માટે શબ્દ જુદા જુદા છે

હતાં. આ કારણે તેમનાં ગૃહસ્થાશ્રમી જીવન સર્વસામાન્ય અર્થમાં સાક્ષરજીવન હતાં. વળી તેમનાં (ક્ષત્રિયનાં, વૈશ્યનાં) વાનપ્રસ્થી જીવન પૂર્વોક્ત રીતે આત્મચિન્તનપરાયણ હોઈ, પતિપત્ની ઉભયનાં આ ઉત્તરાવસ્થાનાં જીવન પણ સાક્ષરજીવન હતાં.

૬

ગ્રન્થકર્તાએ એ બંને વર્ણો વિષે આગળ ચાલતાં ઝાઝું કહેવાનું નથી તેથી એમના સાક્ષરજીવન સંબન્ધી, શરૂઆતમાં જ હમણાં આપણે જોયું તેટલું કહી લઈને ઇતર બલ્કે મૂળ પ્રકાર જે બ્રાહ્મણ વર્ણના સાક્ષરોનો તેમની વાત હાથ ધરે છે. આ સાક્ષરોએ જન્મથી માંડી મૃત્યુ સુધી, બ્રહ્મચર્યાશ્રમમાં ને ગૃહસ્થાશ્રમમાં, વાનપ્રસ્થી તરીકે ને સંન્યાસી તરીકે, જે જીવન 'સાક્ષર'ના પૂર્વોક્ત અર્થમાં જીવવાનું તે પરમાર્થદષ્ટિએ, ધર્મના અવિરોધી એવા અર્થ–કામનો પુરુષાર્થ કરતાં કરતાં અને મોક્ષને જીવનધ્યેય તરીકે પહેલેથી જ સ્થાપીને, જીવવાનું છે. આમ હોવાથી, એવાં સાક્ષર-જીવનપરાયણ બ્રાહ્મણ કુટુંબોના 'વ્યવહારનું દ્રવ્યરૂપ સાધ્ય વ્યવહારમાં ભળ્યા વિના તેમને મળી શકે એ દષ્ટિ' તત્કાલીન સમાજની હતી. આર્ય ધર્મશાસ્ત્રમાં રખાઈ છે અને આર્ય પ્રજાના સમાજે, આ સંદર્ભમાં સુપાત્ર આર્ય ક્ષત્રિયો ને સુપાત્ર આર્ય વૈશ્યોએ–યુગે યુગે ધારણ કરી રાખી હતી તેવી એ દષ્ટિ અનુસાર, પ્રજાના તે–તે સમયના સાક્ષરવર્ગને, વિદ્યોપાસક હતા, તેમ જ મન–વચન–કર્મથી સદૈવ જ્ઞાનવિનરક પણ હતા એ બ્રાહ્મણોને, આપણા કર્તાએ જેને 'અન્ન-પૂર્ણાનો પ્રસાદ' કહ્યો છે તે દ્રવ્યસાધન **વગરમાગ્યે** અને **પૂરતા** પ્રમાણમાં બલ્કે સારા પ્રમાણમાં પ્રજાએ પૂરું પાડ્યું હતું.

એટલું, મધ્યકાલમાં પણ સચવાયો હતો તે પ્રાચીન સમાજ-વ્યવસ્થા મુજબના દ્વિજોના વર્ણવર્ણના તથા પરસ્પરના સાક્ષરધર્મ વિષે. અર્વાચીન અસરો હેઠળ આપણો સમાજ હવે, આ ૧૯–૨૦મી

સદીઓમા રહ્યો નથી ત્યારે, સાક્ષર કોણ હોઈ કે થઈ અને રહી શકે તેણે સાક્ષરજીવન કેવુ, કેવી રીતે જીવવુ આ પ્રશ્નોના ઉત્તર આપતા, સ્વાભાવિક રીતે જ, ગોવર્ધનરામે પહેલા પ્રકરણમા સરસ્વતીભક્તોએ દ્રવ્યસંપાદનના વિષયમા પોતાની મર્યાદા સમજી, મર્યાદા બાંધી લઈ, તદનુસાર સંતોષવૃત્તિ ધારણ કરી, ટકાવી અને પૂરતો દ્રવ્યસંચય જાત-કમાણીથી કરીને પોતાની ખરી જરૂર કરતાં વધારે, જરા પણ વધારે, સગ્રહ નહિ કરતા, પોતાનુ સાક્ષર તરીકેનુ કર્તવ્ય અહોનિશ બજાવવુ ઘટે એવી મતલબનો સદ્બોધ આપ્યો છે

તેમણે આ સંદર્ભમાં પોતાના સમકાલીન ઉચ્ચશિક્ષણપ્રાપ્ત શિક્ષિતજનોને–વકીલો તથા દાક્તરોને, શિક્ષકો, અધ્યાપકો તથા કદાચ પત્રકારોને પણ–ધ્યાનમા રાખી ગ્લાનિપૂર્વક કહ્યું છે 'ધારાશાસ્ત્ર, ઔષધ-શાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર આદિ સર્વ વિષયોનો લય' હિંદમા લક્ષ્મીસેવનમાં જ થઈ જતો હોય છે એમાના જે કોઈ સાક્ષરજીવન ગાળવા જેટલી સંપત્તિ હોવા છતા પાઠશાળાઓમા પરણેલી સરસ્વતીને ગમે તો હૃદયમાથી પણ વિસારે પાડે છે અથવા તો લક્ષ્મીની દાસીનુ પદ સરસ્વતી પાસે કરાવે છે, તેવાઓ તો, જન્મે હોય ભલે હરકોઈ વર્ણના કે જ્ઞાતિના, પણ, એવા ગુણકર્મના બ્રાહ્મણો વિદ્યાપીઠીય પદવીધારક સુશિક્ષિતો, પોતાના બ્રાહ્મણત્વનો ત્યાગ જ કરે છે અને વણિકપણાનો સ્પષ્ટ સ્વીકાર કરે છે વળી કર્તાએ પોતાના અભિપ્રાયના અનુમોદનમા કાલિદાસ સરખા કવિનુ સાહાય્ય પણ લીધુ છે કે

यस्यागम केवल जीविकैव ।
त ज्ञानपण्य वणिज वदन्ति ॥

[ જેની વિદ્યા તેની કેવળ જીવિકા–તેનુ નિર્વાહસાધન માત્ર છે, તેને વિદ્વાન નહી પણ જ્ઞાન નામે પણ્યને વેચનાર વાણિયો કહે છેઃ પૃ ૨૪૨મે, ભાષાન્તર ઠાકોરનુ ]

૭

આપણા અગ્રભાગના ઉપના વચનો એકાંગી, કદાચ અન્તિમતાવાદી અને અભ્યાગ્રહજડ, વ્યવહારના અખૂઝ માણસે ઉચ્ચારેલા પણ એ એટલા જ તેમણે પ્રસ્તુત વિચારણા અંગે લખ્યા હોત તો, ગણાન પણ એને તેવા ગણવાનું કારણ નથી પોતે મહાન ભાવનાભક્ત હતા તેમ સુબુદ્ધિમાન તથા સમુચ્ચ માનવ્યવાન-માનવતાથી સભર હૃદયના પુરુષ હતા પણ તેથી એમની એ મહત્તા ઉપના શ્રેણાર્ધ બાદ પુનઃ તેમને હાથે જે લખાવે છે તેનો સાર એવો છે કે દેશ-કાળાનુસાર ધારણાઓ યાને વર્ણવર્ગ આદિએ પોતપોતાની ઉચ્ચાધિકારરૂપ નિમિત્તે મળેલી વિદ્યાનો વિનિયોગ આકસ્મિક અર્થે ધનપ્રાપ્તિ માટે કરવાનો હોય છે, એની જરૂર પડે છે, એ ખરું પણ 'જ્ઞાનને કેવળ ઠરિ લુ રૂપ જ આપવું,' એમ બનતું હોય છે. પદવીધારીઓને જે દુ:સહ લાગતું જોઈએ તે પ્રિયતમ લાગતું હોય છે એ કમનસીબી, રાષ્ટ્રની મન્દક્રાન્તિતાને પ્રાણવાન નીવડે છે એવી વસ્તુસ્થિતિ ક્ષણનાર પણ ચલાવી લેવાય તેવી નથી અહીં પોતે ફરીથી એ જમાનામાં હજી અવિચ્છિન્નવત્ હતી ને આ જમાનાએ જેમનું સત્ય આનુષંગિક રીતે ઘણી સમજવાનું છે તે હિંદુ સમાજની જ્ઞાતિવ્યવસ્થાની ભાષામાં કહે છે 'ભોજનાદિકના વટાળથી વટલાવા કરતા આ બુદ્ધિના વટાળથી વટલાવું તે બ્રાહ્મણત્વનો નાશ વધારે સંપૂર્ણ કરે છે બ્રાહ્મણત્વનો નાશ જેટલે અંશે થાય છે તેટલા જ સાચા જીવનનો નાશ તે જ દાગ થાય છે' (પૃ ૩)

આ ઘડે એ યુગમાં વાસ્તવિક દૃષ્ટિએ સમજી લેવા જેવા કર્તાના બીજા બે વિચારબિન્દુ ટપકાવવા પ્રસ્તુત છે પહેલું તો એ કે પશ્ચિમના દેશોમાં અર્વાચીન બ્રાહ્મણત્વ અને બ્રાહ્મણજીવનનો ઉદ્ધાર થતો હોય છે, ત્યાંના વિદ્યાપીઠના પોષિન્દા શ્રીમન્તો ધનસાધન ઘણું પૂરાં પાડતા હોવાથી એ અભિનવ બ્રાહ્મણો કાર્ડિનલ ન્યુમેન-પ્રણીત

'યુનિવર્સિટી'ના ઉચ્ચગ્રાહ અનુસાર શુદ્ધ વિદ્યાની ઉપાસના નિમિત્તપણે ને પૂરી એકાગ્રતાથી કરી શકે છે તેમ એના મિષ્ટ પરિપક્વ ફળ પ્રજા પામે છે એ વિદ્વાનોની 'વિદ્યાની સાર્થકતા બુદ્ધિરૂપ શરીરના પ્રાણનું કામ સારવામાં જ આવી જાય છે જે પોષણ જે બળ, અને જે આનંદ સમૃદ્ધ, આરોગ્ય આદિના સ્વતંત્ર પ્રાણ-પોષક વાયુથી શરીરને મળે છે તે જ બળ બુદ્ધિને આપવામાં આ વિદ્યાની સફળતા છે' (પૃ ૩-૪)

બીજું, પોતે સ્વમાનપૂર્વક જીવન ગાળી શકે તેટલું ધન 'બુદ્ધિમાન મનુષ્યના પ્રયત્નને ઈશ્વર મોડાવહેલો આપી રહે છે' એ 'શ્રદ્ધાને તૃપ્ત કરનાર ઐશ્વરી શક્તિ' અન્નપૂર્ણાદેવી છે એના પ્રસાદ વિના હાલના શબ્દે 'રોટી' વિના, જ્ઞાન કે વૈરાગ્યની સિદ્ધિ પણ શક્ય નથી સાક્ષરને ખાનપાન-રહેઠાણ માટે જરૂરી હોય એથી વધુ ધન મળે તો તે 'સરસ્વતીના આરાધનમાં વપરાવું ઘટે

પ્રાચીન તેમ અર્વાચીન સમયમાં પણ ખરી જરૂર તો એવા સમાજની જણાય છે કે જ્યાં સાક્ષરજીવનમય આયુષ્ય ગાળનાર સાક્ષર ઋષિગણ જે વ્યાસ વાલ્મીકિ તથા વસિષ્ઠના આશ્રમોમાં અન્નપૂર્ણાનો પ્રસાદ વર્ષી રહેતો હતો તેવું બનતું હોય એ ઋષિવરો સમાજની તેમ રાજ્યની પણ વ્યવસ્થા પ્રત્યક્ષ પરોક્ષતાથી કરનાર એમના લોકોત્તર સામર્થ્યે સામર્થ્યવન્ત વ્યવસ્થાપનકારો હતા તેમને એકાન્ત અને અવકાશ મળતા તેઓ લો[illegible] હતા જ્ઞાનવૃદ્ધ તેમ અનુભવવૃદ્ધ હતા વિદ્યાસપર અને શાન્તિપરાયણ હતા આ કારણે એમના ગૃહસંસાર 'ઉપાધિશૂન્ય શાન્ત અને પ્રેમો[illegible]' હતા વળી એમના ઉત્તમાંગમાં 'અક્ષરબ્રહ્મ અને શબ્દબ્રહ્મના પ્રકાશ અને આનંદ સિવાય કાંઈ બીજો પદાર્થ જવા પામતો નહીં' આ માટે એ મહાત્માઓએ પ્રજાજનના તેમ ય પણ સમજાતી સાદી આત્માઓ તરીકે જે જોયું-જાણ્યું તે પ્રજાહિત તથા પ્રજાકલ્યાણ અર્થે ચિંતવ્યું અને ગ્રન્થરચનાઓ કરી તે એમના 'ઐહિક અને આમુષ્મિક

અનુભવના ઉદ્‌ગાર' આપણા શાસ્ત્રો છે 'સાક્ષરજીવનનો ઉત્તમોત્તમ ઉચ્ચ આદર્શ એ મહાત્માઓમા મૂર્તિમાન થયો હતો'

એ ઋષિઓ જેવા સમાજહિતચિન્તક સાક્ષરો આ કાળમાં પ્રતિદિન અધિક ને અધિકતર પ્રેયોવાદી બનતા જતા ૧૯–૨૦મી સદીઓના જમાનાઓમા ઉત્પન્ન થવા કે થાય તો ટકવા શક્ય નથી એમ જો કોઈ કહે તો આ ગ્રન્થના પાંચમા પ્રકરણમા ઉપદેશના પૃષ્ઠોમા કર્તા જે કહે છે તેમાથી ઉત્તર એવો ધ્વનિત થાય છે કે તમારા જીવનની ખરી જરૂરિયાત વધારી મૂકો નહિ અને સાદુ જીવન, પ્રકૃતિના એકાન્ત ખોળે આત્મજીવન, શ્રદ્ધાપૂર્વક ગાળવા તત્પર હો તો તમે પૂરતુ ધન પ્રાપ્ત કરશો એમા સંશય નથી તો પછી, અર્વાચીન સાક્ષરજીવન પણ થઈ શકશે 'નિર્મલ, તેજસ્વી, શાન્ત, શીતલ, એકાન્તવાસી, અને સૂર્યની ભભક વિનાના કેવળ ચન્દ્રપ્રભાને ઝીલતા ચન્દ્રકાન્તમણિ જેવા' (પૃ ૧૧)

હોય. ભૂખતરસ સંતોષની 'સ્રીપુંસાકર્ષણ–sex impulseને વશ થવું વગેરે ચાર પુરુષાર્થોમાંનો જેમ બીજો ને ત્રીજો–અર્થ ને કામ–એ તો મનુષ્યેતર પ્રાણીઓ ને મનુષ્યો એ બેઉને ઉભયસામાન્ય છે, કોઈને કોઈ રૂપે પણ એ હાજતો, તૃષ્ણાઓ, વાસનાઓનું નિયમન કરવાનું તે માટેની વૃત્તિ–શક્તિ તો મનુષ્યમાં જ હોય છે એવું નિયમન ધર્મ નામક પ્રથમ પુરુષાર્થના બળે જે કોઈ કરી શકે, પોતામાંના પશુભાગને અંકુશમાં રાખીને, એ ભાગની તૃષ્ણાઓનું 'અન્ધ અવિચારી દાસત્વ' તજીને, જે મનુષ્ય વ્યક્તિ સ્ત્રી કે પુરુષ, ઉચ્ચતર સાધના કરનાર સાધક હોય, આત્મકલ્યાણની ખેવનાવાળી હોય, તેવા સર્વદેશી સદાચરણ જેના હોય, તે જ લોકકલ્યાણકારી પ્રજાજનોનું ઐહિક–પારલૌકિક કલ્યાણ કરનારા મનુષ્ય સાક્ષરનું સ્થાન પામે છે, ન અન્ય કોઽપિ

આ ભાવના, આત્મકલ્યાણની ને લોકકલ્યાણની આવી જે ભાવના તેનું ઉદ્ભવસ્થાન કયા છે? ઉત્તર 'મનુષ્યના હૃદયમાં કાંઈક એવું સત્ય છે કે જે પશુમાં નથી અને પામરમાં નથી પણ આત્મકલ્યાણ અને લોકકલ્યાણના શોધકના અન્તરાત્મામાં જાગે છે (પૃ ૩૩–૩૪) કર્તાના આ વિલક્ષણ મતવિધાનનો ખરો અર્થ એ થયો કે પ્રત્યેક સમાજમાં પ્રાકૃતજનોથી વિભિન્ન બકે પૂર્વસંસ્કારો વડે કરીને ઉચ્ચતર એવા શિષ્ટજનો હોય છે પ્રજાના એ શિષ્ટવર્ગની વૃત્તિશક્તિઓ આમવર્ગ કરતા સ્વભાવત અને સંસ્કારત જુદી હોય છે. ન્હાનાલાલ કવિએ જેને આત્માનો અમીર કહ્યો છે તેવો આ આ અમીરી મનહૃદયનો મનુષ્ય એની ઉદાત્તમનોમય તથા પરિશુદ્ધ પ્રાણમય શક્તિઓના પ્રભાવે પૂર્વોક્ત સૂક્ષ્મ સત્ત્વ પોતામાં અનુભવતો હોઈને, સંસ્કૃતિમાન જગતના સમર્થ મહાજનોનો પિછાનનાર તે હોવાથી, તે પોતે પણ સહજભાવે ભાવનાપરાયણ મનુષ્ય યાને મહા–જન હોય છે તે જ ખરો સાક્ષર છે, શ્રેષ્ઠ સાધક છે પ્રજાનો તે સંસ્કાર-ગુરુ છે સ્થૂલપ્રકારના વૈભવ વિનાસને તૃણવત્ ગણનારનું તેનું

'રમેશ પ્રેરશે, વીરેન્દ્ર આચરશે'

આ બન્ને મનુષ્યજાતિના જે વિશિષ્ટ સાક્ષરપ્રકારો તેમાંનો કવિ-વાણી અનુસાર જે વીરેન્દ્ર તેને ગોવર્ધનરામે સરસ્વતીદેવીનો મધુર કહ્યો છે અને રમેશને, એ દેવીના ગાનના શ્રવણમા લયલીન ભક્ત વળી, જગતને તો એ બન્નેની આવશ્યકતા છે લેખક વાચકને કહે છે કે તું આ દેવીનુ મધુરત્વ ઇષ્ટ ગણતો હોય તો પણ તુ અને પેનો સાક્ષીરૂપ ગાનનીા ભક્ત, બને અન્યોન્યાશ્રયી છો માટે, એવો 'અન્યોન્યાશ્રય પામી, સગત રહી, વિધાતાની પ્રિય પુત્રીની શ્રેયસ્કરિણી યોજનાઓનો નિવાહ,' વ્યક્તિ તથા સમાજની જીવનધુરાનો નિર્વાહ, ભલી ભાતે કરા

૧૦

પ્રકરણો ત્રીજુ ને ચોથુ આમાના ત્રીજામા ઉપર જેનુ આછુ સૂચન આવી ગયુ તે સાક્ષરજીવનની તટસ્થતા અને સાક્ષિતા વિષે લખાયુ છે, અને ચોથાનો વિષય છે સાક્ષરજીવનના ભયસ્થાન

અહી જે તટસ્થ અને સાક્ષીરૂપ-આત્મામય સાક્ષરનુ ચિત્ર કર્યું હોય છે તે જીવનપ્રવાહમા જન્મથી પડેલો તો ખરો પણ કોઈ વાર ભરજુવાનીમા યે સાક્ષરજીવન ઉઘડાતી સાત્ત્વિક ઉત્કટતા થતા, પ્રવાહમાથી નીકળી તટે ઊભો રહી એકાગ્ર ચિત્તે બલ્કે જાગ્રત આત્મા વડે પ્રવાહને, વિશિષ્ટ નિજ સાક્ષર-દૃષ્ટિથી નિહાળનારો હોય છે પોતાના તાટસ્થ્ય છતા તે સૂક્ષ્મ તાદાત્મ્ય સાધનારો પ્રવાહપતિત બહુવિધ બહુરગી જીવોના બાહ્યાન્તર જીવન સાથે આત્મીયતાપૂર્વક તલ્લીન થયેલો હોય છે એના વિષે પ્રવેશકમા (પૃ ૩૩) કહ્યુ છે

'સસ્કૃતિની વિશુદ્ધિ અને વિવૃદ્ધિ સત્યથી છેટી અને આવા પ્રશાત દહનત સકનસ આત્માઓની લોકોત્તર દૃષ્ટિ જ સત્ય અને હિતના નવાં કિરણ ઝીલવા સમર્થ છે'

વળી, સામાન્ય પણ જિજ્ઞાસુ વાચક કે શ્રોતા ઝીલી શકે તેવા,

'એ કિરણોના નાનાવિધ અપૂર્વ સુંદર અક્ષરદીપ સૃજવા, એ જ અઢ આત્માઓનું વિશિષ્ટ જીવન અને અનન્યસાધારણ રસાયન છે, એ જ આ મહાશયોની સર્વકલ્યાણી–'સર્વકામાપ્તિ'–છે.' (પૃ. ૩૩.)

'દલન' શબ્દ હમણાં જ આવી ગયો ને એ ઉપાડી લઈ, ભયસ્થાનવાળા પ્રકરણનો પરિચય આપવા માંડતાં પ્રો. ઠાકોર આ ઉદ્ગારથી શરૂઆત કરે છે: 'પણ–પણ–દલન રહેવું રમતવાત નથી.' અને ગોવર્ધનરામે જે ઋષિઓ પોતાનાં વ્રતથી ચલિત થયા હતા તે પરાશર તથા વિશ્વામિત્રનાં ઉદાહરણો આપી, એ ઘટનાઓને એવી રીતે આપણે માટે તો ઘટાવે છે કે એ સાક્ષર ઋષિઓ ભલે ભયસ્થાનથી ચેત્યા નહિ પણ અન્ય સૌ સાક્ષરોએ તો એવાં દાખલાને નજર સામે મૂર્તિમાન ચેતવણી તરીકે રાખી દલન થવાનું છે અને વિધાતાનો ઉપકાર માનવાનો છે કે પરાશર–મત્સ્યગન્ધાના પુત્ર વ્યાસ સરખા મહર્ષિ અને વિશ્વામિત્ર–મેનકાની પુત્રીના પુત્ર ભરતખંડને નામ આપનાર ભરત સરખા રાજર્ષિ જગતને મળ્યા.

વળી, પ્રલોભનને ધર્મકર્મસંજોગે વશ થયેલા સાક્ષર તથા એની સાહિત્યકૃતિઓ તરફ આપણે કઈ રીતે જોવું જોઈએ એ વિષેનાં ગ્રંથકારનાં વચનો પણ ભૂલવા જેવાં નથી:

'સાક્ષરોના સ્થૂલ દેહનો ન્યાય સ્થૂલ દેહના શાસ્ત્રથી કરવો, અને અક્ષરદેહનો ન્યાય તેની કલ્યાણવૃત્તિના દર્શનથી કરવો એ માર્ગ આ દેશને પરિચિત છે, કલ્યાણપોષક છે, શાંત છે, અને ઉદાર છે.' (પૃ. ૭૮)

આ ચોથા પ્રકરણના અંતે, ભયસ્થાનનો ભોગ બનેલ, બીજી રીતે સારો ને સર્વથા સારો, એ બે સાક્ષરપ્રકારો વિષે સુંદર વાણીમાં કર્તા કહે છે કે પહેલાનું સાક્ષરજીવન "ક્ષત થશે તો [તો પણ] અપંગ અને વિકલ અરુણની પેઠે પ્રકાશરૂપ સૂર્યના આકાશગામી રથનું સારથિત્વ કરશે." બીજો થશે ગરુડરાજ; તે ભયમાંથી ઊગરી,

સપક્ષ સંપૂર્ણાંગ થશે તો કલ્યાણપ્રવૃત્તિના પોષક વાસુદેવ–સર્વવ્યાપી વિષ્ણુ–નું જાતે વાહનત્વ કરશે" (પૃ ૯૨)

૧૧

'સાક્ષરજીવન'ના પાચમાથી આઠમા પ્રકરણ સુધીનાં આશરે દોઢસો પાના એટલે આ ઉચ્ચસામર્થ્યયુક્ત કૃતિનો સૌથી મહત્ત્વનો ભાગ એમના પાચમા પ્રકરણના, આટલે સુધીના ગ્રથગત નિરૂપણના આધારે, 'પ્રવાહ, સાક્ષી, તેમનો યોગ, અને તેના ફળ' વિષે લખાયુ છે, અને પછીના ત્રણ પ્રકરણો ૬, ૭, ૮ના શીર્ષક છે 'શુકદ્રષ્ટા' 'બાલદ્રષ્ટા' તથા 'લક્ષણદ્રષ્ટા.' આટલેથી ગ્રથ અપૂર્ણ છે. એ પૂરો થયો હોત તો કર્તાએ લક્ષ્યદ્રષ્ટા તથા પર્યેષકદ્રષ્ટા વિષે લખી, ઉપસહારનું ૧૧મુ પ્રકરણ પણ ઉમેર્યું હોત.

હવે થોડા જ બાકી રહેલા આપણા વિષયનિરૂપણનો વિચાર-તતુ ચોથા પ્રકરણના અન્તભાગથી આગળ ચલાવવો ઠીક પડશે. ત્યા સૂચિત ગુરુરાજ સમોવડ સર્વોત્તમ સાક્ષર કેવો હોય, અન્ય પ્રકારના સાક્ષર કેવા હોય તથા એ પ્રત્યેકની ન્યૂનાધિક અશે વિકસિત સાક્ષરદૃષ્ટિ કેવી આ સર્વની જે ભૂમિકા પાચમા પ્રકરણમા બધાઈ છે તેની પિછાન ટૂકામા મેળવી લેવા સાથે આપણુ કાર્ય હાલને કાજ પૂરુ થશે

સાક્ષરજીવન વિચારતા આ ગ્થળે ગોવર્ધનરામે, આપણા પ્રાચીનોની પરિભાષા વાપરી છે તેમ કેટલુક આગવુ પણ, આવશ્યક લાગવાથી, એમા નવુ ઉમેર્યું છે આ રીતે તેમણે કરેલી વિચાર-વ્યવસ્થા અનુસાર સાક્ષરદૃષ્ટિના પાચ પ્રકાર છે અને સાક્ષર દ્રષ્ટાઓ પણ શુકદ્રષ્ટા, બાલદ્રષ્ટા, લક્ષણદ્રષ્ટા, લક્ષ્યદ્રષ્ટા તથા પર્યેષકદ્રષ્ટા એમ પાચ પ્રકારના છે આ પ્રત્યેકની દૃષ્ટિ કેવી છે અને તેના કર્તવ્યકર્મ શા શા, એ બહુધા તેમના પૃ ૯૩–૯૪ ઉપરના શબ્દોમાં હવે જોઈશુ.

૧ પ્રાચીન રીતે વેદમંત્રોને કંઠસ્થ કરી રાખનાર તે ગુકદૃષ્ટ-આ વર્ગનો સાક્ષર "અક્ષરોના ઉચ્ચાર કરે છે, અક્ષરો વાંચે છે, અને તેનુ સ્મરણમા ધારણ કરી શકે છે"

૨ બાલદૃષ્ટામા આવી "કેવળ શુકદૃષ્ટિ નથી પણ તે વાંચેલુ સમજી વિચારી શક છે અને તેની બુદ્ધિમર્યાદા એથી આગળ વધતી નથી"

૩ ત્રીજે તે લક્ષણદૃષ્ટા આ વર્ગના સાક્ષરો ઉપના બન્ને કરતા આગળ વધેલા હોય છે તેઓ વાંચી-લખી તો જાણે, એવુ સ્મરણમા રાખી શકે અને સાધારણ-સારા, મધ્યમ પ્રતના કહીએ તેવા પુસ્તકો સમજી પણ શક લક્ષણદૃષ્ટા જે છે તે શુકદ્રષ્ટામાત્ર દૃષ્ટાની જેમ બાટનુ તો ન્રેજ, પણ તની વિશસતા છ આ-કે તે 'કોઈ શાસ્ત્રને સમજી શકે છ અને તે શાસ્ત્રના, [તે શાસ્ત્રમા, શાસ્ત્રે] દર્શાવેલા લક્ષણથી દૃષ્ટ પદાર્થમા શાસ્ત્રના નિયમનુ દર્શન કરી શકે છ' આ પદ્ધતિ Deductionની છે, અનુસન્ધાનની, સર્વસામાન્ય, પૂર્વચિન્તિત સિદ્ધાન્તની હેઠળ દૃષ્ટાતો રજૂ કરવાની

૪ લક્ષ્ય દૃષ્ટિ જે ચોથી તે છે Inductionની એ કોનામા હોય? ઉત્તર 'જે સમર્થ સાક્ષરો દૃષ્ટ અને દૃષ્ય પદાર્થો ઉપર દૃષ્ટિ નાખી તેમના લક્ષણ શોધે છે અને એવા લક્ષ્યના લક્ષણો ઉપરથી સામાન્ય નિયમ 'General laws' રચે છે, તેઓ શાસ્ત્ર રચે છે' આ Inductive method પાશ્ચાત્ય ન્યાયશાસ્ત્રની હોઈ, ત્યાના વિજ્ઞાનો એ પ્રજાઓનુ બહુશાખી વિજ્ઞાન, એને લીધે શકય બન્યા છે 'આ બળને લીધે જ તેની શાસ્ત્રસમૃદ્ધિ આજ આટની વિકસિત છે' (પૃ ૮૭) અહી શાસ્ત્ર એટલે વિજ્ઞાન (science) એવો અર્થ, વિશિષ્ટ અર્થ પણ લેવાનો એમ લાગે છે (સામાન્ય અર્થ ઉપરાંત.)

અહી ઉદાહરણ લેખે ગોવર્ધનરામનુ જ નામ અપાય તેમ છે એમનામા વૈજ્ઞાનિક વિચારની દૃષ્ટિ હતી એ છે 'લક્ષ્યરૂપ પદાર્થના અન્તર્ગત લક્ષણો પ્રીછી, એને આલેખની કે નિરૂપની સાક્ષરદૃષ્ટિ.' ('ગુ જ સા રૂપરેખા' ૧થી આ મા પૃ ૧૮૭-એ છે તે ટીપ) તે

આવા લક્ષ્યદ્રષ્ટા સાક્ષર હતા તેથી જ સંસ્કૃતિઓના ત્રિવેણીસંગમ વિષેની દૃષ્ટિ તેમની પ્રતિભામાં સ્ફુરાયમાણ થઈ, ઊઘડી અને સ્થિર થઈ તેમ જ તે પોતે ભારતીય વાઙ્મયના બહુ થોડા સંગમયુગના દ્રષ્ટાઓમાંના એકના ઉચ્ચપદે ઠર્યા છે.

૫ · તેમણે પાંચમી તરીકે પર્યેષક દૃષ્ટિને ગણાવી છે. પ્રવેશકકારે, (પૃ. ૩૬) ' કલાકૃતિ વા શાસ્ત્રકૃતિ રચે ' છે તે ચોથી તે લક્ષ્યદૃષ્ટિ તેનાથી પણ ચડિયાતી, અને એ કારણે આલેખમાં છેક ઉપર પાંચમા સોપાને મુકાયલી છે. આ પર્યેષક દૃષ્ટિને એનાં ગુણ-લક્ષણ આદિના મૂળ કર્તાના વીગતવાર વર્ણનના આધારે, ટૂંકામાં આ શબ્દોમાં ઠાકોરે રજૂ કરી છે: સમાજના–સમાજરૂપી સમુદ્રના વિચારમંથનમાં મંદરાચલનું વાસુકિનું વા કૂર્મનું કાર્ય કરે તે છે પર્યેષક દૃષ્ટિ, એટલા અનન્ય સામર્થ્યે યુક્ત હોય તે કહેવાય છે પર્યેષક દ્રષ્ટા સાક્ષર.

વળી આ છે દીર્ઘકાલીન અખંડ યોગસાધનાના બળે જ સાધ્ય એવી ઋતંભરા દૃષ્ટિ, વિશ્વદૃષ્ટિ, સમાધિની તુર્યાવસ્થાએ પહોંચેલા સિદ્ધ પુરુષની કૂટસ્થ દૃષ્ટિ, સ્વ–પર ઉભયના નિઃશ્રેયસ યાને પરમ કલ્યાણને સાધનારી યોગદૃષ્ટિ એ પામવાના ઊર્ધ્વ માર્ગે 'સાક્ષરજીવન'-કાર વિચર્યા હતા, એ માર્ગ તેમણે ઉર્ધ્વગતિ સ્વ–પ્રયત્ને કરીને સારા પ્રમાણમાં ધીટતાથી, તપસ્યાપૂર્વક કરી હતી એવું ઉર્ધ્વગામી પ્રયાણ આ યોગી મહાત્માનું. પૂર્વ જન્મોના કદાચ યોગભ્રષ્ટ પણ પરમ શ્રદ્ધાવાન ઝવાલના હતા તેમનું, **શુચીનાં શ્રીમતાં ગેહે** આ જન્મે જ જન્મેલાનું થયું હતું પણ વિધિનિર્માણ કાંઈક જુદું જ નીવડ્યું–એવું કે પર્યેષક સાક્ષરદૃષ્ટિ તેમને લાધી નહીં અને તેથી અપૂર્ણ રહેલા આરંભેલા ગ્રંથ ' સાક્ષરજીવન ' નો એ ભાગ લખાયો જ નહીં. *

* આ કઠિનમાના લખાણનું બરાબર આસ્વાદ કરવા ચાહનાર વાચકે, પ્રો. ઠાકોરે પ્રવેશકમાં આપેલા ગો. સાથેના પોતાના છેલ્લા મેળાપ વિષેનાં અવતરણ વાંચવાં.

'સાક્ષરજીવન' સંસ્કારોદ્બોધન અર્થે કુશાગ્ર અને તેજસ્વિની ધર્મબુદ્ધિપૂર્વક રચ્યું.

એ ગ્રન્થના પાને પાને વિચારરત્નો વેરતાં એ પ્રબોધમૂર્તિ સાક્ષરજીવનવેત્તાએ આપણને પ્રબોધ્યું છે કે સાક્ષર માત્ર સ–અક્ષર એટલે અક્ષરજ્ઞાનવાળો હોય છે તેટલું બસ નથી, તેણે તો સાક્ષીરૂપ જાગરૂક આત્મા અક્ષરબ્રહ્મનો ઉપાસક હોય છે તેવા બનવાનું છે તેણે સહજ મર્યાદાવન્ત પરિગ્રહ જ કરવો ઘટે તેણે અર્થની, કામની પ્રાપ્તિ કરતા, કમાતા ને ભોગવતા, કુટુંબ પોષણ કરતા, સમાજનું વ્યવહારજીવન જીવતા પણ, પોતાના આત્મસ્વરૂપ સાથે અનુસંધાન રાખવાનું છે આ સંદર્ભમાં ગ્રન્થમાના (પૃ ૪૧) આ કવિત્વયુક્ત વચનો, સંસારવાળું નાગરિકમાત્રને સંબોધાયેલાં નિઃસંકોચ ગણાય તેવા વચનો, આપણ પ્રત્યેક માટે કેટલા પ્રેરણાવાળી નીવડે તેવા છે।

'પ્રિય સાક્ષર! અન્નપૂર્ણાથી તૃપ્ત થઈ તારો ધર્મ તું જાતે જ શોધી લે સરસ્વતીનું વાહન મયૂર જેવું અનેક રમણીય રંગ અને અવયવવાળું સુન્દર અને ઉદાત્ત ઉન્નતકંઠ છે તેવું જ તે ઊડવાની પ્રવૃત્તિવાળું છે તે વાહન પેઠે સરસ્વતીદેવીના પવિત્ર રમણીય ભાગને ઊંચકી અનેક વ્યવહારોમાં પ્રવૃત્તિમાન થવું હોય તો એ દેવીનું વાહનતત્ત્વ તું ભલે સ્વીકારે ' (પૃ ૪૦, ૪૧)

૧૩

આવી રીતે, સારું સાહિત્ય વાચનાર, વાચીને સમજનાર સાક્ષર યાને શિક્ષિતજનને ઉક્ત વ્યવહારોમાંથી અમુકનો ઉદાહરણ તરીકે નિર્દેશ કરી, એ વાચનથી સુસંસ્કાર પામી એ સંસ્કારોનો વિનિયોગ વ્યક્તિગત તથા સમાજગત જીવનમાં કરવા સૂચવે છે

'રાજકીય, સાંસારિક અથવા જે કોઈ વ્યવહારમાં તું એ રમણીય સ્વરૂપે ઊડતો અને કલાપ કરતો કરતો સરસ્વતીદેવીની પ્રતિષ્ઠા

ગ્રન્થ વાચશે તો એમાના વિષને પોતાની સત્ત્વશાલિતાથી અમૃતરૂપ કરી લેશે

હવે ફરી પાછા આપણે બાલદ્રષ્ટા યાને સામાન્ય વાચક તરફ વળીએ તો એ વર્ગમાથી યે ઉચ્ચતર વિદ્વાન કેમ બની શકે એ વિષે કહે છે કે એમની 'દૃષ્ટિમા [ઉત્તમ ગ્રન્થબિમ્બના] શુદ્ધ સસ્કારિત અને સસ્કારક પ્રતિબિંબ ભરાય તો જ તેનુ શુભ ફલ છે, તો જ એ દૃષ્ટિ પરિપાક પામનાની,' (પૃ ૧૬૭)–કોઈની લક્ષણદૃષ્ટિ તો કોઈક વિરલાની લક્ષ્યદૃષ્ટિ બનવાની

એ બાલદૃષ્ટિમાન સાક્ષરની ખૂબી એ છે કે પોતાના પ્રિય વાચનમાં તે મગ્ન હોય છે ત્યારે એ સસારી દુખની જેમ સુખને પણ ભૂલીને ગ્રન્થકારે રચેલી મનોમય સૃષ્ટિમા યથેચ્છ ઉચ્ચ વિહાર કરતો હોય છે, સ્થૂલ દૃષ્ટિની પાશવ સૃષ્ટિમાથી તે ઉચ્ચતર સૃષ્ટિમા સૂક્ષ્મ આનદનો ભોક્તા થાય છે પ્રજામા આવો એટલે સાહિત્યપ્રેમીઓનો, બાલદ્રષ્ટાઓનો સાક્ષરવર્ગ મોટો હોવો જોઈએ, કેમ કે સમુદ્રમાથી જ બીજા ઊચી કોટિના સાક્ષરો ઉત્પન્ન થતા હોય છે જો શિષ્ટસાહિત્ય વાચનાર સસ્કારી નરનારીઓ પ્રજામા ઓછા થતા જાય તો લક્ષણ, લક્ષ્ય તથા પર્યેષક દ્રષ્ટાઓ, 'ગ્રાહક વિનાના વ્યાપારી પેઠે, ધીમે ધીમે અસ્ત થાય છે' બાલદ્રષ્ટાઓ જેવા તેલ અને વાટમા આ બીજી જાતના દ્રષ્ટાઓ દીવા પેઠે પ્રકાશસ્વરૂપે ઝગે છે, અને એ બેની ચિરજીવ સ્થિતિ આ તેલમા અને વાટમા વારવાર વૃદ્ધિ થવા ઉપર આધાર રાખે છે એ તેલ ને વાટ આ જ્યોતિરૂપ કાર્યની કારણભૂમિ છે ને સ્થિતિ હેતુ પણ છે, તેમ એ તેલની વાટ પૂર્તિ કરવી તે કેટલેક અશે એ જ્યોતિની સત્તાની વાત પણ છે

અન્તમા, આપની સમિતિએ મને આ વિરલ તક આપી એ માટે તેનો ઉપકાર માની વિરમુ છુ.

શ્રી શાન્તિલાલ ઠાકર

# શ્રી ગોવર્ધનરામનું તત્ત્વચિંતન

## ૧. લખ-અલખ યોગ

લખ એટલે લક્ષ્ય, પરાત્પર દિવ્ય ચેતનાના આ સંસારમાં વ્યક્ત થયેલા સ્વરૂપો અલખ એટલે અલક્ષ્ય, આ સંસારથી પર રહેલી પરાત્પર ચેતના, જે સંસાર ધર્મોમાં-વ્યષ્ટિ સ્ફુલિંગોમાં વ્યક્ત થઈ નથી એવી ચેતના જેનો આ સર્વ પસારો છે અવિદ્યાગ્રસ્ત, અજ્ઞાની જીવ લખને જ સર્વસ્વ માનીને જીવનવ્યવહાર કરે છે તેને પરાત્પર ચેતનાનું ભાન હોતું નથી, તેની સાથે તેના અસ્તિત્વનો સંબંધ બંધાયેલો હોતો નથી વિદ્યાથી આલોકિત બનેલા જીવનવાળો જ્ઞાની પુરુષ લખ તથા અલખ-ઉભયનું યથાર્થ સ્વરૂપ જાણતો હોય છે, અને પરિણામે તે અલખમાં પ્રતિષ્ઠિત રહીને બધા લખ ધર્મો નિર્મુક્તપણે તટસ્થતાપૂર્વક, જ્ઞાનથી પ્રકાશિત બનીને, બજાવતો રહે છે

શ્રી ગોવર્ધનરામે પોતાનું જીવન આ લખ-અલખની ફિલસૂફી પ્રમાણે જીવનનો પ્રામાણિક પ્રયત્ન કર્યો હતો તે ફિલસૂફી તેમની જીવન નિયામક અને પથપ્રદર્શક બની રહી હતી Practical Asceticism -પ્રવૃત્તિમય સંન્યાસ નામનું તેમનું પુસ્તક પણ આ જ વાતની સાક્ષી પૂરે છે તે ભગવદ્ ગીતાના કર્મયોગમાં ઈશાવાસ્ય ઉપનિષદના કર્મયોગમાં માનતા હતા તેમને મન સંન્યાસ સંસારના ધર્મોના ત્યાગ રૂપે

અભિપ્રેત ન હતો, પણ અલખનું રહસ્ય સમજી વિશ્વને ઉપકારક અને ઉત્ક્રાન્તિપ્રેરક લખધર્મોનું યથાવત્ પાલન કરવામાં અભિપ્રેત હતો. જો શક્તિશાળી, બુદ્ધિશાળી, ત્યાગસામર્થ્યવાળા મહાપુરુષો સંસારના લખ ધર્મોનો ત્યાગ કરી, તેમના તરફ ઉદાસીન બની, કેવલ અલખનો આનંદ ભોગવવા સ્વાત્મનિગૂઢ બની જાય, સચ્ચિદાનંદમાં ડૂબકી મારી, સંસારથી વિમુખ બની જાય, તો તેટલા પ્રમાણમાં સંસાર ક્ષુદ્ર બને, નિ:સત્ત્વ બને, અધ્યાત્મદરિદ્ર બને, સ્વલ્પ બને. ગોવર્ધન-રામને આ ઇષ્ટ ન હતું. તેથી તો તેમણે મુંબઈની ધીકતી વકીલાતને જતી કરી, કાઠિયાવાડના એક રાજ્યની દિવાનગીરીના પ્રલોભનને લાત મારી; અને પોતાની આંતરબાહ્ય સમૃદ્ધિ જે વિશ્વકલ્યાણના માર્ગ માટે વધારેમાં વધારે ઉપયોગી હતી તેવા લેખનચિંતનના લખધર્મને તેમણે સ્વીકાર્યો. પરિણામે તે ઋષિ બન્યા, આધુનિક ગુજરાતના અને ભારતના સમર્થ ચિંતનકાર અને કલ્પક દ્રષ્ટા બન્યા. સરસ્વતીચંદ્ર જેવો મહામૂલો ગ્રંથમણિ તેમના આ લખધર્મના યથાવત્ પરિપાલન-માંથી ઉદ્‌ભવ્યો. જીવનના સર્વ પ્રસંગોમા તેમણે બતાવેલી ધીરતા, સ્વસ્થતા, શાન્તિ, સહનશીલતા તેમના આ લખ–અલખ યોગમાથી જ પ્રગટ્યાં હતા.

સરસ્વતીચન્દ્રમા તેમણે તેમના સમગ્ર જીવનના અભ્યાસનો નિષ્કર્ષ આપણી સમક્ષ મૂક્યો છે, તેમના ચિંતનનો નિચોડ તેમણે આપણને આપ્યો છે. તેમને જીવનમા જે કહેવાનુ હતુ, તે તેમણે આપણને તે મહાન ગ્રંથમણિના વિવિધ પાત્રોના ઉદ્‌ગાર તથા આચાર દ્વારા કહી દીધું છે. કેવી રીતે તેમણે લખ–અલખ યોગની જીવન-સરણિનું અને જીવનદૃષ્ટિનુ પ્રતિપાદન કર્યું છે યદુનંદનના અધિષ્ઠાતા વિષ્ણુદાસ મારફતે, અને તેમની શિષ્યમંડળી મારફતે–જેમાં વિહારપુરી અને ચન્દ્રાવલી મૈયા મુખ્ય છે. આ લખઅલખના યોગીઓને મન ભગવા કપડાનું મહત્ત્વ ન હતુ, પણ આન્તર્ ત્યાગ તેમને અભિપ્રેત હતો.

તેમણે સંસાર સાથેનો અને તેનાં બંધનો સાથેનો સંબંધ કાપી નાખ્યો ન હતો. સંસારમાં રહીને અંતર્મુખ બનવા મથતા અનેક ઉર્ધ્વમુખી લોકોની જીવનસાધનાની ઉત્ક્રાન્તિમાં તેઓ સહાયક બનવા મથતા હતા. તેમાં યત્નશીલ ભવ્ય જીવાત્માઓ માટે મમતા, સહાનુભૂતિ, પ્રેમ અને આદર હતાં. નવીનચન્દ્ર માટેની તેમની લાગણીઓ આ પ્રકારની હતી. દુ:ખી, અવિદ્યાગ્રસ્ત, બંધનોમાં સીમિત થઈ રહેલી વ્યક્તિઓ માટે તેમને કરુણા હતી. તેમને તે દિલાસો આપતા, આશ્વાસન આપતા, તેમની આંતરગ્રંથિઓનું ભેદન કરવામાં સહાયક બનતા, તેમની આંતરગ્રંથિઓ છૂટે અને તેમનું નિરાકરણ થઈ જાય તેવા પ્રસંગો રચવામાં તેઓ પ્રયત્નશીલ બનતા—તેને પોતાનો ધર્મ સમજતા. તેઓ તેમનાથી દૂભાતા નહિ. તેમનામાં વ્યર્થ ચોખલિયા વૃત્તિ ન હતી. તેઓ અવિદ્યાગ્રસ્ત જીવોનો તિરસ્કાર કરતા નહિ. તેઓ સાત્ત્વિક અભિમાનને વશ બની તેમનાથી વિમુખ બની ચાલી જતા નહિ. મધુરી મૈત્રીની આનંદ સુધાના રસ રેલવામાં અને તેનો તેના હૃદયના પતિ નવીનચન્દ્ર સાથે સૌમનસ્યયુક્ત પુનઃ સંયોગ કરાવવામાં તેઓ પોતાના જીવનની ધન્યતા અનુભવે છે. વિષ્ણુદાસ નવીનચન્દ્રમાં પોતાના ગુરુઆગમનો ઉત્તરાધિકારી જુએ છે. તેની યોગ્યતા આંતરદૃષ્ટિથી પરખે છે અને પોતે દિવસોના દિવસો સુધી સમાધિમાં બેસી યોગક્રિયા વડે તેના આંતર પરમાણુઓને પરિશુદ્ધ કરી શક્તિપાત દ્વારા તેને વધારે યોગ્ય બનાવવાનો સ્વધર્મ બજાવે છે. ગોવર્ધનરામે સરસ્વતીચન્દ્રના ચોથા ભાગમાં પહેલા પૃષ્ઠ ઉપર કવિ જગન્નાથના રસગંગાધરમાંથી એક સુભાષિત સ્વીકારીને ટાંક્યું છે તે સાચું છે:

> यया ऋजार्द्रितमयी मनस प्रवृत्ति
> अस्यैव वापि रचना वचनावलीनाम्।
> लोकोत्तरा च कृतिराकृतिरार्तहृद्या
> विद्यावता सकलमेव चरित्रमन्यत् ॥

જ્ઞાની લોકોની મનની પ્રવૃત્તિ જગતના કલ્યાણ માટેની કંઈક ઓર જ હોય છે. તેમનાં વચનોની રચના પણ જગતના કલ્યાણ માટેની કંઈક ઓર જ હોય છે. તેમની ક્રિયા પણ જગતમાં શ્રેષ્ઠ અને લોકોનું કલ્યાણ કરનારી જ હોય છે. તેમની આકૃતિ પણ દુખી લોકોને શાન્તિ આપનારી હોય છે. અરે, ટૂંકામાં તેમનું સઘળું ચરિત્ર કોઈ જુદા જ પ્રકારનુ હોય છે

આ શ્લોક ઉદ્ધૃત કરીને ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રના ચોથા ભાગમાં આવનાર લખ-અલખ યોગીઓનુ ચિત્ર જ આપણને પ્રારંભમાં આપવાનો આશય સેવ્યો છે.

તે અવતરણની નીચે જ તેમણે કવિ થોમ્સનની આ લીટીઓ પણ સહેતુક ટાંકી છે.

In the service of mankind to be
A guardian god below, still to employ
The mind's brave ardour in heroic aims,
Such as may raise us o'er the grovelling herd,
And make us shine for ever-that is life

સાચુ જીવન કયુ ? સાચુ જીવન તે આ—

માનવ જાતિની સેવામાં આ પૃથ્વી ઉપર તેમનુ કલ્યાણ કરનાર, તેમની આધ્યાત્મિકતા સંરક્ષનાર દેવ બનવુ, વિશ્વકલ્યાણના લોકોત્તર હેતુઓ સિદ્ધ કરવા માટે મનના ઉત્સાહને-વીરતાને સતત નિયોજવી, જેને પરિણામે આપણે ક્ષુદ્ર માનવ-જંતુઓ મટી જઈએ-પ્રાકૃત જીવન ગાળનાર સામાન્ય અજ્ઞાની માનવી મટી જઈએ, અને સદાને માટે જ્ઞાનના પ્રકાશથી પ્રકાશીએ—

આવુ સાચુ જીવન જીવવા મથનાર અને બીજાઓને તેવુ સાચું જીવન જીવાડવા મથનાર હતા આ યુગના લખ-અલખ-

માર્ગના યોગીઓ. તેઓ જીવનની ચિલમમાં અલખની ફૂંક મારી લખધર્મોના સ્ફુલિંગને પ્રગટાવવા મથતા હતા, જીવનના શંખમાં અલખનો પ્રાણ પૂરી લખનાદને ગજવનાર લોકોત્તર મહાપુરુષો હતા. તેઓ લખ–અલખનું અદ્વૈત સાધનાર અભેદવાદીઓ હતા, સંસારના લખધર્મોનો ત્યાગ કરી ભાગી જનાર બીકુ સંન્યાસીઓ ન હતા.

ગોવર્ધનરામનાં ગૃહસ્થ પાત્રો પણ તેમનો આ જ આદર્શ જીવનમાં ઉતારવા મથનાર, લખમાં અલખને પ્રગટ કરવા મથનાર, ઉત્ક્રમણશીલ માનવો છે તે હવે આપણે જોઈએ. નવીનચન્દ્ર જીવનનો રખડુ બનવા, લખધર્મોનો ભાગેડુ બનવા, ઊર્મિલતાનો ભોગ થઈ પડીને, ઉતાવળના આવેશમાં, લક્ષ્મીનંદનની મહેલાત ત્યાગીને, ફરતાં ફરતાં, જીવનનો અનુભવાર્થી બનતાં બનતાં, વિદ્યાચતુર તથા ગુણસુંદરીને હાથતાળી આપી છટકી ગયો. કુમુદના સૌમ્ય હૃદયને છેહ દઈ ભાગી ગયો. બુદ્ધિધનના ઘરમાં કુતૂહલ જગાડનાર અતિથિ બનીને ચાલ્યો ગયો, અને અજગરના દંશમાંથી ઊગરી, વનની કાળીચૌદશની રાત જેવી ભીષણ અંધકારયાત્રા વટાવી, મધુશૃંગનાં ઉન્નત શિખરો પર આવી ચઢ્યો, તે પણ આ લખ–અલખ યોગની દીક્ષા પામવા માટે જ. અંતમાં તેણે કુસુમ સાથે લગ્ન કર્યું, અને સંસારના લખધર્મોને યથાવત્ બજાવવા માટે ગાર્હસ્થ્યયોગ સ્વીકાર્યો. સહનમૂર્તિ સીતા જેવી સૌમ્ય કોમળ કુમુદે પણ સંપૂર્ણપણે પરિવ્રાજિકા ન બનતાં, લખધર્મોનો તિરસ્કારપૂર્વક ત્યાગ ન કરતાં, કુસુમ અને સરસ્વતીચન્દ્રના વિશ્વકલ્યાણના મહાયજ્ઞમાં સહાયક બનવાનું, પ્રેરણા બનવાનું, પથપ્રદર્શિકા બનવાનું યોગ્ય માન્યું. લખ–અલખયોગ ચેતના–અચેતનાના સર્વ સંસ્કારોને પરિપક્વ કરવામાં, પરિશુદ્ધ કરવામાં, રૂપાન્તરિત કરવામાં, દિવ્ય ચેતનાના રસાયણમાં ઓગાળી નાખવામાં માને છે. સંસ્કારોને અને વૃત્તિઓને છૂંદી નાખવામાં, તેમને કચડી નાખવામાં, દમી દેવામાં, બળજબરીથી તેમના પર જુલમ

કરી તેમને છિન્નભિન્ન કરવામાં તે માનતો નથી, કારણ કે તેમ કરવું વ્યર્થ છે, વૃત્તિઓ છછેડાયેલી નાગણની પેઠે વિફરે છે, અને વેર વાળે છે જીવનયોગની ઉત્ક્રાન્તિમાં બળથી નહિ, પણ કળથી કામ લેવું વધારે હિતાવહ છે

વિદુર બનેલો બુદ્ધિધન રાજ્યના કાર્યભારની ધૂંસરીને સંભાળતો રહે છે, અને વિદ્યાચતુરની ચતુરાઈ પણ મનહરપુરીના પ્રજાજનોને સુખી કરવામાં જ ખરચાય છે ગુણસુંદરીમાં રહેલા આર્યગૃહિણીના સર્વ ગુણોનો સમુદાય તેના અવિભક્ત કુટુંબને સંવાદ સંપથી એકત્ર રાખવામાં જ ધન્યતા અનુભવે છે તેની સમજશક્તિ, તેની ઉદ્યોગ-પરાયણતા, તેની સહનશીલતા, તેની ઉદારતા, તેની ક્ષમાશીલતા, તેનું ચાતુર્ય બીજાઓ ખાતર ઘસાઈ છૂટવામાં જ ધન્યતા અનુભવે છે કુટુંબની સર્વ વ્યક્તિઓને પોતપોતાના સ્વભાવ સંસ્કાર પ્રમાણે વિકાસ સાધવામાં મદદ આપવામાં આનંદ માને છે સંસાર લખધર્મમાં અલખ જગવવાનો જ પ્રયત્ન કરે છે સૌભાગ્યસુંદરીએ પણ પોતાનું સકલ સૌભાગ્ય બુદ્ધિધનની રાજકારભારની ગૂંચોને ઉકેલવા તેને પૂરતા સમયશક્તિ મળે તેટલા માટે મૌનમાં ધરી નાખ્યું–ખરચી નાખ્યું ચન્દ્રકાન્તે મિત્રધર્મ બજાવતા સરસ્વતીચંદ્રની શોધ કરતા, રાંકાની દરકાર ન કરી, તે ત્યાગ–સંયમ–મારફતે પણ વિશ્વકલ્યાણનો લખ–અલખયોગ જ આદર્યો

ગોવર્ધનરામે મન્મથના સ્વરૂપનું જે દર્શન કરાવ્યું છે, પ્રીતિ-યોગના રહસ્યોનું જે ઉદ્ઘાટન કર્યું છે, તે પણ તેમના લખ–અલખ-યોગની ફિલસૂફી પર જ રચાયેલું છે શરીરના સ્વામીને તે જાર કહે છે અને હૃદયના સ્વામીને તે સાચો પતિ ગણાવે છે, કારણ કે તેમ બને તો જ તે જીવાત્માનો વિકાસ સરલ અને શક્ય બને સામાજિક રૂઢિઓનું દાસત્વ સ્વીકારવાથી વ્યક્તિનો વિકાસ રૂંધાય છે, અને વ્યક્તિને છૂટો દોર આપી દેવાથી સમાજનું સંગઠન સિદ્ધ થતું નથી સમાજ વ્યક્તિના વિકાસ માટે અને સંરક્ષણ માટે [illegible] હિ

કે તેને કચડી નાખવા માટે, તેના વિકાસના વ્યક્તિત્વને છૂંદી નાખવા માટે સમાજે જેને પતિ તરીકે ઠોકી બેસાડ્યો હોય, અને છતા હૃદય જેને પતિ તરીકે ન સ્વીકારી શકતુ હોય, તેની સાથે જીવન ગાળવાથી તે સ્ત્રીનો જીવનકુલિંગ કેવી રીતે લગ્નધર્મોનું યથાવત્ પાલન કરી, પૂર્ણ વિકાસ સાધી, જીવનમા અલખ જગાવી શકવાનો હતો? અને કુમુદ સરસ્વતીચંદ્રને નીતિમયનાના ધ્યાનથી પ્રમાદધનની છબિને લઈ, તેના પર બાળ યુગમનોની પરંપરા વરસાવી, ગોખ્યા કરે કે 'પ્રમાદધન મુજ સ્વામી' આવા પણ તેથી કાંઈ તેનો અંતરાત્મા તે વાત સ્વીકારવાનો હતો? તેનું હૃદય સરસ્વતીચંદ્રને ભૂલી શકવાનું હતુ? તેના જન્મજન્માન્તરના આવા સ્નેહ-સંસ્કારો ઉખેડી જઈ શકવાના હતા? સમાજના નિયમો સંયમને માર્ગ બનાવી, વ્યક્તિઓને ઉન્નતિને માર્ગે લઈ જવા માટે છે પણ તે તેના સ્વભાવની ખાસિયતોને અનુકૂળ બનીસનાવીને, નહિ કે જોર જુલમથી તેની ચડાવતીનૈસા તેમની સૂક્ષ્મ કાળજીમાસામા આલિમાનિકી પ્રીતિને, વિસાતિમય પ્રીતિને, સંપ્રત્યાત્મિકા પ્રીતિને અને આધ્યાત્મિકી પ્રીતિને ગૌણ માને છે, અને સ્વાભાવિકી હૃદયજન્ય પ્રીતિને જ મુખ્ય માને છે સુંદરગિરિ મઠના યોગીઓ કુમુદને નવીનચન્દ્ર સાથે લગ્નગ્રંથિની જોડવાની સલાહ આપે છે અને તેમા સમાજના નિયમોનો ભંગ થતો હોય છતા પણ તેને ધર્મ ગણે છે, તે આ લક્ષ-અલક્ષયોગની જીવનદૃષ્ટિના બળથી જ કોઈ નિયમ મુખ્ય કે અનિવાર્ય નથી આત્મની વાત તો તે છેવટમાની આનંદ ગ્રંથિ ઉર્ની જાય તેનું જીવન ઊર્ધ્વગામી બને, દિવ્ય બને, પૂર્ણ વિકસિત બને ને ઉર્ધ્વાન્ત બને, તે છે નિયમો જીવનના વિકાસ માટે પગાર છે નહિ કે તેને છૂંદી નાખવા માટે આવી ક્રાન્તિકારી કાનનીમાળા, પ્રીતિમીમાળા, લગ્નમીમાંસા ગોવર્ધનરામ તેમના જમાનામા પણ કરી શક્યા, તે હૃદયસર અને દૃષ્ટિ તેમને લક્ષ-અલક્ષ -યોગમાથી સાપડ્યા હતા

જીવ સમગ્રના ઉત્કર્ષ માટે તે કલ્યાણગ્રામની યોજના રચે છે, સરસ્વતીચન્દ્ર પાસે રચાવે છે, તે પણ તેમની લખધર્મોને જીવનમાં યથાવત્ પાળી અલખ જગવવાના આદર્શમાંથી જ બને છે આથી તો તેમણે ગૃહજીવનનુ, સસાર સગાનનુ, રાજકારણનુ, ધર્મકારણનુ શુદ્ધ ચિત્ર આપવા પ્રયત્ન કર્યો છે આ બધા ક્ષેત્રોમા લખધર્મો બરાબર પળાય, તો જ સાચો અલખ જાગે અને વિશ્વનુ જીવન ઉન્નતગામી બને, ઊર્ધ્વગામી બને, દિવ્યતા તરફ ગતિશીલ બને ગોવર્ધનરામનો લખઅલખયોગ સમગ્ર જીવનને આવરી લે છે, તેના બધા જ ક્ષેત્રોને અને ક્રિયાઓને પોતાના બાહુમા આલિંગે છે તે જીવનની કોઈ પણ વાતનો ત્યાગ કે તિરસ્કાર કરતો નથી તે બધાને આત્મવિકાસના પગથિયા અને તક બનાવવાની દૃષ્ટિ રાખે છે આ બાબતમા તેમનો લખ-અલખ યોગ શ્રી અરવિંદના પૂર્ણયોગ સાથે ખૂબ જ સામ્ય ધરાવે છે ગોવર્ધનરામની સમન્વિત અને સમન્વયકારી દૃષ્ટિ શ્રી અરવિંદના તેમને પુરોગામી દૃષ્ટા બનાવે છે, તે કઈ જેવા તેવા ગૌરવની વાત નથી તેથી તો ગોવર્ધનરામના જીવનદર્શનમા વેદાન્તનો ઉપયોગ છે, પણ તે યોગ અને ભક્તિથી સ્ફૂર્તિશાળી અને મધુર, વિશ્વ-ઉપકારક બનેલા વેદાન્તજ્ઞાનના વેદાતગ્રથોમા પણ તેમને પચદશી અને યોગવાસિષ્ઠની જીવનદૃષ્ટિ, કર્મયોગદૃષ્ટિ વધારે સ્વીકાર્ય છે, તે તો તેમણે આપેલા અવતરણો પરથી સ્પષ્ટ જણાયા વિના રહેતુ નથી તેમને માયાવાદીઓની સસારને મૃગજળવત્ માયારૂપ-મિથ્યા પ્રતિપાદન કરતી દૃષ્ટિ ખપતી નથી તે પ્રકારના માયાવાદ કરતા તો તે ગૌડપાદાચાર્યે માણ્ડૂક્ય ઉપનિષદ્ પર લખેલી ભાષ્યરૂપ કારિકાઓમા પ્રતિપાદન કરાયેલા અજાતવાદને વધારે સ્વીકાર્ય ગણે છે તેમને મન ઈશ અને જીવ બન્ને લખ-પક્ષમા છે અને સસારથી પર રહેલુ પરાત્પર ચેતન અલખપક્ષમા છે પણ તે સસારરૂપમાં વિભૂપણુ પામતુ પ્રતીત થાય છે, છતાય તેનુ સ્વરૂપ અક્ષુણ્ણ રહે છે તત્ત્વમા ભેદ કે ભગ પડતો નથી લખ ધર્મોની લીલાથી અલખ

તત્ત્વોને કશી હાનિ આવતી નથી જેમ તલવારને સુરક્ષિત રાખવા, કાટ ન ચડવા દેવા મ્યાનની જરૂર છે, તેમ લખધર્મો દ્વારા અલખ પ્રકાશમાન રહે છે, જાજ્વલ્યમાન બને છે, સુરક્ષિત રહે છે પંચદશીમાં વિદ્યારણ્ય સ્વામી કહે છે કે—માયારૂપી ઉદન્ડી અજ્ઞાન અવસ્થામાં પણ જ્ઞાનરૂપી બિનાકાને કંઈ હાનિ કરી શકતી નથી, તો પછી જ્ઞાન અવસ્થામાં જ્યારે તે તુચ્છરૂપે પ્રતીત થાય છે ત્યારે તો જ્ઞાનરૂપી બિનાગને કેવી રીતે હાનિ કરી શકવાની હતી? માટે જીવન્મુક્ત જ્ઞાની, સાચો અલખયોગી સમર્થ કર્મયોગ કરે, દિવ્ય નિર્મુક્ત વિશ્વોપકારક જનકલ્યાણનાં કર્મો કરે, તો તેથી તેને કશો જ બાધ આવવાનો નથી ઊલટું, તે તેનું દૂષણ નહિ, ભૂષણ છે અલખયોગના સિદ્ધાન્તગ્રન્થમાં એક શ્લોક છે કે—

> एकोऽहमद्वितीयोऽहं स्वस्मिन्नेव विहारवान् ।
> विहृत्य मायारूपेण शान्तिरूपेऽपि लब्धदृक् ॥

હું એક છું અદ્વિતીય છું, મારી પોતાની જાતમાં જ વિહાર કરું છું માયારૂપે વિહાર કરીને પાછો શાન્તિરૂપમાં સ્થિત થાઉં છું, અને ત્યારે પણ લખધર્મો પર દૃષ્ટિ રાખું છું—અર્થાત્ તેમનું યથાવત્ પાલન કરવામાં કોઈ બાધ જોતો નથી

વ્યષ્ટિ તથા સમષ્ટિમાં આ લખનો મહાન યજ્ઞ પ્રવર્તિત થઈ રહ્યો છે તેમાં અલખ લખરૂપ પ્રગટ થઈ રહ્યું છે પુરુષસૂક્તમાં જણાવ્યા પ્રમાણે તે અલખ જ હજારો આંખોવાળો, હજારો હાથ-પગવાળો, હજારો ક્રિયાપ્રવૃત્તિવાળો, હજારો વૃત્તિઊર્મિવાળો લખપુરુષ બને છે આ એક મહાન સ્વાર્પણ છે, સમર્પણ છે It is a great holocaust તેમાં અલખ પુરુષ પોતાની પરાત્પર ચેતનામાંથી લખ સંસારમાં આવવાનું પ્રગટ થવાનું—નિઃસીમતામાંથી સસીમતાના બંધનો સ્વીકારવાનું, નિર્મર્યાદમાંથી મર્યાદામાં આવવાનું—અનહદમાંથી હદમાં આવવાનું સ્વીકારે છે અને છતાં યે તે તો अत्यतिष्ठद् दशाङ्गुलम्

પોતે તો આનાથી અનેકગણો વધારે મહાન છે. તેની સર્જશક્તિમત્તા આટલામાં જ માત્ર કુંઠિત કે સીમિત બની જતી નથી. આવાં અનંત બ્રહ્માંડો અને વિશ્વગોલકો રચવા છતાં પણ તેની તે રચનાશક્તિ અનંત જ અવશિષ્ટ રહે છે. તેના મૂળ સ્વરૂપમાં જરા પણ આંચ કે ખામી કે ન્યૂનતા આવતી નથી. અને છતાંય આ લખધર્મો લીલાપૂર્વક બજવવાથી જ તે પરિપૂર્ણતા પ્રગટે છે, જળવાઈ રહે છે, સંપૂર્ણપણે લહેરાય છે અને આનંદના વિશિષ્ટ પ્રકારો નિરવધિકાળ માટે અનંતમાં વિરી રહે છે. શ્રી ગોવર્ધનરામ આવા એક ભવ્ય જીવનદર્શનના, અને તેમણે સરસ્વતીચંદ્રના લખસ્વરૂપમાં પોતાનો અલખ જગાવ્યો-અજવાળ્યો, તે તેમનો એક મહિમાનો પ્રકાર છે. તે ગોવર્ધનરામશ્રીના કલ્પના ચિંતન, મનન પણ લખમાં અલખ જગાવવાનો જ એક પ્રકાર છે, અને તે પ્રકારને વ્યવહરિત કરીને આપણે તો ધન્યતા અનુભવીએ છીએ

## ૨ શ્રી ગોવર્ધનરામનું તત્ત્વચિંતન : કામમીમાંસા

શ્રી ગોવર્ધનરામની લખ-અલખ મીમાંસા જેટલી તાત્ત્વિક, તલસ્પર્શી, જીવનના પાયારૂપ છે, તેટલું જ મહત્ત્વનું, સૂક્ષ્મ, મર્મસ્પર્શી, ઉન્નતિકર તેમનું પ્રેમદર્શન છે શ્રી ગોવર્ધનરામ કામવૃત્તિને જીવનના પાયામાં માત્ર સંતતિના સાતત્ય માટેની પ્રકૃતિની એક યુક્તિ માને છે—કિન્તુ માને છે પણ ! સાથે સાથે જીવનની ઉન્નતિ માટે, પ્રગતિ માટે, આધ્યાત્મિક વિકાસ માટે, માનવતાના પ્રકર્ષ ઉન્મીલન માટે કામવૃત્તિનું ઊર્ધ્વીકરણ કરી, સૂક્ષ્મીકરણ કરી, ઉન્નતીકરણ કરી, દિવ્યીકરણ કરી પશુકોટિમાંથી જીવને માનવકોટિમાં લાવવામાં, માનવકોટિમાંથી સંતકોટિમાં અને પછી સંતકોટિમાંથી દિવ્યકોટિમાં લાવી ઉચ્ચતમ આધ્યાત્મિક તત્ત્વની પ્રાપ્તિમાં માને છે જ્યાં સુધી પુરુષની નરચેતના અને સ્ત્રીની નારીચેતના સંપૂર્ણ વિકાસ પામી દિવ્ય ચેતનામાં રૂપાન્તર પામતી નથી, ત્યાં સુધી તે પોતાની ખાસ

ચેતનાના આવિર્ભાવના ઉચ્ચ ગુણોનો વિકાસ કરતી રહે છે પુરુષ-ચેતના બળયુક્ત, સ્થિરયુક્ત, આક્રમક, નિર્ભય અને કાર્યસાધક તીવ્રતાયુક્ત હોય છે નારીચેતના કોમળ, માર્દવયુક્ત, માતૃત્વભાવની સમર્પણ શક્તિયુક્ત, ફના થઈ જઈ પ્રકૃતિના શુભ તત્ત્વોને જન્માવવામાં–પોષવામાં–વિકસાવવામાં આનંદ માનનારી હોય છે. સંપૂર્ણ વિકસેલા દિવ્ય કોટિના માનવમાં આ બન્ને પ્રકારની ચેતનાઓ એક બલિષ્ઠ ચેતનાસ્વરૂપમાં જ્યોતિર્મય રીતે પ્રગટી ઊઠે છે, જેને પરિણામે નર–નારીના ભેદ શમી જાય છે, અને એક અખંડ, સમાન, સમચેતના વિલસી રહે છે આ સ્થિતિમાં નર તથા નારી ચેતનાના આધ્યાત્મિક લગ્ન થાય છે, અધ્યાત્મ મિલન થાય છે, અધ્યાત્મ અભેદ થાય છે અને ત્યાર પછી તેવા જીવન્મુક્ત નર કે નારીને સ્થૂલ શારીરિક લગ્નની આવશ્યકતા રહેતી નથી ત્યાં સુધી લગ્ન દ્વારા સમર્પણની ભાવનાને પોતાના હૃદયના વિસ્તારને, કોમળતાને વિશાળતાને, ઉદારતાને પુરુષ તથા સ્ત્રીને–બન્નેને વિકસાવવાનો ઉત્તેજન મળે છે લગ્ન દ્વારા પુરુષની યોગ્યતા પ્રકાશી ઊઠે છે, તેની પાશવતા ઓસરતી જાય છે તેની આસ્તિકતા અને દિવ્યતામાં વૃદ્ધિ થતી જાય છે, અને તેમાં સૂક્ષ્મતા, રસિકતા, ઉન્નતતા અને ભવ્યતા આવતી જાય છે

શ્રી ગોવર્ધનરામે આ કામવૃત્તિને તેના સ્થૂલ, પાશવી રૂપમાં જમાલમિયાંમાં વ્યક્ત કરી છે તે ખૂબ પ્રબળ છે, ફાગણમાં હોળી ઊપડી છે તે જમાલમિયાંના અલકકિશોરી પરના આક્રમણ વખતે તેની આબરૂનું રક્ષણ કરવા ઘવાયેલા નવીનચંદ્રની સેવાશુશ્રૂષા કરતાં ઊંઘતા નવીનચંદ્રનો હાથ રમતો રમતો અલકકિશોરીના વક્ષઃસ્થળ પર અડક્યો, અને ક્ષણ પણ તો તે હાથ ત્યાં જ રહે તેમાં મજા પડી. નવીનચન્દ્ર જાગ્યો–ઝબક્યો અને 'બેન, હું તો તમારો ભાઈ થાઉં, હો'–આ અમર શબ્દો તેના સાત્ત્વિક હૃદયમાંથી મુખમાંથી સરી પડ્યા. આ પ્રસંગમાં તેમણે બતાવી આપ્યું છે અરે, શું કામ પણ નવીનચંદ્ર

હૃદયમાંથી તેણે તેની ગુણી દારાને ત્યજી નથી તે, તેને ત્યજી શકયો નથી! અરે, સતી, સહિષ્ણુતાની મૂર્તિ જેવી, ગરીબ બિચારી કુમુદ પણ પ્રમાદધનને પરણ્યા પછી, બુદ્ધિધનના ઘરમાં, તેને વેશ્યાગામી અને પતિત છે એમ જાણ્યા પછી, પોતાની ચિત્તવૃત્તિને સરસ્વતીચંદ્ર તરફ દોરી જઈ તેનામાં એકાગ્ર થતી અટકાવવા, યાંત્રિક ઉપાય યોજી, પ્રમાદધનના ફોટાને ખોળામાં મૂકી, 'પ્રમાદધન મુજ સ્વામી સાચા, પ્રમાદધન મુજ સ્વામી સાચા' એમ ગોખે છે—શુષ્ક જપ કરે છે, પણ તે તો તેની જીભ બોલે છે, તેનું હૃદય તો સરસ્વતીચન્દ્રની સુભગતામાં અને સુરમામાં લીન બન્યું હોય છે એકબીજા પ્રત્યે પૂર્વજન્મોના સંસ્કારને બળે અદમ્ય રીતે આકર્ષાયેલાં હૃદય એમ એકદમ પાછાં નથી વાળી શકાતાં એમાં બળનું નહિ, પણ કળનું કામ હોય છે ચન્દ્રાવતીમૈયા અને વામનીમૈયા તેને સુંદરગિરિ પર સમજાવે છે કે—પ્રમાદધન તો તેના શરીરનો પતિ છે, મનનો નાનિક તો સરસ્વતીચન્દ્ર છે પ્રમાદધન તો તેનો જાર છે, તેનો સાચો પતિ તો નવીનચંદ્ર જ છે આ બધી જ પ્રેમમીમાંસા કુમુદ સમજે છે, તેનું હૃદય તે સ્વીકારે પણ છે પણ તેથી માનાનું હૃદય ખુલ્લી રીતે સરસ્વતીચન્દ્ર સાથે લગ્ન કરવાથી દુર્ભાગ્ય, સમાજમાં ખોટો દાખલો બેસશે, બીજી સ્ત્રીઓ તેનું ખોટું અનુકરણ કરી જીવન મરજાદ ફગી નાખશે તેમની આધ્યાત્મિક પ્રગતિ અટકી જશે—આ વિચારોથી જ તે બહારથી સુંદરગિરિની પ્રેમવિચારણા સ્વીકારતી નથી, તેનો અમલ કરતી નથી સૌમનસ્ય ગુફાના પુન ઉપર અને તેની બે સામસામેની ઓરડીઓમાં રહીને, નવીનચન્દ્ર તથા મધુરીએ મન શુદ્ધિ કરી છે, આત્મપરીક્ષણ કર્યું છે, નિખાલસ ચર્ચા કરી છે, પોતાની ભૂલોનો એકરાર કર્યો છે યોગી શ્રી વિષ્ણુદાસ બાવાની આધ્યાત્મિક શક્તિનો સપાન કીધો છે, અને છતાંયે સૂક્ષ્મતમ ભૂમિકામાંથી તેમનું એકબીજા પ્રત્યેનું આકર્ષણ નાબૂદ નથી જ થયું તેથી તો નવીનચન્દ્ર

પણ કવિશ્રી નાનાલાલે કહેના 'આત્માએ આત્મનને ઓળખ્યો, પ્રેમીએ પ્રેમપથી પરખ્યો—રસજ્યોત નિહાળી નમુ હુ નમુ—' એવા આત્માએ પસદ કરેલા જીવનસાથીને જ ઉત્તમ ગણાવ્યો છે. રૂઢિબદ્ધ અને સમાજના નિયમોથી સચાલિત જમાનામા ગોવર્ધનરામનું આ પ્રતિપાદન બહુજ હિમતભર્યું અને સ્વતત્ર, નીડર ગણાય

આ રીતે જોતા શ્રી ગોવર્ધનરામનુ કામતત્ત્વનુ તથા રસતત્ત્વનું ચિતન તથા પૃથક્કરણ બહુ સૂક્ષ્મ, સમાજોપયોગી, નીડર અને આપણામા તેમને માટે બહુમાન ઉત્પન્ન કરે તેવુ છે

ગરવા મનીષીઓની છે એકાદ કલાકના વ્યાખ્યાનમાં આ બે લેખકોની સાહિત્યપ્રવૃત્તિ તથા સરકાર-સેવાને આવરી લેતી સર્વાંગીણ સમીક્ષા મુશ્કેલ છે એટલે હું મારા વ્યક્તવ્યને, એક જ સ્થળ અને કાળમાં થઈ ગયેલા આ બે વિદ્વાનોના જીવન અને કવનમાં મુખ્ય મુખ્ય સીમાચિહ્ન-બિંદુઓનો સ્પર્શ કરીને ઉત્તરાર્ધના ગુજરાતમાં સધાયેલ સાહિત્યિક અને સાંસ્કૃતિક પ્રગતિનો શક્ય તેટલો સ્પષ્ટ ખ્યાલ આપવા પૂરતું મર્યાદિત રાખીશ

ગોવર્ધનરામ અને મણિલાલનો જન્મ એવા વખતમાં થયો હતો, જ્યારે આપણો દેશ રાજકીય ક્રાન્તિ અને સાંસ્કૃતિક સંક્રાન્તિ માંથી પસાર થઈ રહ્યો હતો સત્તાવનની ક્રાન્તિ થઈ ત્યારે ગોવર્ધનરામ બે વર્ષના હતા મણિલાલનો જન્મ ક્રાન્તિ પછી બીજે વર્ષે થયો ત્યારે તેની થોડીક અંગારભસ્મ અહીંતહીં વાતાવરણમાં ઊડી રહી હતી એ રાજકીય વિદ્રોહનો નાયક તાત્યા ટોપે એ જ વર્ષમાં નડિયાદમાં છૂપા વેશે આવેલો અને સુપ્રસિદ્ધ દેસાઈ વિહારીદાસજીને ત્યાં મહેમાન તરીકે રહ્યો હતો વિકટ સ્થિતિમાં મુકાયેલ વિહારીદાસજીને માટે ઇચ્છા છતાં, તેને મદદ કરવાનું તો શક્ય નહોતું પણ તેની સ્મૃતિરૂપે તેમણે પોતાના પુત્ર અને પૌત્રોને અનુક્રમે નાના સાહેબ અને તાત્યા સાહેબના ઉપનામ આપ્યા હતા આ નાનાસાહેબ આગળ જતા મણિલાલ નભુભાઈના નિકટના મિત્ર બન્યા હતા અને ગોવર્ધનરામ ત્રિપાઠીને એ દેસાઈ કુટુંબ સાથે ગાઢ સંબંધ બંધાયો હતો

ડૉ દાદાભાઈ નવરોજી, ગોપાળકૃષ્ણ ગોખલે સર ફિરોજશાહ મહેતા અને તેમની સામે લોકમાન્ય ટિળક એવું મણિલાલ અને ગોવર્ધનરામના યૌવન કાળનું રાજકીય વાતાવરણ હતું ૧૮૮૫માં રાષ્ટ્રીય કોંગ્રેસની સ્થાપના થઈ તે વખતે 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ લખાઈ રહ્યો હતો અને મણિલાલનું 'પ્રિયંવદા' માસિક સ્થપાઈ

ચૂક્યું . ઈ.સ. ૧૮૮૮માં મણિલાલે નડિયાદના પ્રતિનિધિ તરીકે કૉંગ્રેસના મુંબઈ અધિવેશનમાં હાજરી આપી હતી અને ગોવર્ધનરામે ૧૯૦૨માં અમદાવાદ ખાતે ભરાયેલ કૉંગ્રેસના અધિવેશનમાં ઉચ્ચ શિક્ષણ અંગેના ઠરાવના સમર્થનમાં ગુજરાતીમાં સચોટ વ્યાખ્યાન આપ્યું હતું. મણિલાલે ખેડા જિલ્લાના મંત્રી તરીકે કામ કરીને કૉંગ્રેસના કાર્યમાં સક્રિય ફાળો પણ આપ્યો હતો એમ કહી શકાય. બીજી ગુજરાતી સાહિત્ય પરિષદમાં પ્રથમ પરિષદના પ્રમુખ ગોવર્ધનરામના અવસાન પછી, તેમની સ્મૃતિ માટે ફાળો એકઠો કરવાના અનુરોધરૂપે સર ફિરોજશાહ મહેતા ઠરાવ મૂકવાના હતા એ બીના સૂચવે છે કે સર ફિરોજશાહને ગોવર્ધનરામને માટે આદર અને સદ્‌ભાવ હતો. લોકમાન્ય ટિળકને દેશનિકાલની સજા થઈ ત્યારે એક સ્વમાની પત્રકારને છાજે તેવું ગૌરવભર્યું વલણ મણિલાલે દાખવ્યું હતું.

આ બે સંસ્કારસેવકોએ જાહેરક્ષેત્રમા પ્રવેશ કર્યો ત્યારે ગુજરાતમાં પૂર્વ નર્મદે વેગ આપેલ ઉચ્છેદક સુધારો જોરમા હતો બીજી તરફ ક્રિશ્ચ્યન સમાજનુ પ્રાબલ્ય હતુ એને ત્રીજી કોર 'ભૂંના ત્યાથી ફરી ગણો' કહીને આર્યધર્મ ભણી વળવાનો પોકાર ઉઠાવનાર ઉત્તર નર્મદનુ સરક્ષક સુધારાનુ કાર્ય પણ શરૂ થઈ ચૂક્યુ હતુ. ગોવર્ધનરામ તથા મણિલાલને આ વિવિધ સમાજ સ્થિતિનુ નિરીક્ષણ કરવાનુ અભ્યાસકાળમા બન્યુ હતુ

નવીન સુધારક મનોવલણને આંધળિયા કરીને અપનાવવામા મણિલાલ કે ગોવર્ધનરામ માનતા નહોતા પ્રત્યેક વિચારની, શાસ્ત્રીય અને વ્યાવહારિક ભૂમિકા પર કસોટી કર્યા પછી જ તેનો સ્વીકાર કરવો કે ત્યાગ તે તેઓ નક્કી કરતા, પછી ભલે પોતાનો નિર્ણય બહુમતિની વિરુદ્ધમા હોય! આનુ સુદર દષ્ટાંત બન્નેએ ચલાવેલી વિધવાવિવાહની ચર્ચા છે ૧૮૮૨મા મુબઈની એક ગ્રેજ્યુએટોની સભા 'ગુજરાતી સોશિયલ યુનિયન'મા વિધવાવિવાહનો પ્રશ્ન ચર્ચા માટે મૂકવામા આવ્યો બધાએ માનેલુ કે ગ્રેજ્યુએટોની મડળી તો વિધવાના પુનર્લગ્નની તરફેણમા જ હોય એટલે એક કલાકમા ચર્ચા પૂરી કરવાની ધારણા હતી, પણ મણિલાલ વિધવાવિવાહની વિરુદ્ધમા પડ્યા તેમણે વિવાદમા ઊતરીને, લગ્ન, તેનો ઉદ્દેશ, તેનો પાયો—સ્નેહ અને સ્ત્રીનુ કર્તવ્ય આદિ મુદ્દાઓની એવી સમર્થ છણાવટ કરી કે ચર્ચા એક કલાકને બદલે એક માસ પર્યંત ચાલી બન્ને પક્ષમાથી કોઈ હાર્યું નહી તેથી વિવાદ કશા નિર્ણય વગર બધ કરવામા આવ્યો આ ચર્ચાના બીજમાથી 'નારીપ્રતિષ્ઠા' નામનો લેખ મણિલાલે પાછળથી–૧૮૮૫મા–'ગુજરાતી' પત્રમા પ્રગટ કર્યો હતો. એ જ વર્ષમા ગોવર્ધનરામે મુબઈની પ્રખ્યાત 'હિંદુ યુનિયન ક્લબ'માં 'સસારસુધારો' એ વિષય પર વ્યાખ્યાન આપ્યુ હતુ તે વખતે વિધવાવિવાહ વિશે બોલતા તેમણે સ્પષ્ટ અભિપ્રાય ઉચ્ચાર્યો હતો

કે "હિંદુ સમાજના બંધારણને પૂરેપૂરું અને શાસ્ત્રીય રીતિએ તપાસ્યા વિના કશો ફેરફાર કરવો જોઈએ નહી તેમની સામે તેમના 'ભાવનાપુર' ન્યાયમૂર્તિ તેણે અનુપસ્થાનેથી વિધવાને એક મનુષ્ય તરીકે ફરી પરણવું કે કેમ એ નિર્ણય કરવાનો હક છે એવું દૃષ્ટિબિંદુ નવું હતું

વિષયનાં બહારનાં પુસ્તકો વાંચવાનો શોખ તેમણે કેળવ્યો હતો. ૧૮૭૫માં મણિલાલ મેટ્રિક્યુલેશન પરીક્ષામાં સંસ્કૃતમાં નાપાસ થયા. તે જ વર્ષે ગોવર્ધનરામ બી. એ. માં બીજે પ્રયત્ને પાસ થયા હતા. મણિલાલ બીજે પ્રયત્ને મેટ્રિકમાં આખી પરીક્ષામાં બીજે નંબરે પાસ થયા હતા. બી. એ. માં પણ આખી પરીક્ષામાં તેમનો બીજો નંબર હતો ને ઇતિહાસ–રાજનીતિશાસ્ત્રમાં પારિતોષિક મળ્યું હતું. અસાધારણ ગ્રહણશક્તિ, અતુટ ખંત અને સતત મહેનત એ વિદ્યાર્થી મણિલાલ અને ગોવર્ધનરામના મુખ્ય ગુણો હતા. જે વિષય લખવાનો હોય તેને વિષે પ્રાપ્ય તેટલાં સઘળાં પુસ્તકો એકઠાં કરીને અશેષ માહિતી મેળવવાનો આગ્રહ બન્ને રાખતા. આથી તેમને ખૂબ વાંચવું પડતું. મણિલાલ કૉલેજના છાત્રાલયમાં રહેતા. ત્યાં હરરોજ ચૌદ કલાક વાચવાનો ક્રમ તેમણે રાખ્યો હતો. આ એકનિષ્ઠ અભ્યાસપરાયણતાએ પાડેલી વાચન, મનન અને સૂક્ષ્મ અવલોકનની ટેવથી સ્નાતક થતાં સુધીમા બન્નેનો બુદ્ધિકોશ સારી પેઠે સમૃદ્ધ થઈ ગયો હતો.

ગોવર્ધનરામે એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમા હતા ત્યારે વોશિંગ્ટન અર્વિંગની 'સ્કેચ બુક', 'ગુલિવર્સ ટ્રાવેલ્સ', મિલ્ટનનુ 'પેરેડાઈઝ લોસ્ટ', ટોમ્સન કૃત 'સીઝન્સ', ગોલ્ડસ્મીથનુ 'વિકાર ઓફ વેકફિલ્ડ,' જ્હોનસનનો 'રામેલાસ', 'રોબિનસન ક્રુઝો' વગેરે શિષ્ટ સાહિત્યના ગ્રંથોનો અભ્યાસ કરેલો. ઉપરાંત મેટ્રિક્યુલેશનમા રોમ, ગ્રીસ, ઇંગ્લંડ અને હિંદુસ્તાન એમ ચાર દેશના ઇતિહાસ શીખવવામા આવતા. ગુજરાતી ફરજિયાત હતુ. સંસ્કૃત અને ફારસીને પ્રથમ પહેલી ગોવર્ધનરામના વખતમા મેટ્રિક્યુલેશનના શિક્ષણક્રમમા દાખલ કરી હતી. કૉલેજમા મિલ્ટનની 'લાઈવ્ઝ ઓફ ધી પોએટ્સ,' સર વોલ્ટર સ્કોટની 'ટેલિસ્માન' પેરેડાઈઝ લોસ્ટ ભા. ૫–૬, બેકનનુ 'એડવાન્સમેન્ટ ઓફ લર્નિંગ,' એડિસનના 'એસેઝ', સ્પેન્સરનુ 'ફેરી ક્વીન' અને

શેક્સપિયરના નાટકો એટલા અંગ્રેજી સાહિત્યના અને 'નાગાનંદ', 'ભર્તૃહરિશતક' 'હિતોપદેશ,' 'શાકુન્તલ,' 'ઉત્તરરામ૦,' 'માલતીમાધવ,' 'રામાયણ' વગેરે સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કરવાનો હતો બી એ ના ઐચ્છિક વિષય તરીકે ઇતિહાસ, અર્થશાસ્ત્ર, ન્યાય અને નીતિશાસ્ત્ર તેમણે પસંદ કર્યા હતા વળી ગણિતનો વિષય બી એ મા ફરજિયાત ભણવાનો હતો મણિલાલે શાળાના અભ્યાસ દરમ્યાન શાસ્ત્રી રવિશંકર પાસે 'લઘુકૌમુદી'નો અભ્યાસ કર્યો હતો રાત્રે બે વાગે ઊઠીને તેઓ 'લઘુકૌમુદી' અને 'અમરકોશ' ગોખતા હતા। સૂત્રરૂપે સંસ્કૃત વ્યાકરણ શીખવામા તેમને એવો રસ પડેલો કે 'જાણે તેની મદદથી ભૂમિતિમા પણ રસ પડ્યો' મેટ્રિકમા ટોડહન્ટરનું 'સ્ટુડન્ટ્સ ગાઈડ' મણિલાલનું પ્રિય પાઠ્યપુસ્તક બની ગયું હતું. કૉલેજમા ઇતિહાસ અને રાજનીતિશાસ્ત્ર તેમના ઐચ્છિક વિષયો હતા વળી ખાનગીપણે પણ તેમણે મુંબઈમા શ્રી ઝમકાકર પાસે અને ભાવનગરમા શાસ્ત્રી ભાનુશંકર પાસે સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો ગોવર્ધનરામ અને મણિલાલ બેમાંથી એકે એમ એ થઈ શક્યા નહોતા બી એ પાસ થયા પછી મણિલાલે એમ એ ની પરીક્ષામા અઘરા ગણાતા ઇતિહાસ અને ફિલસૂફી અને ગોવર્ધનરામે સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્યના વિષયો પૂરેપૂરા હસ્તામલકવત્ કરી લીધા હતા સાથે સાથે ધર્મશાસ્ત્રના ગ્રંથોનો પણ અભ્યાસ થતો જતો હતો એલ્ફિન્સ્ટન કૉલેજમા બહારના વાચનની પરીક્ષા લેવાની તેમા ગોવર્ધનરામ હમેશા આગળ પડતું સ્થાન ધરાવતા આ બધી વીગતો બતાવી આપે છે કે સંસારમા પ્રવેશતા પહેલા આ બે મહારથીઓ જે પેઢીના અગ્રણી હતા તે પેઢી કેટલું મહત્ત્વપૂર્ણ પાથેય પામી શકી હતી

નર્મદ, નવલરામ, નંદશંકર, મહીપતરામ વગેરે પાશ્ચાત્ય શિક્ષણ પામેલા આપણા સાહિત્યકારોની પહેલી પેઢીના અગ્રણી હતા અંગ્રેજ

અધ્યાપકો પાસે ભણવાની અને અંગ્રેજ અમલદારોના તાબામાં કામ કરવાની તક તેમને સાંપડી હતી. અંગ્રેજી સાહિત્યના પરિશીલનથી નર્મદ જેવાને ગુજરાતીમાં પ્રણય, પ્રકૃતિ ને દેશભક્તિને લગતાં આત્મલક્ષી પદ્ધતિનાં કાવ્યો લખવાની, કવિતામાં ઊર્મિના આવેશને પ્રાધાન્ય આપતી કાવ્યભાવના ઘડવાની, ગદ્ય ખેડવાની અને ગદ્યના અનેક પ્રકારો ખીલવવાની પ્રેરણા મળી હતી, તો નવલરામ જેવોને પાશ્ચાત્ય કાવ્યસિદ્ધાંતોને અપનાવતી નવીન વિચાર-પ્રણાલી સ્થાપવાની અનુકૂળતા મળી હતી. નંદશંકર જેવાને રસેલ સાહેબની સૂચનાથી ગુજરાતીમાં અંગ્રેજી 'રોમાન્સ' ને મળતી ઐતિહાસિક નવલકથાનાં મંડાણ કરવાનું મન થઈ આવ્યું હતું. દાદોબાના સંસર્ગથી દુર્ગારામે અને ફારબસના સંસર્ગથી દલપતરામે, પોતે અંગ્રેજી નહીં ભણ્યા હોવા છતાં, અંગ્રેજી સાહિત્યના પરોક્ષ સંસ્કાર ઝીલ્યા હતા. પછી આવી ગોવર્ધનરામ, મણિલાલ, બાળાશંકર, નરસિંહરાવ, કાન્ત, કલાપી, રમણભાઈ, કેશવલાલ ધ્રુવ, આનંદશંકર ધ્રુવ, બળવંતરાય ઠાકોર, કૃષ્ણલાલ ઝવેરી વગેરે પંડિતોની પેઢી. તેમના વખતમાં યુનિવર્સિટીએ અંગ્રેજીની સાથે સંસ્કૃત અને ફારસી ભાષાઓને ઉચ્ચ શિક્ષણક્રમમાં મહત્ત્વનું સ્થાન આપ્યું. પીટર્સન અને એચ. એચ. ધ્રુવ જેવા વિદેશી વિદ્વાનો અને ભીમાચાર્ય ઝળકીકર જેવા દેશી શાસ્ત્રીઓ કૉલેજમાં સંસ્કૃત શીખવતા. આ નવીન પરિસ્થિતિનો લાભ 'ગોવર્ધન-મણિ'ની પેઢીએ સારી પેઠે લીધો હતો. ગોવર્ધનરામ, મણિલાલ અને આનંદશંકરનું સંસ્કૃતચિંતન, નરસિંહરાવના ભાષાવિજ્ઞાન વિષેના વ્યાખ્યાનો, કાન્ત અને કલાપીએ કરેલ સંસ્કૃતવૃત્તોના વિશિષ્ટ પ્રયોગો, બાળાશંકર અને કલાપીની ગઝલો, કેશવલાલ ધ્રુવનાં સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર-સંપાદન, કૃષ્ણલાલ ઝવેરીના ફારસી, અરબી સંબંધી સંશોધન લેખો અને ગોવર્ધનરામ-મણિલાલ-નરસિંહરાવ-બળવંતરાવ જેવાનું ગદ્યખેડાણ અંગ્રેજી ઉપરાંત સંસ્કૃત અને ફારસી ભાષાસાહિત્યની ગુજરાતી સાહિત્ય ઝીલેલી અનેકવિધ અસર બતાવી આપે છે.

તેમણે ગુજરાતીમાં લખવું શરૂ કર્યું હતું. તે સિવાયનું બધું લખાણ અંગ્રેજીમાં હતું. મણિલાલે બી એ. થયા બાદ બે ત્રણ વર્ષ દરમ્યાન કરેલું લખાણ ગુજરાતી હતું. 'માલતી માધવ'નું ભાષાંતર, 'નારી-પ્રતિષ્ઠા' 'કાન્તા' નાટક, 'ઉત્તરરામચરિત' નું ભાષાંતર અને પૂર્વદર્શન' નામની એક સુંદર ભૂગોળની ચોપડી એટલી તેમની આ ગાળાની કૃતિઓ.

હજુ જીવનનો ઉદ્દેશ સ્પષ્ટ સમજાયો નહોતો. જીવિતના ધ્યેયનું ચિંતવન ચાલતું હતું. 'ધર્મ, નીતિ તથા સુધારાના તત્ત્વ વિષેનો નિર્ણય કર્યા વિના મારી જિંદગી સુખમાં કે નિશ્ચિત માર્ગે જવાની નથી,' એમ મણિલાલને લાગે છે. તત્વચિંતકોનાં ઇતિહાસ તથા ફિલસૂફી વિશેનાં પુસ્તકોનુ ઊંડુ અધ્યયન કરે છે. પણ તેનાથી તેમના મનનું સમાધાન થતુ નથી. પછી સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કરે છે. તેમાં છેવટે વેદાન્તના ગ્રંથો વાંચતા 'હિન્દુ ધર્મના નિયમોમાં જ કાંઈ પણ તત્ત્વ છે' એમ સમજાય છે. અને 'સુધારા વગેરે તમામ બાબતોનો વિચાર' આ વેદાન્તના પ્રકાશમા જ કરવાનો તેઓ નિર્ણય કરે છે. ત્રણેક વર્ષના વાચન-મનનને અંતે મણિલાલના વિચારોએ 'હિન્દુધર્મમય' થઈને તેમના જીવિતનું ધ્યેય સ્પષ્ટ કરી આપ્યું હતું.

"ધર્મ અને પ્રેમ એ મારા મુખ્ય માનસિક ચિંતવન હતાં ને તેની પાછળ હું ભમતો. મારા વિચારોની પરંપરામાં મે પરિણામે પ્રેમ અને મોક્ષ (ધર્મ) એકરૂપ ગોઠવી કાઢયા હતા તે પરમ પ્રેમ સર્વ જગત એક પ્રેમાધિષ્ઠાન—એ જ મોક્ષ એમ માનતો હતો. મારા આમ માન્યા પછીનાં અર્થાત્ ૧૮૮૨ પછીના લખાણ પણ એવા જ રંગથી ભરપૂર છે. શંકર વેદાન્તનો ભક્ત છતાં પ્રેમ બ્રહ્મ ઉભયનું મહદૈક્ય માનતો. આવા હેતુ મનમા ઉભરાયા. માણસના જીવતરનો ઉદ્દેશ મોક્ષ છે, અને તે જીવતરમાં ગમત, મોજમઝા,

પ્રેમાનુભવ તથા ગીતા પ્રસાદનાં વાચન ને વિચાર શ્રેણીમા છે, તથા આનુ આનદ સુખ મના સાથે બાન્ધી ઉપકાર કરતા જવો એ પરમાર્થ છે એવુ માગ મનમા ઊગ્યું હતુ ”

ગોવર્ધનરામનો પણ જીવન સકલ્પ આના અનુલક્ષમા વિચારવા જેવો છે ગોવર્ધનરામ મેટ્રિક પાસ થયા પછી તેમને કૉલેજમાં જવાનુ આવ્યુ (૧૮૭૧) ત્યારે મનસુખરામે તેમને સિવિલ સર્વિસ માટે મોકલવાનો મનસૂબો બનાવ્યો, ત્યારે ૧૬ વર્ષના ગોવર્ધનરામે વિનાયન જવાથી વસ્વાવાગે એ બીકથી નહી, પણ ‘ મારે સ્વતત્ર ધધો કરવો છે, કોઈની નોકરી કરવી નથી ” એવે દૃઢ નિર્ધાર કર્યો હતો તે પાળવાના હેતુથી, તેની ના પાડી હતી બી એ થયા પછી તરત જ (૧૮૭૫) તેમણે ત્રણ સકલ્પ કર્યા હતા (૧) એલએલ બી ની પરીક્ષામા પાસ થવુ (૨) પછીથી મુબઈમા વકીલાતનો સ્વતત્ર ધધો માડવો, અને કદી કોઈની નોકરી કરવી નહી અને (૩) લગભગ ચાળીસમે વર્ષે ધધામાથી નિવૃત્ત થઈને બાકીની જિદગી સાહિત્યની સેવામા અને સાહિત્યદ્વારા જનસમાજની સેવામા ગુજારવી ગોવર્ધનરામના ચરિત્રકાર સ્વ શ્રી કાન્તિલાલ છ પડ્યાએ આ ત્રણ સકલ્પોને ગોવર્ધનરામના ‘ વીસ વર્ષના આનદ મથનના નવનીત ’ અને એમના ‘ જીવનની ખરી કૂચી ’ રૂપે ઓળખાવ્યા છે તે યથાર્થ છે*

આ સકલ્પની કસોટી તરત જ થઈ બી એ થયા તે અરસામા તેમના પિતાશ્રીની ‘શ્રીકૃષ્ણ વાસુદેવ ’ ના નામની પેઢી તૂટી. બીજી એલએલ બી ના માદગીને કારણે વારવાર નિષ્ફળતા મળતી હતી. કુટુબના નિર્વાહનો બોજો આવી પડ્યો હતો તેમને બ્રેઇન ફીવર લાગુ પડ્યો હતો આ સ્થિતિમા ભાવનગરના દીવાન શામળ-દાસના ખાનગી સેક્રેટરી તરીકે થોડો વખત કામ કર્યુ પણ જેવા એલ એલ બી. થયા કે તરત જ ભાવનગર છોડીને મુબઈ આવી

* વસુત ૩૧-૮ ૩૦૬

રહ્યા અને વકીલાત શરૂ કરી અને પોતાની ભાવના મુજબ વાચન લેખનની પ્રવૃત્તિ પાછી ચલાવી

વિપત્તિના દિવસોમા ગોવર્ધનરામને તેમ મણિલાલને ટકી રહેવાનું બળ તેમના અતપ્રતીત તત્ત્વવિચારમાથી મળી રહેતુ હતુ

ઉભયના જીવનનુ બળ ધર્મ હતો વીસેક વર્ષની ઉમર સુધી શ્રીનાથજીની સમુખ એક પગ ઉપર ઊભા રહીને ગોવર્ધનરામ ઠાકોરજીની માળા જપતા મણિલાલે કૉલેજમા જવાથી 'નાસ્તિકપણુ આવી ગયેલુ તે તજીને કૉલેજ છોડવા બાદ સધ્યાવદનનો ક્રમ ફરી શરૂ કર્યો હતો ગોવર્ધનરામે કૉલેજ છોડવા બાદ એ ક્રમ મૂકી દીધો હતો અને 'દોરંગી દુનિયાના અનુભવે તેમને ઈશ્વરની શક્તિ અને અસ્તિત્વ સબધી પણ પગ સશયગ્રસ્ત કરી મૂક્યા હતા' તેમનુ આ આત્મમથન 'ગોવર્ધનભાઈ તો ઈશ્વરની શોધમા છે,' એવા મિત્રોના હળવા ઉપહાસનો પણ વિષય બન્યુ હતુ પરતુ આનુ પરિણામ એ આવ્યુ કે તેમની ઈશ્વર ઉપરની શ્રદ્ધા વધારે ઊંડી અને સમજણવાળી' થઈ 'ઈશ્વર જે કરે છે તે સારા માટે' એવો દૃઢ નિશ્ચય તેમના અતરમા બેઠો આ ધર્મશ્રદ્ધાએ તેમને સસારના દુ:ખશોકાદિ તરગોની સામે સ્વસ્થ અને સ્થિર રહેવાની શક્તિ આપી હતી મણિલાલ 'બ્રહ્મનિષ્ઠ' કહેવાતા આત્મકથામા પણ તેમણે પોતાની 'બ્રહ્મનિષ્ઠા'નો ઉલ્લેખ કરેલો છે એમા બ્રહ્મનિષ્ઠાનો અર્થ 'ઈશ્વરશ્રદ્ધા' કે 'ધાર્મિકતા' જ થાય છે બ્રહ્મનિષ્ઠાએ અનેક આધિ વ્યાધિ અને ઉપાધિની સામે ટકી રહેવાનુ બળ આપ્યાનો તેનો ઉલ્લેખ કર્યો છે ત્યા બન્ને સાક્ષરોને પણ ધર્મશ્રદ્ધા જ અભિપ્રેત છે 'મારામા ધર્મવાસના થોડી છે તેણે મને બહુ ભગાર્યો છે પરબ્રહ્મ રૂપ અનાદિ ઉપર મારી દૃઢ આસ્થા છે હુ તે રૂપ જ છુ, અનત શ્રેણીનો એક અકોડો છુ, તેમા મારા ભાગ સહજ રૂપે જે થનાર હશે તે થશે, એમા મારે કષ્ટ પામવાની જરૂર નથી એવો મને દૃઢ નિશ્ચય

થયો છે' 'વેદાન્તે જ મને ઊભો રાખ્યો છે. વેદાન્ત જ પાગ પટોળાં-ઓ'—એવા મણિલાલના ઉદ્ગારો તેમના જીવનમાં કેટલે ઊંડે ધર્મશ્રદ્ધા ઊતરી ગઈ હતી તેનો ખ્યાલ આપશે.

મણિલાલની ધર્મશ્રદ્ધાના પાયામાં કેવલાદ્વૈત હતો, તો ગોવર્ધન-રામની ઈશ્વરશ્રદ્ધા શુદ્ધાદ્વૈતના રંગવાળી હતી. ઈ. સ. ૧૯૦૦માં કરેલી એક નોંધમાં ગોવર્ધનરામ કહે છે :

"દેવ મનુષ્યને શિરે વાદળ ફેંકે છે તેમાં પોતાની ભાવનામાં વિશ્વાસ અને આશા રાખવી એ મૂર્ખતાની અદ્ભુત કૃતિ જેવું જ લાગે છે. સર્વથા ઈશ્વર જગતનું જે કલ્યાણ ધારે તે જ કલ્યાણ છે, ને એ જ જ્યારે જગતનું દેખીતું અહિત કરે ત્યારે એ કલ્યાણ પાકું કરવાને, આ અહિત—મીઠાને નાખીએ મોકલેલા ખાવાની પેઠે—ચીકણી લેવું; એટલે તેનો પ્રતિકાર કરવાનો ધર્મ તે ધર્મ કરવાની શક્તિ જ ન હોય તો તે અહિત માટે તૈયાર થવું અને વેઠી લેવું, એ જ ઈશ્વરની ઈચ્છાને શરણ થવાનો રસ્તો છે."

ગોવર્ધનરામની ધર્મભાવના છેવટ લગી આ વિરાગથી રંગાયેલી રહી હતી. ખરું જોતાં એ જ એમની સર્વપ્રવૃત્તિઓનું ગંતવ્ય સ્થાન હતું. 'Practical Asceticism in my sense of the word' એ અંગ્રેજી લેખમાં પ્રવૃત્તિમય સંન્યાસનો સિદ્ધાંત સમજાવ્યો છે તેના પાયામાં આ વિરાગની જ ભાવના છે. સંન્યાસનો સામાન્ય અર્થ જગતનો ત્યાગ કરીને ભગવાં વસ્ત્ર ધારણ કરીને જંગલમાં જઈને રહેવું એવો થાય છે. પણ ગોવર્ધનરામના મત પ્રમાણે "આ દુનિયાના બધા સ્વાર્થો, પોતાને જ ખાનગી સમાગની બધી ચીજો, ત્યજી દેવી, અને પ્રાણીમાત્ર—આખા વિશ્વના કલ્યાણ અર્થે પોતાની જિંદગીનું સમર્પણ કરવું—એ જ ખરો સંન્યાસ છે." દુનિયાને માથે બોજારૂપ પડેલા સંન્યાસીઓ એમને મન ખરા સંન્યાસી નથી. તેમને ઇષ્ટ સંન્યાસી "જે પરોપકારમાં જ ખરો

આહ્લાદ પામે છે તેને તો પોતાનું આ કર્મ એ જ ખરો ધર્મ છે આ સન્યાસી ખાય છે, પીએ છે, ઊંઘે છે, સ્વપ્નાં જુએ છે, પૈસા કમાય છે, પરણે છે અને મઝા ભોગવે છે બધું યે કરે છે. પણ તે શાને માટે? પોતાની તૃપ્તિ માટે નહીં, પણ પોતે વધારે કામ કરી શકે અને પ્રાણીમાત્રના સુખમાં વધારે વૃદ્ધિ કરી શકે, એટલા જ માટે"

દ્ર સાધુવૃત્તિને વરેલો આ સન્યાસી પોતાના જમાનામાં ધર્મ, સમાજ, રાજ્ય, વગેરે ક્ષેત્રોમાં કેવી ઉમદા સેવા બજાવી શકે તેનું ભવ્ય સુન્દર ભાતીગળ ચિત્ર ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'ની કથામાં દોર્યું છે કથાના નાયક સરસ્વતીચંદ્રને તીવ્ર વૈરાગ્યવાળો કલ્પીને તેને દેશની સામાજિક, ધાર્મિક, રાજકીય અને સમગ્ર દૃષ્ટિએ સાંસ્કૃતિક ઉન્નતિ સાધવાનું સ્વપ્ન આપ્યું છે ગોવર્ધનરામના જીવનદર્શનનું ચિરંજીવ અક્ષર સ્વરૂપ તે 'સરસ્વતીચંદ્ર' છે જીવનભરના વાચન, ચિંતન, મનન, અનેકોન્ન અભ્યાસ અને અનુભવોનો વૈભવ 'સરસ્વતીચંદ્ર'ના મહાગ્રંથમાં પથરાયેલો છે જેમ ઘુઘવાટ કરતી સર્વ નદીઓનો પ્રવાહ પ્રચંડ ગર્જન કરતા મહાસાગરમાં વિલીન થઈને કૃતાર્થતા સાધે છે, તેમ ગોવર્ધનરામે આ મહાનવલમાં વ્યક્તિ, સમાજ ધર્મ, રાજકારણ અને આખું લોકના ચેતનપ્રવાહોનું ચિંતન અને કલ્યાણગ્રામની યોજના દ્વારા લોકના વિશાળ સમષ્ટિ ભાવનાના સાગરમુખમાં ભરી બતાવ્યું છે

અદ્વૈતચર્ચાને અંગે મણિનાને પણ પ્રવૃત્તિ અને નિવૃત્તિનો તાત્ત્વિક ભેદ સમર્થપણે તારવી બતાવ્યો છે 'જગતમાં મનુષ્યની નીતિ જગત દુઃખમય છે એમ માની નિવૃત્તિરૂપ (Pessimism છે કે જગત સુખમય છે એમ માની પ્રવૃત્તિરૂપ (Optimism) છે–? એ બે પ્રશ્નોને નજર સમક્ષ રાખીને તેમણે પ્રવૃત્તિ–નિવૃત્તિની મીમાંસા કરેલી છે પ્રવૃત્તિના સાધ્ય સુખ ઉપર માણસની રસવૃત્તિ બંધાય છે,

એવું નામ આપ્યું છે. આ પ્રેમ તે અભેદ ફિલસૂફીના આચાર અને વિચારની ગોષ્ઠના સાધનારું ક્રિયાપ્રેરક (dynamic) બળ છે. શંકરે અદ્વૈતના અનુભવનો આનંદ કહ્યો તેને મણિલાલે પ્રવૃત્તિપ્રેરક જીવનબળ તરીકે આમ ઉપસાવી આપેલ છે. શંકર સિદ્ધાંતના વિકાસમાં મણિલાલનું આ આગવું પ્રદાન છે. તો ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'ના ત્રીજા ભાગમા કરેલી લક્ષ્યાલક્ષ્ય રહસ્યચર્ચા અને તેમાથી નવીન રીતે ફલિત થતો નિષ્કામ કર્મનો સિદ્ધાંત, ચોથા ભાગમાં મૂકેલી 'અલખ મન્મથ અને લખ સપ્તપદી' અર્થાત્ કામ અને લગ્નની મીમાંસાને અનુષંગે ચર્ચેલા પ્રીતિના વિષયાત્મિકા, સંપ્રત્યયાત્મિકા, આભિમાનિક અને આભ્યાસિકી એ ચાર પ્રકારો, પંચ મહાયજ્ઞની ભાવનાનું નિરૂપણ કરતાં સમજાવેલા પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ, ભૂતયજ્ઞ, પ્રીતિયજ્ઞ, બ્રહ્મયજ્ઞ વગેરેનો સૂક્ષ્મ વિચાર, અને મલ્લ મહાભવનની યોજનામાં મૂકેલા મહાભારતના રૂપકોમા ગોવર્ધનરામનું મૌલિક તત્ત્વજ્ઞ અને આર્ષદ્રષ્ટા તરીકેનું સામર્થ્ય પ્રતીત થાય છે. મણિલાલના ધર્મચિંતનમા સમર્થ ભાષ્યકારની પ્રતિભા અને સન્નિષ્ઠ ધર્મશિક્ષકની બળકટ વાણી ધ્યાન ખેંચે છે ગોવર્ધનરામની વિશેષતા લક્ષ્ય સંસારનું ભરચક વિવિધતાથી ભરપૂર મનોરમ ચિત્ર દોરવા છતા એના સપ્તભૂમિક પ્રાસાદથી દશાંગુલ ઊંચે અલક્ષ્ય સ્વરૂપે રહીને વિરાગ પ્રબોધવામા રહેલી છે

અંગ્રેજી કેળવણીની અસર રૂપે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનો સંઘર્ષ રચ્યો તેનું રાજકીય, વ્યાવહારિક અને ધાર્મિક દૃષ્ટિએ નિદાન કાઢવાનો આ બે મનીષીઓએ પોતપોતાની રીતે પ્રયત્ન કરેલો છે. ધર્માનુસાર સર્વ વ્યવહાર અને વ્યવહાર તથા ધર્મનો એકભાવ એ બે સિદ્ધાંતોને આગળ કરીને બંનેએ પૂર્વની રાજ્યભાવના સમજાવી છે. મણિલાલની ફરિયાદ છે કે સમષ્ટિપ્રધાન તંત્રને સ્થાને વ્યષ્ટિપ્રધાન તંત્ર આવતાં રાજાપ્રજા વચ્ચેનું અંતર વધ્યું. તેને લીધે પ્રજામાં

અવિશ્વાસ, પરછંદાનુવર્તિત્વ, કુસંપ, દારિદ્ર, નિરુદ્યમિતા ઇત્યાદિ અનિષ્ટોનો ઉદ્ભવ થયો, એવું લગભગ બન્નેનું નિદાન છે. પરદેશી રાજ્યની તાબેદારી દૂર કરવાના ઉપાય તરીકે ઉદ્દંડ બળના પ્રયોગને બન્નેએ બિનઉપકારી ગણ્યો છે. 'જે તે પ્રકારે અગત્ય અને પ્રાશ્ચાત્ય ઉભય રાજ્યનીતિનું મિશ્રણ થાય. રાજા પ્રજા વચ્ચે વિશ્વાસ વધે, તેવા પ્રયોગો' આદરવાની મણિલાલે સ્પષ્ટ સલાહ આપી છે. અને ગોવર્ધનરામે પણ 'સરસ્વતીચંદ્ર'માં એ જ વાતનું મોઘમ સૂચન કર્યું છે. પૂર્વના ભૂતમાંથી પશ્ચિમને અને પશ્ચિમના વર્તમાનમાંથી પૂર્વને શીખવાનો બન્નેએ અનુરોધ કર્યો છે. 'પ્રવૃત્તિ નહિ પણ સમતા જીવનનો મુખ્ય ઉદ્દેશ છે એ પશ્ચિમે અને નિવૃત્તિ એટલે 'આળસ, જડતા, સ્વાર્થ ઇત્યાદિ તામસી વૃત્તિ નહિ પણ અનંત પ્રવૃત્તિમાંથી એક અનાદિ સમતા ઉદ્ભવીને કર્મયોગમાં સાફલ્ય પામે એ પૂર્વે શીખવાનું છે, એમ બન્નેનો ઉપદેશ છે. આમ સંઘર્ષમાંથી સંવાદ અને સમન્વય ઉપજાવવો એ મણિલાલ અને ગોવર્ધનરામ બન્નેને ઇષ્ટ છે પણ આમાં પાશ્ચાત્યોએ જ પહેલ કરવાની છે અને પ્રેમની ઉષ્મા અને બળથી તેમણે આર્યોનાં હૃદય જીતી લેવા જોઈએ એવો સ્વદેશાભિમાની મણિલાલનો આગ્રહ છે. બીજી બાજુ ગોવર્ધનરામને અંગ્રેજોની સમજદારી તથા ખાનદાની પર ઊંડી શ્રદ્ધા છે. અંગ્રેજો આપણા પર વિશ્વાસ કરે કે ન કરે, પણ આપણે તેમને વધુ કે સમજી શકીએ છીએ એટલે તેમનો વિશ્વાસ સંપાદન કરવાની અને તેમાં વૃદ્ધિ કરતા રહેવાની આપણી ફરજ વધારે' એમ કહીને તેઓ નમતું જોખવાનું વલણ બતાવે છે

સામાજિક સુધારણા બન્ને લેખકોને ઇષ્ટ હતી પણ તે બાહ્ય ચરી-સંશોધના—નાતજાત તોડવી, લગ્નની મર્યાદાનું ઉલ્લંઘન કરવું, મિશ્ર વ્યવહાર ચલાવવો વગેરે—સુધારાને બદલે મન, વિચાર, કર્તવ્ય, ભાવનાની એકતા અને ઉદાત્તતા પર તેમનું લક્ષ્ય હતું. તેને અંગે

આદર્શ આર્યનારીની ભાવના મણિલાલે 'નારીપ્રતિષ્ઠા'માં બતાવી છે, અને 'સરસ્વતીચંદ્ર' ભાગ ૨ જામાં 'ગુણસુંદરી'ના પાત્રાલેખનમાં મૂર્ત કરી આપી છે લગ્નના પાયાના સ્નેહનો સિદ્ધાંત બંનેએ સ્વીકાર્યો છે અને એવી ઉન્નત ભાવનાનુસાર પરિણીત સ્ત્રીપુરુષ વિષયને, દર્શનસાથી મણિલાલના પુનર્લગ્નનો અધિકાર નથી મણિલાલને જડ રૂઢિનો ભોગ બનેલી, લગ્નની ભાવનાથી અજ્ઞાન અને ઇચ્છા કે સંમતિ વગરનો આદર થયો હોય એવા સમાજની બાળાઓને માટે પુનર્લગ્ન **विषस्य विषमौषधम्** એ ન્યાયે છૂટ આપી છે પણ ગોવર્ધનરામે કુમુદને સરસ્વતીચંદ્ર સાથે પરણાવી નથી આધુનિક તે બંનેનો સ્નેહબંધ ઉચ્ચ કોટીનો અને ગાંધર્વવિવાહથી બંધાયેલો ગણીને તેમના લગ્નની સંમતિ આપે છે છતાં આમ કરવામાં ગોવર્ધનની ભાવનાદૃષ્ટિ જેટલી કારણભૂત છે તેટલી જ તેમની સંરક્ષક વૃત્તિ પણ જવાબદાર છે એમ કહેવું પડશે મણિલાલને તાત્ત્વિક ચર્ચેલી તો ગોવર્ધનરામે કુમુદ–સરસ્વતીચંદ્ર અને વિદ્યાચતુર–ગુણસુંદરી જેવા યુગલોના ચિત્રથી સ્નેહ અને દાંપત્યનો ઊંચો આદર્શ ગુજરાતને સમજાવ્યો છે તે ગુજરાતી સાહિત્ય અને સંસ્કૃતિના ઇતિહાસમાં અવિસ્મરણીય છે

મણિલાલ અને ગોવર્ધનરામની અક્ષરપ્રવૃત્તિ ૧૮૮૫ થી ૧૮૯૮ સુધી સમાંતર ચાલતી હતી ગોવર્ધનરામે ત્રીસ વર્ષની ઉંમરે ૧૮૮૫ થી ડાયરી લખવાનું શરૂ કર્યું હતું તો બીજે વર્ષે ૨૮ વર્ષની ઉંમરે મણિલાલે પણ રોજનીશી લખવી શરૂ કરી હતી ગોવર્ધનરામની રોજનીશી અંગ્રેજીમાં લખાતી હતી ગોવર્ધનરામ તેમાં પ્રસંગોપાત આવતા વિચારો નોંધી લેતા તો કોઈ વાર કાગળ પર હૃદય ઠાલવીને આશ્વાસન મેળવતા પોતાના આંતર્ જીવનના સંવેદનો જેની સમક્ષ ઠાલવી શકાય તેવા એક માત્ર મિત્રની ગરજ આ રોજનીશી સારતી*

* સાહિત્યવિચાર પૃ ૫૧૨

તેમનુ કુટુબજીવન અને મનોમથન રોજનીશીમા આલેખાઈ ઊતરેલુ છે. અને બીજાના હાથમા જતા, પોતાનુ લખાણ, તેને ઉપયોગી થશે એવુ સ્પષ્ટ પ્રયોજન અને ભાન પણ તેમને છે મણિલાલની રોજનીશીમા પણ ગોવર્ધનરામની માફક અંગત જીવનની અનેક વાસ્તવિક હકીકત ઊતરેલી છે તેમા તત્ત્વવિચાર ઓછો છે વળી પોતાને થયેલ અન્યાયની ભવિષ્યની પ્રજા આગળ ધા નાખતા હોય એવુ લાગે પણ મણિલાલના કથનમા માલૂમ પડે છે ગોવર્ધનરામની Scrap Book મા તેને મુકાબલે તટસ્થ વિચારકનુ ગૌરવ જોવા મળે છે ગોવર્ધનરામને પણ ગૃહક્લેશનો ઠીકઠીક અનુભવ થયેલો અને તેને અંગે સતાપ પણ તેમને સારી પેઠે થયેલો ગૃહત્યાગના વિચારને અમલમા મૂકવાની અણી સુધી તે પહોચી ગયા હતા શારીરિક વ્યાધિ પણ મણિલાલની માફક તેમનો નિત્ય સગાથી હતો છતા મણિલાલનુ જીવન ગોવર્ધનરામને મુકાબલે, કરુણ વિશેષ, ગૃહ, જ્ઞાતિ, સમાજ, સાહિત્ય એમ સઘળા ક્ષેત્રોમા મણિલાલને સઘર્ષમાથી પસાર થવુ પડ્યુ હતુ [illegible] અને મનોગતિમા પણ ગોવર્ધનરામ મણિલાલના કરતા વિશેષ સહજ [illegible] મણિલાલની મનોભૂમિ પર સત્ અને અસત્નુ ભયકર ધમસાણ મચ્યુ હતુ એમ તેમની આત્મકથા કહે છે એ બધુ જોતા મનુષ્યસ્વભાવ અને ચારિત્ર્યના અભ્યાસની દૃષ્ટિએ મણિલાલની રોજનીશીનુ મૂલ્ય ઘણુ વધારે ગણાય એમ છે. આ બે રોજનીશીઓ ગુજરાતના અગ્રિમ સાક્ષરોની ઘડતરકથા રૂપે જ નહી પણ ગુર્જર સસ્કૃતિની એક કટોકટીભરી સ્થિતિના અભ્યાસ માટે અગત્યની સામગ્રી પૂરી પાડનાર દસ્તાવેજો તરીકે પણ ઉપયોગી છે

ગોવર્ધનરામે ૧૮૮૮મા ૪૩ વર્ષની ઉમરે 'પ્રવૃત્તિમય સન્યાસ'નો સકલ્પ અમલમા મૂકવા સારુ નિવૃત્તિ લીધી ત્યારે મણિલાલે ૪૦ વર્ષ પૂરા કરીને આ સસારમાથી વિદાય લીધી હતી લોકકલ્યાણ અર્થે

સાહિત્યસેવાનું વ્રત લઈને નડિયાદ આવીને વસેલા ગોવર્ધનરામે નિવૃત્તિકાળ દરમ્યાન 'સરસ્વતીચંદ્ર'નો ચોથો ભાગ પૂરો કર્યો તે સિવાય બીજું કામ તેમનાથી માંદગી અને કૌટુંબિક મુશ્કેલીઓને લીધે બહુ ઓછું થઈ શક્યું હતુ. ૧૮૮૮ના એપ્રિલમાં મણિલાલ ભાવનગરથી કાયમને માટે રજા લઈને માંદગીને કારણે નડિયાદ આવીને રહ્યા હતા. વચ્ચે બે વર્ષ વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિરમાં કામ કરી આવ્યા તે સિવાયનો બધો વખત તેમણે નડિયાદમાં ગાળ્યો હતો. મણિલાલની નિવૃત્તિ પણ અનેક અંતરાયો અને આપત્તિઓ છતાં પ્રવૃત્તિથી ધમધમતી હતી. આ દસકા દરમ્યાન તેમણે અનેક અંગ્રેજી અને ગુજરાતી પુસ્તકો લખ્યાં, જેનાથી તેમને યુરોપ અને અમેરિકામાં પણ એક સમર્થ વિદ્વાન અને તત્વજ્ઞ તરીકે નામના મળી હતી. ગોવર્ધનરામની માફક મણિલાલની પણ ગુજરાતના અગ્રણી સાક્ષર તરીકે કીર્તિ બંધાઈ હતી. નિષ્કલંક ચારિત્ર્ય અને ઉદાત્ત અક્ષર કાર્યનો મેળ ગોવર્ધનરામમા થયો હતો એવું મણિલાલને વિશે કહી શકાય તેમ નથી. પરંતુ આચાર મર્ત્ય છે, વિચાર અમર્ત્ય છે. વળી આનંદશંકરભાઈએ કહ્યું છે તેમ, સવિતાના તેજમા આપણા દોષો મૂકવાથી અઘમર્ષણ થઈ જાય છે' * એ ન્યાયે મણિલાલના ક્ષરજીવનની છાયા તેમણે ગુજરાતની કરેલી અપ્રતિમ સંસ્કારસેવાના પુરુષાર્થના તેજમા વિલીન થઈ જાય છે.

આજે આપણી પાસે આ બે ભગીરથ સાહિત્યસ્વામીઓનો અમૂલ્ય અક્ષરવારસો પડેલો છે. ચિંતનના ક્ષેત્રમા બંનેની મૂર્તિ અક્ષય છે. સાહિત્યક્ષેત્રે વિચારીએ તો, આપણે ત્યા નવલકથા ઉન્મેષોન્મુખ અવસ્થામા હતી ત્યારથી જ 'સરસ્વતીચંદ્ર' અને 'ગુલાબસિંહ' જેવી મિષ્ટ ને પથ્ય જ્ઞાનનો ખોરાક પૂરો પાડતી વિચારપ્રધાન નવલો સાંપડી તે વિરલ સંયોગ ગણાવો જોઈએ, 'સ્નેહમુદ્રા' અને 'આત્મનિમજ્જન' ગુજરાતી કવિતાને જ્ઞાનનો પાસ લગાડ્યો તે સામાન્ય

હકીકત નથી ગુજરાતી નિબંધનું આદર્શ સ્વરૂપ ઘડાયું અને મૌલી વિશેષ તો આ બે મહારથીઓએ ગુજરાતી ગદ્યને યથેચ્છ ખેડીને કથન, વર્ણન, અને મનન એમ ત્રણે દિશામાં ખૂબ પળોટ્યું મણિલાલે ગદ્યને દરેક પ્રકારની તત્ત્વચર્ચા માટે કેળવી આપ્યું ક્વચિત્ ઉપદેશકની ઉદ્બોધકતા તો ક્વચિત્ કુશળ ધર્મપ્રચારકની શાન્ત સમજાવટ, ક્વચિત્ હિતેચ્છુ શિક્ષકનો સંતાપ તો ક્વચિત્ ભગ્ન સ્નેહીના હૃદયદર્દનો ભવ્ય ઉદ્રેક, ક્વચિત્ કટ્ટર ટીકાખોરની તીક્ષ્ણ કટાક્ષવૃત્તિ તો ક્વચિત્ સ્વજનની પરિચિતતા એવી પ્રેમ સોપાન વિવિધ ભાવભંગીઓ ધારણ કરતી મણિલાલની વાક્છટા વાચકના ચિત્ત ઉપર એક હસાવેના પોતાના વ્યક્તિત્વની છાપ પાડે છે તેમની કથનરીતિ ઉત્કટ હોવા સાથે વિચારપૂર્ણ, વ્યવસ્થિત અને સ્વસ્થ હોય છે વેગ ઘનતા, ગત્યાત્મકતા અને અવિચ્છિન્ન બંધ મણિલાલના ગદ્યના બીજા ગુણો છે ગોવર્ધનરામના ગદ્યમાં દેખા દેતા ચિન્તનાત્મકતા, વિવિધતા અને તલ્લીનતાના ગુણોને મણિલાલના લખાણોમાં ખીલવાનો અવકાશ નથી ગોવર્ધનરામની શૈલીમાં વેગ ઓછો છે પણ સ્વસ્થ, નમનીય, સરળ અને અનલંકારપ્રચુર રીતિ એ ગોવર્ધનરામના ગદ્યની વિશિષ્ટતા છે ગંભીર, ગૌરવ, પ્રસાદ, ઓજસ્, માધુર્ય આદિ અનેક ગુણો એમાં યથાસ્થાન પ્રગટ થાય છે ગુજરાતી ગદ્યે ૧૯૧૪ સુધીમાં જે સિદ્ધિ મેળવી છે તેનો પ્રધાન હિસ્સો મણિલાલ અને ગોવર્ધનરામનો છે એમ ખુશીથી કહી શકાય

ધર્મશ્રદ્ધાએ પ્રેરેલ પવિત્ર જીવનકાર્ય (mission) તરીકે ગોવર્ધનરામે અને મણિલાલે સાહિત્યને અપનાવ્યું હતું બે ઘડી મનના ગમાગ માટેનું એ સાધન નહોતું પણ બે મહાન વિચારકોની જિંદગીભરની સાધનાનો અર્ક એમાં ઊતર્યો છે આજે મા સરસ્વતીના એ લાડીલા પુત્રો આપણી વચ્ચે નથી પણ તેમની ઓજસ્વી વાણીનો પ્રસાદ વિશાળ સંસ્કાર-રાશિ બનીને પેઢી-દર-પેઢી પ્રજાના જીવનમાં

કોઈ ને કોઈ રીતે મૂર્ત થતો જણાય છે. તેમની રાજકીય અને સામાજિક આકાંક્ષાઓ ઘણે અંશે આપણી પેઢીની સિદ્ધિઓ બની ચૂકી છે—એમ કહી શકાય. પરંતુ ધર્મનિષ્ઠા, નીતિભાવના અને પર્યેષણા પરત્વે આપણે પીછેહઠ કરી રહ્યા હોઈએ એમ લાગે છે. એમણે સર કરેલાં સાહિત્યિક શિખરો આજના લેખકને દુરારોહ બન્યાં છે, એમ વર્તમાનની ટેકરી પરથી ભૂતકાળ પર દૃષ્ટિ માંડતાં સહેજે તુલના થઈ જાય છે. જીવન અને સંસ્કૃતિનાં ચિરંતન મૂલ્યોની શોધખત્તી સમી આ બે લેખકોની કૃતિઓનો વિસ્તાર આપણા સાહિત્યના ઇતિહાસમાં એ-અઢી દાયકાથી વધુ લાંબા પટ પર થયેલો નથી, પરંતુ તેના પ્રકાશનાં કિરણો દૂર દૂર સુધી પહોંચીને ભાવિની ટેકરી પર જીવનની ઉષ્મા પ્રસારે છે. આવા પ્રસંગે તેમનો વાચકવર્ગ એ કિરણો ઝીલીને પોતાના ચૈતન્યદીપને સંકોરવા પ્રેરાય એટલી અપેક્ષા તો જરૂર રાખી શકાય.

this known, to create a current of true and fresh ideas'૧ મેથ્યુ આર્નલ્ડ નિરૂપે છે તેમ, જે તત્ત્વો વડે સર્જકશક્તિ કાર્ય કરે છે તે તો છે વિચારો જેટને અશે પ્રજા જીવનમા ઉત્તમોત્તમ વિચારો પ્રભાવક બને તેટને અશે સર્જકોને પણ એ ઉપયોગી નીવડી શકે અને આ કાર્ય વિશે વિવેચનાનુ છે આ ક્લિ અનારનલ્ડ એ ા ઉપર ભાર મૂકે છે 'To make the best ideas prevail' 'the creating a current of true and fresh ideas'—વિવેચનનુ ધ્યેય આ છે ગોવર્ધન-રામ જેવા સર્જકો જ્યારે વિવેચનમા પ્રવૃત્ત થાય છે ત્યારે આવા કોઈ આશયથી પ્રેરાતા હોય એમ જોવુ મુશ્કેલ નથી વિવેચનદૃષ્ટિ પરત્વે ગુજરાતી સાહિત્યવિવેચનના ઇતિહાસમા ગોવર્ધનરામ આનદ શકર ધ્રુવ અને મણિલાલ નભુભાઈમા મળતાપણુ છે

ગોવર્ધનરામે સાક્ષરજીવન' નામે ગ્રથમા મનીષીજીવનનો પોતાનો આદર્શ નિરૂપ્યો છે ' પ્રસાદ તત્ત્વ અને પ્રસાદનો ગુણાનુરાગી સાક્ષર સાક્ષી—એ ત્રિપુટીના સયોગથી સાક્ષરજીવન આવિર્ભાવ પામે છે એ મયોગવાળુ જીવન એ જ સાક્ષરજીવન એ જ contemplative life, એ જ literary life એ જ philosopher s seclusion, એ જ scientific menની laboratoryમનુ જીવન એ જ બખ્પટથી ભરેલી કોટડીમા નૈસાવિન્નુ જીવન એ જ યોગીનો યોગ અને એ જ વેદાન્તનુ સ્વાનુભૂતિજીવન ૨ આ સાક્ષરજીવનની વ્યાપ્તિ ગોવર્ધનરામે વિશાળ કલ્પેલી છે—સાહિત્યસર્જકો તેમ વિવેચકોનો સમાવેશ એમા સ્વાભાવિક જ, થયો છે આ સાક્ષરોના ઉચ્ચાવચ ક્રમ પ્રમાણે તેમણે શુષ્કદૃષ્ટા, આનદૃષ્ટા, લક્ષણદૃષ્ટા, લક્ષ્યદૃષ્ટા અને છેવટે પર્યેષ્ટા એવા પ્રકારો

૧ The Great Critics ત્રીજી આવૃત્તિ પૃ ૬૨૧
૨ 'સાક્ષરજીવન' (ત્રીજી આવૃત્તિ) પૃ ૬૧

પાડ્યા છે વિવેચનને ગોવર્ધનરામ લક્ષણુ દ્દાના વર્ગમા મૂકે છે ગોવર્ધનરામે સાક્ષરજીવનને અખંડ રીતે નીરખ્યુ છે અને જુદા જુદા પ્રકારે પાડીને તે તે ગાક્ષ દૃષ્ટિના વ્યાવર્તક લક્ષણો, સમગ્ર સાક્ષર જીવનના ભાવસ્થાનો, એમાથી નિગમના માર્ગો અને ગીના જેને 'કવિ', 'પંડિત' કે 'જ્ઞાની' કહે છ એવા સાક્ષરના કવિજીવનનો એક સુરેખ નકશો તેમણે આપ્યો છે એમા તેમની પોતાની શાસ્ત્રગ્રથનિર્માણની સ્વચ્છ, વેધક અને તેજસ્વી વિવેચનશક્તિ જોવા મળે છે પરતુ સાહિત્યવિવેચકને નાગેવળગે છે ત્યા સુધી એ વિષેનો લેખ નો આદર્શ વિશે સ્વ સાક્ષર નવનરામ લક્ષ્મીરામનુ જીવનવૃત્તાત' એ પ્રસ્તાવના લેખમા સ્પષ્ટ થશે છે એકદરે આ લેખ ચરિત્રનિરૂપણનો છ, તેમ છતા નવનરામનુ યથાર્થ દર્શન કરાવન એમા મળે છે, એ પણ ગોવર્ધનરામની વિવેચનશક્તિનુ નિદર્શન છ ગ્રથપરીક્ષક–વિવેચકનો તેમનો આદર્શ આ પ્રમાણે છ – ગ્રથ લખવો એ વધારે કઠણ કામ છે કે ગ્રથની પરીક્ષા કરવી એ વધારે કઠણ કામ છે એ પ્રશ્નનુ નિરાકરણ કરવુ હોય અને ગ્રથપરીક્ષા એટલે ગ્રથના દોષ બતાવી આપવા એટલુ જ હોય તો તે ગ્રથપરીક્ષાનુ કામ પ્રમાણમા ઘણુ સહેલુ છે એ ઉત્તરમા ઘણી સત્યતા છે પણ આ દેશના તેમ પરદેશના સર્વ વિદ્વાનોનો મત એવો છે કે ગ્રથ–પરીક્ષા એટલે ગ્રથમા સારુ શુ તે જાણવુ અને જણાવવુ ગ્રથમા તો શુ પણ સર્વત્ર પરીક્ષાનો એ જ હેતુ છે કે કેવાણસ શુ કામ કર્યુ તે જોવુ શુ કામ કર્યુ એણે શુ સારુ કામ કર્યુ કોઈએ શુ કામ નથી કર્યુ તેની પરીક્ષા હોતી નથી કોઈએ કેટલુ નઠારુ કર્મ કર્યુ એટલુ જ માત્ર જોવા જવુ એવી પરીક્ષા કોઈ સુપરીક્ષક માથે લેતો નથી, ફૂલની સુવાસના જોનાર હોય છે–દુર્ગંધ શોધનાર અભાગિયા હોતા નથી ગ્રથપરીક્ષક એ ગ્રથરૂપ પુષ્પોનો ભોગી ભ્રમર છે તે સ્થળે સ્થળેથી પરાગ અને મધુના પરમાણુ શોધી કહાડી તેનો સચય કરે છે અને એના રચેલા મધપુડાઓનુ મધ તેને પોતાને તેમ અન્ય લોકોને કામે લાગે છે ગ્રથના ગુણની

પરીક્ષા કરવી; એ ગુણનો જાતે ઉપયોગ કરી આનંદ અનુભવવો, અને એ આનંદ પામવા ગ્રંથના વાંચનારાઓને સમર્થ કરવા, પોતે સરસ અન્ન જમવું અને બીજાને જમાડવા,–આ આનંદની ઉજાણી આપવી, એ જ ગ્રંથપરીક્ષકનો અભિલાષ હોય છે. એ અભિલાષ જેને ન હોય તે પરીક્ષક જ નથી "[૩] વિવેચનકાર્યને 'આનંદની ઉજાણી' રૂપે વર્ણવીને ગોવર્ધનરામે પોતાની રસિકતા અને ઊંડી સાહિત્યસૂઝ પ્રકટ કરી છે. વિવેચક જે સર્જકચેતનામાંથી કળાકૃતિ પ્રગટે છે એ ચેતના સાથે વધુમાં વધુ તાદાત્મ્ય સાધી કલાના આનંદનો ઉપભોગ કરે છે. એ આનંદને બૌદ્ધિક રીતે સમજાવવા જે પ્રવૃત્ત થાય છે, વિશાળ જનસમુદાયને પોતાના કલાનુભવના પ્રતીતિકારક કારણો આપે છે,–અને એ રીતે વાચકો પોતે, ગોવર્ધનરામે યોગ્ય રીતે કહ્યું છે તેમ, એ આનંદ પામવા 'સમર્થ' બને એમ જે કરે છે તે વિવેચક છે આ રીતે વિવેચન એક સામાજિક પ્રવૃત્તિ છે એ વાત ગોવર્ધનરામે માર્મિક રીતે કહી છે ગ્રંથપરીક્ષામાં ગુણદર્શનને તેમણે પ્રધાનતા આપી છે, દોષદર્શન પણ વાચકોની ગુણ વિષેની સમજ પણ પાકી કરે અને એ દૃષ્ટિએ ઉપકારક થઈ રહે માટે થતું હોય છે ગોવર્ધનરામ કહે છે, "આનો અર્થ એવો નથી કે પરીક્ષક દોષ જુવે પણ નહી અને દેખાડે પણ નહી પણ એ તો ગુણને અંગે દોષ જુવે છે, એને સોનાની થાળીમાં લોઢાની મેખ ગમતી નથી, સુગંધ સાથે દુર્ગંધનો અંશ હોય તો જાતે જુવે છે અને જોનારાનો બતાવી આપે છે કે 'ભાઈ, જુવો આ દુર્ગંધ છે, એને આની રીતે જુદી પાડી નાખો, અને એકલી સુગંધ લ્યો.' જ્યાં એકલો દોષ છે તેની પરીક્ષા નથી, જ્યાં ગુણનો અંશ અલ્પ અથવા છૂટો પાડી શકાય એમ નથી તેની પરીક્ષા નિષ્ફળ

૩ 'નવનીત યાવનિ', શાળોપયોગી આવૃત્તિ (ઈ સ. ૧૯૨૧). પૃ. ૬૬-૬૭

છે."[4] નવલગ્રંથાવલિના આ પ્રસ્તાવનાલેખ પછી ૧૮૯૬–૯૭માં લખાયેલા 'આ કાળના આપણા આર્ય નાટક' એ લેખમાં પણ ગોવર્ધનરામે આવું જ મંતવ્ય રજૂ કર્યું હતું. તાત્ત્વિક બાબતો વિશે ગોવર્ધનરામના વિચારો એક વાર સ્થિર થઈ ગયા પછી સામાન્ય રીતે બદલાતા હોતા નથી એનું આ પણ એક ઉદાહરણ છે (જેમ કે, આગળ જોઈશું તેમ નરસિંહરાવની કવિતા, પ્રાચીન કવિઓ અને નવી પેઢીના કવિઓની કવિતાનો ભેદ, પ્રાચીન કાવ્યપરંપરાનું મૂલ્ય વગેરે વિશે) ગોવર્ધનરામ લખે છે, "પુસ્તકપરીક્ષકશક્તિની એ વૃત્તિ દોષશોધક નથી પણ ગુણશોધક છે, અને 'સોનાની થાળીમાંથી લોખંડની મેખ' દૂર કરવાની જ વૃત્તિથી પુસ્તકપરીક્ષક હોય બનાવી ? છે [ઉપરની જ કહેવત તેમણે 'નવલગ્રંથાવલિ'ના પ્રસ્તાવના-લેખમાં પણ વાપરી હતી] જે પુસ્તકોમાં કેવળ દોષ છે તેની પરીક્ષાનો આદર કરવો જ અયોગ્ય છે. જેમાં સુવર્ણ હોય તેનું સુવર્ણ શોધી સુવર્ણનો લાભ તો બંધ પાડી દેવો એ પરીક્ષકનું કામ છે."[5]

તે ઉમેરે છે કે, "આ સર્વઆહિત અને સર્વસ્મિકર અથવા સર્વ-રસગત્વ વિના પરીક્ષકની દૃષ્ટિમા સૂક્ષ્મતા, શુદ્ધતા અને શક્તિ આવતા જ નથી, એ પરીક્ષકની પરીક્ષક-દૃષ્ટિ ઉઘડતી જ નથી" ૭ સાચી વિવેચના વિવેચકની પાસે સજ્જતા માગી લે છે એ વાત ગોવર્ધનરામે વિધેયાત્મક રીતે નિરૂપી છે અને વિવેચનાને દૂષિત કરનારા તત્ત્વોને ગૌણતા આપી છે એમા તેમની ઔચિત્યબુદ્ધિ રહેલી છે

નવલરામ શ્રવણપિતૃભક્તિ નાટક, કાન્તા નાટક, અને બુદ્ધિ અને રૂઢિની કથા ઉપરના વિવેચનોમા કથાસાર આપે છે એ વિશે ગોવર્ધન-રામ લખે છે, "આ સર્વ વિવેચનો લાબા છે, પણ એ સર્વેમા એક સામાન્ય લક્ષણ એ છે કે પ્રત્યેક વિવેચનના આરંભભાગમાં વિદ્વત્તાની ધમક ભભકાથી ઊઠે છે, પછી એકદમ એ ધમક ભાગી પડે છે, અને પરીક્ષક પેટ ઉપર હાથ ફેરવતા ફેરવતા ગ્રંથના કથાભાગનો સાર આપવા બેસે છે કથાનો સાર આપવાથી ગ્રંથનો ગુણ જણાતો નથી એમ નથી, પણ કથાપ્રપંચ દરેક વાચનાર સમજી શકે એવી વસ્તુ હોય છે અને એવુ અમૃત ચખાડવુ એ પરીક્ષકનુ કામ નથી, અને એ કામમા ઘણુ લબાણ થાય છે ત્યારે પરીક્ષા કઈક હીની પડી જાય છે તો પણ આ નબળાઈની સાથે ગ્રંથના અવયવોની તપાસના ગુણદોષ બતાવવાના પ્રસંગ શોધેલા માલમ પડે છે" ૮ વિવેચનના એક અનિવાર્ય ભાગરૂપે વિવેચક કથાસાર આપતો હોય છે એમ ગોવર્ધનરામ જુએ છે તે નોંધપાત્ર છે દા ત આપણા સમયમા રામનારાયણ પાઠક શરચ્ચન્દ્ર ચટ્ટોપાધ્યાયની નવલકથાઓના ગુજરાતી અનુવાદોની પ્રસ્તાવનાઓમા સાર આપવાનો ઉપક્રમ રાખીને જે માર્મિક આલોચના કરે છે તે આ સંદર્ભમા યાદ આવે છે

બીજો એક મુદ્દો તે વિવેચકના માનસ પર ભૂતકાળના અનુભવોની

---

૭ નવલગ્રંથાવલિ પૃ ૧૯.

૮ એજન પૃ ૬૯.

અસર અંગેનો છે. જુવાનીના કાળમાં ઉત્સાહથી તરવરતા નવલરામને પહેલી છાપામાં કવિતા અંગે અને બીજી રીતે પણ નર્મદ સાથેના પ્રસંગમાં તેમના ઉત્સાહ ઉપર ઠંડું પાણી રેડાયું હોય એવું લાગ્યું અને આ ઉદ્યોગી પુરુષે પોતાનું સ્થાન પોતાની સાહિત્ય-સાધનાથી સિદ્ધ કર્યું એ પરથી ગોવર્ધનરામ કહે છે કે નવલરામે ઊગતા ગ્રંથકારોને પ્રોત્સાહન આપવાનું વલણ રાખ્યું એની પાછળ અગાઉ એમના ઉમંગનો ભંગ થયેલો એ કારણભૂત હોય. પરંતુ એ પછી નવલરામ સુરતથી અમદાવાદ બદલાતાં એમના વિચારો બદલાય છે એને માટે તેને શહેરોનું વાતાવરણ જવાબદાર હોય એમ તે સૂચવે છે. સ્થળ બદલાતાં દષ્ટિ વધારે વ્યાપક બને છે અને વયના વધવા સાથે વધતી પરિપક્વતાના પરિણામ રૂપે યથાર્થ મૂલ્યાંકન શક્ય બને છે એમ ગોવર્ધનરામના સૂચનનો આશય લાગે છે. વીરમતી નાટક ઊંચી પંક્તિમાં મુકાયું નથી એમાં તેની છસો નકલો ખપી જતાં વાર લાગી તે કંઈક પ્રમાણ છે એમ ગોવર્ધનરામ કહે છે. ગોવર્ધનરામ જેવા અને તેમ જ ૧૮૯૬–૯૭માં પ્રસિદ્ધ થયેલા 'આ કાળનાં આપણાં આદિ નાટક' એ લેખમાં સ્થૂલ માનદંડ ઉપર ભાર મૂકવાનું વલણ દાખવે તે બરોબર નથી.

નવલરામના નર્મદ વિષેના અભિપ્રાયો ઉત્તરોત્તર પરિષ્કૃત થતા ગયા એ વિષે ગોવર્ધનરામ લખે છે, "સુરતમાં જે નર્મદનો મોહ હતો તે અમદાવાદમાં ધીમે ધીમે ખરેલો જણાય છે. નર્મદ સ્મરણ-માંથી ખસે છે. પ્રથમ પ્રેમાનંદ મ્હોટો ખરા પણ નર્મદ તેથી મ્હોટો લાગેલો હતો—અમદાવાદમાં એમ લાગ્યું કે પ્રેમાનંદનો જોડિયો કોઈ નથી. ત્યાર પછી આના પછી ૧૮૭૮માં 'મનવિચાર' કહે છે. 'શું તે નર્મદાશંકર અર્ધા ભણેલા માણસની પંક્તિને જ યોગ્ય છે?'. – 'નર્મદાશંકર તો માત્ર man of the mass જ છે'"[૯] ગોવર્ધન-

૯ નવલગ્રંથાવલિ, પૃ ૭૫

રામ ટીકા કરતાં ઉમેરે છે કે, "છેક ૧૮૮૭માં નવલરામે કવિ નર્મદાશંકરની જીવનકથા લખી તેની પ્રસ્તાવનામાં આ જ તુલના લખી છે. એમાં માત્ર શબ્દ છેક આવા ઉઘાડા નથી. નર્મદને, 'man of the mass' ને ઠેકાણે 'સમયમૂર્તિ' કહ્યો અને એના કાવ્યમાં પણ સમયનુ ચિત્ર પડ્યુ ગણ્યુ. નર્મદના જીવનમા મિત્રવિયોગના શોકની અને કવિ ઉપરની પ્રેમભક્તિની રમણીય છાયા પડેલી છે. એમાં કવિના દોષને ઠેકાણે ગુણની જ પરીક્ષા કરી છે. છતાં એ ગુણપરીક્ષામા અતિશયોક્તિ ન કરતા પોતાના ઠરેલ વિચારો જ લખ્યા છે. એ પરીક્ષામા—એ તુલનામાં—નર્મદની જે તુલના થઈ છે તેને, નવલરામની પ્રીતિના ઉભરાથી ઉભરાતી ભાષાના ટકા બાદ કરતાં, કોઈ છેક યથાર્થ નહિ ગણે તો ઘણીખરી યથાર્થ તો ગણશે જ."[10] ગોવર્ધનરામે 'કવિજીવન'ની કરેલી આ માર્મિક ગુણપરીક્ષા એ તે કૃતિનુ વિવેચક તરીકે યથાર્થ મૂલ્યાંકન આપવાના પ્રયત્નરૂપ છે.

અગાઉ ઉલ્લેખ કર્યો છે તેમ ગોવર્ધનરામની વિવેચનપદ્ધતિ વિશાળ સાંસ્કૃતિક પરિબળોના પ્રકાશમા સાહિત્યની પરીક્ષા કરવાની છે 'કવિ દયારામનો અક્ષરદેહ' 'The Classical Poets of Gujarat and Their Influence on Society and Morals,' અને 'ગુજરાતના પ્રાચીન સાહિત્યના ઇતિહાસનું દિગ્દર્શન' આદિ કૃતિઓમા ગુજરાતના સામાજિક જીવનનો ઇતિહાસ અને જીવનમૂલ્યોને પશ્ચાદ્ભૂમિકામા રાખીને કવિઓની મુલવણી તેમણે કરી છે ગોવર્ધનરામ પછી આપણા પ્રાચીન સાહિત્યનુ સંશોધનકાર્ય અનેક અભ્યાસીઓએ હાથ ધર્યુ અને એ સંશોધનના પ્રકાશમા જુદી જુદી દૃષ્ટિએ ગુજરાતના પ્રાચીન કવિઓના મૂલ્યાંકનો થયાં એટલે આજે 'The Classical Poets'ના નિબંધનુ લખાણ કાંઈક અપૂરતુ પાછુ લાગવાનો સંભવ છે તેમ છતા આ નિબંધ

૧૦. નવલગ્રંથાવલિ પૃ ૬૫ ૬૬

પછીથી લખનાર સાહિત્યઇતિહાસોને માળખું પૂરું પાડે છે અને કેટલેક અંશે માહિતી પણ ગોવર્ધનરામે પ્રાચીન કવિઓની કવિતાની રૂપરેખા આંકવાનો પ્રયાસ જે રીતે કર્યો છે તે મહત્ત્વનો છે, કારણ-કે, કોઈ પણ પ્રકારના ઇતિહાસના શ્વાસોચ્છ્વાસ જેવું તત્ત્વચિંતન હોવું જોઈએ એવા ઉચ્ચવાદને ગોવર્ધનરામ અનુસર્યા છે, તેને ગુજરાતી સાહિત્યના તેમની પછીના ઇતિહાસકારોએ એ રૂપે ભાગ્યે જ નજર સમક્ષ રાખ્યો હોય એવું લાગતું નથી ઉપરાંત, નરસિંહ, મીરાં, દયારામ જેવા કવિઓના કાવ્યોને મૂલવતાં 'અથપગીલક ના. ઉત્તમ ગુણો તેમનામાં જોવા મળે છે તેમની રસિકતા, વિષયની મજબૂત પકડ અને કાવ્યના અર્થઘટનની શક્તિ ગોવર્ધનરામના વિવેચક-સ્વરૂપની ઝાંખી કરાવે છે.

'કવિ દયારામનો અક્ષરદેહ'માં ગોવર્ધનરામ કહે છે, "દયારામ કવિના સમયમાં અનેક માર્ગો અને કવિઓ એવા બહુ હતા કે સામાન્ય મનુષ્યના મન વિક્ષેપ ન પામે તો જ નવાઈ જેવું ગણાય. વેદાન્તી અને યોગી કવિઓ, તેમ શૈવ શાક્ત વગેરે પંથના કવિઓ અને બોધકો વચ્ચે આ સમયનું ગુજરાત ડોલાયમાન થાય છે, તેમાં ઊમેનો રંગુરકવિ હિંદોળાને સ્થિર રાખવા પ્રયત્ન કરે તે જેવું સ્વાભાવિક છે તેવું જ એ પ્રયત્નદૃષ્ટિબિંદુ જોવું યોગ્ય છે." ૧૧ આ દૃષ્ટિએ દયારામ જેવા કવિએ કેવળ સાંપ્રદાયિકતાથી ભિન્ન રીતે કથાનિર્મિતિ કાન્ત સંપ્રદાયભક્તિને પ્રાગટ્યમાં પ્રતિષ્ઠિત કરી એ તેમનું જીવનકાર્ય દયારામના સ્થૂલ જીવનના દોષોમાં તણાઈ ન જતા એ માટે ગોવર્ધનરામ દયારામના અક્ષરદેહ ઉપર પોતાની વિવેચન-પ્રતિભાને કેન્દ્રિત કરે છે અને એ કવિ-પ્રતિભાનું આંતરદર્શન કરાવે છે તે આજે પણ અનુપમ છે

પરંતુ પ્રાચીન અને નવી પેઢીના કવિઓમાં પડી જતાં તફ

૧૧. 'કવિ દયારામનો અક્ષરદેહ' (બીજી આવૃત્તિ), પૃ ૩૮.

ચાલુ ગોવર્ધનરામની ચિંતાનો વિષય બને છે. "સરસ્વતીચંદ્ર'ના પહેલા ભાગમાંના 'જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન' એ પ્રકરણમાં કુમુદના મોઢામાં ગોવર્ધનરામે નરસિંહરાવના 'ચન્દા' કાવ્યમાંથી કેટલીક પંક્તિઓ મૂકી છે. આ કાવ્ય વિશે ગોવર્ધનરામે ત્યાં જ પાદટીપમાં જણાવ્યું છે કે, "આ રમતીયાળ તર્કોથી ઉભરાતી કવિતા...રા. નરસિંહરાવની કરેલી સ. ૧૮૦૩ના બુદ્ધિપ્રકાશમાં છપાયલી." નરસિંહરાવે તા. ૨૩–૧૧–૮૭ના રોજ 'કુસુમમાળા'ની એક પ્રત 'રા. ગોવર્ધનરામ માધવરામને સ્નેહપૂર્વક ભેટ' આપી ત્યારે એ પ્રતમા હાંસિયામાં અને ચોપડીનાં છેલ્લાં પાનાંમાં ગોવર્ધનરામે અંગ્રેજીમાં કેટલીક નોંધો કરી છે. 'ચંદા'ની કવિતા 'રમતીયાળ તર્કોથી ઉભરાતી' લાગેલી અને સમગ્ર કાવ્યપુસ્તક વિશે પણ ગોવર્ધનરામની નોંધો જોતાં તેમનો આવો જ અભિપ્રાય રહ્યો લાગે છે. 'કુસુમમાળા'માં, ગોવર્ધનરામ, "જેને કવિચિત્તના તરતા કલ્પનાતરંગો કહી શકાય તે" જુએ છે. ગોવર્ધનરામ આ નવકવિની કવિતાને ઉમળકાભેર વધાવી લેતા, પૂરા સમભાવપૂર્વક કાવ્યોનુ ગુણદર્શન કરતા દેખાય છે. 'કુસુમમાળા'ની પ્રતમાં હાસિયામાં અને ચોપડીને અંતે ગોવર્ધનરામે જે નોંધો કરી છે એ કવિતાને ઝીણવટથી વિવેચવાની તેમની શક્તિનો ખ્યાલ આપે છે. કાવ્યગ્રંથોનાં વિવેચનો તેમણે લખ્યાં નથી. તે લખ્યા હોત તો તેની પાછળ કેવી વીગતોમાં રાચતી અને સાથે સાથે એક વ્યાપક દૃષ્ટિબિંદુ રજૂ કરતી વિવેચનશક્તિ કામ કરતી જોવા મળત એનો અણસારો આ નોંધોમાં સ્પષ્ટ મળે છે.

પણ મુખ્ય વાત તો પ્રાચીન અને નવકવિઓ વચ્ચે પડી જતાં તફાવતની છે. ૧૮૯૬–૯૭માં લખાયેલા 'આ કાળનાં આપણાં આદિનાટક' એ લેખમા પ્રસગોપાત્ત ગોવર્ધનરામ કહે છે, "શેલી કવિનું 'મેઘકાવ્ય' આસાદિક તર્કોથી ભરેલું છે; તેનું સરસ અને સુરસ ગુજરાતીમાં

ભાષાંતર થયેલું છે અને મેઘ ત્યાંથી તુલના જૂના અને અનુભવી મંડળીઓ સમજી શકતા નથી તેનો આ લખનારને અનુભવ છ”[૧૨] આ ‘અનુભવ’ની વાત ગોવર્ધનરામે તા ૮ સપ્ટેમ્બર ૧૮૯૯ના રોજ અમદાવાદમાં ‘ધી સોશિયલ ઍન્ડ લિટરરી ઍસોસિએશન’ના ઉપક્રમે આનંદશંકર ધ્રુવના પ્રમુખપદે આપેલા ભાષણમાં માર્મિક રીતે કરી છે એ ભાષણના ‘પ્રજાબંધુ’માં પ્રસિદ્ધ થયેલા અહેવાલ—ગોવર્ધનરામના પોતાના શબ્દોમાં નહિ—માં કહ્યું છે કે, ‘જૂનાઓના કાવ્યો નવાઓને રસવાળાં ન લાગે છે તેઓ તેમાં કોઈ જાતની નવીનતા જોઈ શકતા નથી તેમને દરરોજના ગાયનોમાં કાવ્યસૌંદર્ય જણાતું નથી તેમ જ નવીન કવિઓના અપરિચિત ઇંગ્રેજી તરેહ અને વાક્યરચના તથા … વાપરેલા સંસ્કૃત શબ્દો તેમના … પ્રિન્ટ કરી નાખવાથી જૂનાઓને તે રુચિકર થતા નથી અને તેનો ભાવ તેઓ સમજી શકતા નથી નૃસિંહરાવનું ‘મેઘ’ (Shelly's Cloud) નામનું કાવ્ય બહાર પડ્યું ત્યારે ભાષાંતર તે ઘણું જ પસંદ પડ્યું અને તેમણે એક જૂની પદ્ધતિના કવિઓના સારા અભ્યાસક મહેતાજીને તે વાંચવા આપ્યું તેમણે તે વાંચી વખાણ્યું પણ જ્યારે તેમને પૂછ્યું કે તેમાં એમને શું ગમ્યું ત્યારે તેમણે કબૂલ કર્યું કે તેમાં એમને સમજ જ પડી નથી. ભાષા તથા વાક્યરચનામાં તેમને સમજ પડી પણ અપરિચિત ઇંગ્રેજી તરેહ તેમને અજ્ઞાત જ રહ્યા પરિણામે ગુજરાતી કવિઓમાં બે તડ જોવામાં આવે છે અને તે સમગ્ર કરવા એ દરેક ગુજરાતી ભાષાના હિતચિંતકની ફરજ છે જૂના કરતા નવાઓને તેમાં વિશેષ ભાગ લેવાનો છે’[૧૩] પ્રાચીન ગ્રંથોના અભ્યાસ નવી પેઢીના કવિઓમાં

૧૨. ‘સમાલોચક’ પુ ૧ અંક ૨, ઉતારો જુઓ ‘સંસ્કૃતિ’ વર્ષ ૧૪, અંક ૮

૧૩ ‘પ્રજાબંધુ’, પુ ૨, અંક ૩, પૃ ૭

વધે એ માટે આગ્રહપૂર્વક ગોવર્ધનરામ કહે છે, " ઇંગ્રેજી પ્રજામાં પોતપોતાની અભિરુચિ પ્રમાણે દરેક પ્રાચીન કવિઓના અભ્યાસકો જેમ જોવામાં આવે છે તેમ ગુજરાતી ભાષામાં પણ થવું જોઈએ. જેવી મગરૂરીથી મૅકાલે કહેતો કે 'પૅરેડાઈઝ લૉસ્ટ'ની સઘળી પ્રતિનો નાશ કરે તો પણ તેની સ્મરણશક્તિથી જ તેની લગભગ અગિયાર હજાર લીટીઓ પ્રતિપાદન કરી શકશે, તેવી જ મગરૂરીથી ગુજરાતી ભાષાના ગિરતા લેખકો પ્રાચીન કાવ્યોના અભ્યાસ કરશે, ત્યારે જ તેમનો અને નવા વચ્ચેનો ભેદ ઓછો થશે." ૧૪

કવિતાહિતચિંતક ગોવર્ધનરામની આ ચિંતા ૧૯૦૫ સુધી લંબાયેલી છે. પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે આપેલા ભાષણમાં તેઓ કહે છે કે, " શેલી અને વર્ડ્ઝવર્થના ઉત્કૃષ્ટ હૃદયરસ આપણે ચાર અંગ્રેજી જાણનારાઓને પ્રિય લાગે તે સ્વાભાવિક છે, અને તેથી આપણા સાહિત્યનો ઉત્કર્ષ સંભવે છે. પરંતુ તે જ રસનું આપણા લોકના રસની બાલભાષામાં કાંઈક અવતરણ કર્યા વિના આ ઉત્કર્ષ લોકમાં પ્રસરવાનો નથી." ૧૫ આ " અવતરણ " કેવી કળાથી કરવું એનાં દૃષ્ટાન્ત નરસિંહ મહેતાની અને અખાની વાણીમાંથી જડશે એમ કહી તે પ્રાચીન કાવ્યપર પરાનો પ્રબળ પક્ષપાત કરે છે. સાહિત્યના ઉત્કર્ષમાં પરંપરાનું મૂલ્ય કેટલું અને નવા પ્રયોગો કરનારાઓએ પરંપરા પાસેથી કેટલું પામવાનું છે એ વિશે પણ સ્પષ્ટ સમજણ, આ જ ભાષણમાં, જોવા મળે છે: ' આપણી અર્વાચીન વઢાઈઓ ભલે નવી ભૂમિઓમાં પ્રવેશ કરે, પણ તેમનું મૂળ પોષણ તો આ પ્રાચીન ઝરોમાંથી જ સતત ધારારૂપે ચાલ્યું આવશે તો જ તે આપણા લોકના જીવનમાં ભળી

---

૧૪. પ્રભાગ્યુ પૃ. ૭.

૧૫. 'ગુજરાતના પ્રાચીન સાહિત્યના ઇતિહાસનું દિગ્દર્શન' (૧૯૫૮ની આવૃત્તિ) પૃ. ૨૬.

શકશે. નવા સાહિત્યના પોષકોએ આ વાત ભૂલવા જેવી નથી અને તેમાંના કેટલાકના લેખને સામાન્ય વાંચનારાઓ ગમે તો દોષદષ્ટિથી જુએ છે અને ગમે તો જોતા જ નથી. તે સાહિત્યરોગનું કારણ એક એ છે કે આ નવા સાહિત્યકારો આપણા પ્રાચીન વૃક્ષના રસોનું સેવન યથેષ્ટ કરતા નથી અને એ સેવન વિનાના પાક લોકને પચતા નથી." ૧૬

ગોવર્ધનરામે પોતાની તરતના પુરોગામીઓ અને સમકાલીનોના સાહિત્યનાં મૂલ્યાંકનો કર્યાં છે એમાં કલાતત્ત્વની પરખ, ઉચ્ચ સાહિત્યના પરિશીલનથી સુસંસ્કૃત રુચિમાંથી જન્મતો ઉચ્ચગ્રાહ અને સ્પષ્ટવક્તૃત્વ જોવા મળે છે. નર્મદદલપતની કવિતાનું મૂલ્યાંકન કરતાં તે લખે છે, "કવિ નર્મદાશંકરે ઘણી કવિતા લખી છે; તે સર્વત્ર-વેગવાળી છે અને તેની ભાષા તથા તેનાં મર્મસ્થાન તીવ્ર છે; કવિ-દલપતરામે પણ ઘણી કવિતા લખી છે, તે વ્રજભાષાની કવિતાને અનુસરનારી અલંકારને પૂજ્ય માનનારી અને તાર્કિક છે. પરંતુ નર્મકવિતાની રસિકતા, સવેગતા અને તીવ્રતા પિત્તપ્રકોપજન્ય છે; તેમાં નીરોગી પ્રસાદ નથી; અને કવિની પૂર્વાવસ્થાની કવિતામાં જેમ અવલોકનનો અને તરંગનો આડંબર છે તેમ ઉત્તરાવસ્થાની કવિતામાં પંડિતદંભ છે. એ ઉત્તરાવસ્થાની કવિતા તો કોઈ રીતે સફલ થઈ જ નથી. પરંતુ તેમની પૂર્વાવસ્થાની કવિતા સમયોચિત હોવાથી સારી રીતે સફળ થઈ છે."૧૭ દલપત-કવિતા પણ એનાથી જુદી રીતે સફળ-નિષ્ફળ થઈ છે: "વાલ્મીકિ, વ્યાસ અને કાલિદાસની ભાષા જેવી પ્રાસાદિક હતી તેવી જ રીતે તેમના રસમાં અને તર્કમાં પણ અત્યંત પ્રસાદ હતો. જેમ જેમ દેશકાળની અવનતિ થતી ગઈ

---

૧૬. એજન, પૃ. ૨૫

૧૭. 'સમાલોચક', પુ. ૧, અંક ૨, ઉપરાંત જુઓ, 'વસંત' વર્ષ ૧૯, અંક ૮.

તેમ તેમ આ સર્વ પ્રસાદનો 'આભાસ' અને અપભ્રંશ થતો ગયો; અને આખરે 'રાઘવપાંડવીયમ્' જેવાં કાવ્ય થયાં, તેમાં ભાષા, રસ, અને તર્ક સર્વમાં પ્રસાદને ઠેકાણે ક્લેશ શિષ્ટ ગણાયો. આવા ક્લેશના ચમત્કાર લખનાર-વાંચનારને ગમી ગયા તેવા સમયમાં જન્મેલી ભાષાવાણીના પરિચયવાળાને એ ક્લેશના ચમત્કાર આનંદ આપે એમાં નવાઈ નથી. બીજા દેશમાં પણ એવો સમય થઈ ગયો છે; અને પ્રસાદની અરસિક પ્રજાની વિદ્વત્તાની બાલ્યાવસ્થામાં આવા ચમત્કાર લોકપ્રિય થાય એ પણ સ્વાભાવિક છે. બાળક ચમત્કારથી જ આનંદ પામે છે. આ અવસ્થા હજી ગુજરાતમાં સારી રીતે હયાત છે, અને તેની જ્યાં સુધી હયાતી છે ત્યાં સુધી અમદાવાદના કવીશ્વરની અને તેમના શિષ્યોની કવિતા સફળ છે."[૧૮]

નવલરામે કવિતા લખી હોત તો તેમની કલમમાંથી ઊંચી જાતની કવિતા લખાત, એની સફળતા લોકપ્રિય નીવડત એનું અનુમાન ગોવર્ધનરામે રજૂ કર્યું છે. જેમ ગોલ્ડસ્મિથને ડૉ. જૉન્સન મળ્યા હતા તેમ નવલરામને યોગ્ય સમયે સત્પરીક્ષક મળ્યા હોત તો તેમના હાથે કેવી કવિતા લખાત એની સુખદ કલ્પના તે કરે છે.

સર્જકશક્તિ અને વિવેચકશક્તિ એ બે ભિન્ન શક્તિઓ છે, અને જેમ સઘળા કવિઓ કાવ્યવિવેચકો ન હોય તેમ સઘળા વિવેચકો સર્જકો ન હોય એ વાત નર્મદ અને નવલરામના દાખલાથી ગોવર્ધનરામ સ્ફુટ કરે છે. "જેટલા કવિ હોય તે સર્વ કવિ-પરીક્ષક નથી હોતા, કારણ રસોત્સાહી મન અને વ્યવહાર-અનુભાવક શક્તિ પરસ્પરને સમજી શકે, એમ ઘણુંખરું નથી હોતું. "શામળ સરખા કવિ થકી ગામડિયા જન મ્હોય' એ પદથી નર્મદાશંકરે કરવા ધારેલી શામળની પરીક્ષા આ જ કારણથી દૂષિત છે...નર્મદાશંકર કવિ થવા જતા કવિપરીક્ષક થઈ શક્યા નહીં, તેમ નવલરામ

૧૮. સમાલોચક

—નાટકકારોની ચતુરતાના ગ્રાહક થવા નિર્મેલા હોવા છતાં પોતાની કૃતિમાં નાટક-કળાની ચતુરતાના ઉદ્‌ગાર કઢાડી શક્યા નહીં, એમ કહિયે તો ચાલે."૧૯

ગોવર્ધનરામ આપણા નાટકસાહિત્યના પ્રવાહને અવલોકે છે ત્યારે પોતાના કથયિતવ્યને અનુરૂપ મુદ્દાઓની ચર્ચા કરતાં અનુષંગે સંસ્કૃત–અંગ્રેજી નાટકોની સમીક્ષા પણ કરે છે. ગુજરાતી નાટકકારોમાં એ સમયમાં શ્રેષ્ઠ ગણાતા રણછોડભાઈ ઉદયરામની યોગ્ય પ્રશંસા કરવા છતાં સ્પષ્ટપણે ગોવર્ધનરામ જણાવે છે કે, "રા. રણછોડભાઈનાં ઉત્તરકાળનાં નાટકોમાં તેમણે નાટક–શાળાની પદ્ધતિ સ્વીકારી છે, અને નાટકશાળાઓનાં નાટકો ઉપર પોતાના સમર્થ પંઝાનો ભાર મૂકવાનો ઉચ્ચ લોભ છોડી નાટકશાળારૂપ મોહનીના સુખમોહથી જાતે આકર્ષાયા છે."૨૦ સમગ્રનયા નાટકસાહિત્યનું મૂલ્યાંકન કરતાં તે કહે છે, "આપણી ભાષામાં આ પ્રમાણે સર્વ રુચિને અનુકૂળ કોઈ નાટક નથી. પંડિતભોગ્ય છે તે જનભોગ્ય નથી અને જનભોગ્ય છે તે પંડિતભોગ્ય નથી. પંડિતોના પણ પ્રવાહ જુદાજુદા છે અને એક વર્ગના પંડિતોને પ્રિય છે તે બીજા વર્ગનાને નથી. કાલિદાસની કલ્પના પ્રમાણેનું 'ભિન્ન રુચિના અનેક જનનું એક જ સમારાધનરૂપ' નાટક લખાયું નથી."૨૧

ગોવર્ધનરામે અવલોકનો પણ લખ્યાં છે. નવલરામકૃત 'ભટનું ભોપાળું' એ નાટકને કેન્દ્રમાં રાખીને હાસ્યરસની ચર્ચા ગોવર્ધનરામે કરી છે. હાસ્યરસ વિશે પોતાનું મંતવ્ય રજૂ કરતાં તે કહે છે,

---

૧૯. એજન,

૨૦. 'સમાલોચક', પુ. ૨. અં. ૩, પૃ. ૧૦૨; ઉપરાંત જુઓ, 'સંસ્કૃતિ', વર્ષ ૧૪, અંક ૯, પૃ. ૩૫૦.

૨૧. એજન, પૃ. ૧૦૪, 'સંસ્કૃતિ,' વર્ષ ૧૪, અંક ૯, પૃ. ૩૫૨.

" હાસ્યરસ એ રસસમગ્રનુ ઉત્તમાગ નથી, જેમ મ્હોટો કવિ તેમ તેના કાવ્યોમા હાસ્યરસની પ્રધાનતા ઓછી, એટલુ જ નહી પણ ઉત્તમ કવિયોના ઉત્તમ ગ્રથોમા હાસ્યરસ વિરલ જ હોય છે "૨૨ હાસ્યરસનુ નિરૂપણ કરવુ એ કાઈક મુસ્કેલ છે, એમા નિષ્ફળ નીવડનાર લેખક પોતે હાસ્યાસ્પદ બને છે ગોવર્ધનરામ કહે છે, " ઊચી જાતનો હાસ્યરસ આલેખવો એમા બુદ્ધિ, અનુભવ, રસિકતા, અને ચતુરતા, સર્વનો ઉપયોગ છે " અને પછી તે ઉમેરે છે કે, " હુ કામા પ્રસગ, પ્રયોજન, સ્વાભાવિકતા, બુદ્ધિ, રસિકતા, ચતુરતા, અનુભવ, અપૂર્વતા, અને અકુશ એ સર્વ વિનાનો હાસ્યરસ એકલા મરચાના ભોજન જેવો છે "૨૩ કોઈ કૃતિમા હલકા પાત્ર આવે એથી એ કૃતિ નીચી કોટિની થઈ જતી નથી, બલ્કે કેટલીક જગ્યાએ તો તેમ કરવુ અનિવાર્ય પણ હોય એમ ગોવર્ધનરામ કહે છે નવલરામ આ રૂપાતરમા સફળ થયા છે, છતા હજુ વિશેષ સિદ્ધિને અવકાશ હતો એવો અભિપ્રાય તે આપે છે નવલરામે નર્મદને કહેલુ કે, " કવિ, તમે હાસ્યરસ સમજતા નથી ' નવલરામની આ કૃતિમા કાઈક અધિક ચતુરતાની આશા " રાખવી જોઈએ એમ ગોવર્ધનરામ કહે છે ' ભટનુ ભોપાળુ ' એ નાટકનુ સ્થળ સુરત જિલ્લો છે અને નાટક હાસ્યરસપ્રધાન છે એ સુભગ સયોગનુ કારણ આપતા ગોવર્ધનરામ ઉત્તર ગુજરાતના લેખકોમા હાસ્યરસ-નિરૂપણની ન્યૂનતા છે એમ કહે છે ભાષાતરનુ મહત્ત્વ—અને તે પણ મોટા કવિઓની બાબતમા ખાસ કરીને કારકિર્દીના આરભમા—, વિદેશી સમાજ નિરૂપતી કૃતિનુ ભાષાતર જ નહિ પણ યથોચિત રૂપાતર કરવાની અગત્ય, મૂળ લેખકના લાઘવને બદલે પ્રસ્તાર કરવામા થતી રસહાનિ આદિ સર્જકકૃતિના અનુવાદ અગેના પ્રશ્નોને પણ ગોવર્ધનરામ અહીં

૨૨ ' સમાલોચક,' પુ ૯, અક ૧, ' સસ્કૃતિ, વર્ષ ૧૪, અક ૧૦.
૨૩ એજન.

-ચર્યું છે નરનગમની પાત્રોની ભાષામાં ત્રીજી આવૃત્તિ રખતે પણ -રહેલી ' અનુન્ન ગ્ર નના ' પ્ર તે તે ઇશારો કરે છ રૂપાતરકાર તરીકે નવનગમ અને મહીપતરામની તુલના રતા ગોવર્ધનરામ કહે છે ગ્રોશિગ્ટન ઇર્વિંગનુ રિપ વાન વિકલ અને ગો ડ્સ્મિથનુ ' હર્મિટ ' એ તેના પાતર બીજા એક પ્રખ્યાત ગુજરાતી ગ્રથકાર ના મહીપતરામ રૂપરાનના એક ગ્રથમા છે પરતુ તે રૂપાતર એના તો નિર્જીવ છે કે મોનિયરનુ ગુજરાતી રૂપાતર તેના આગળ ખરે ખરુ સજીવ કહ્યા વિના નથી ચાલતુ [૨૪]

દક્ષિણ અને ઉત્તર ગજરાત વચ્ચે હાસ્યરસ અગે ગોવર્ધનરામે જે ભેદ કર્યા છે તે તો મારે અનાા કૃતિ એ ભાગે જ પૂરતુ કારણ હોય ઉત્તર ગુજરાતના પ્રેમાનદમા હાસ્ય છે એ ગીધાગના પણ એને ગૌણ સ્વરૂપે ગોવધનરામ દેખે દેખાડે છે તેમા પણ પ્રેમાનદની હાસ્યપ્રતિભાને તે કાચ પૂરી ઓળખી શક્યા નહિ હોય શુ એવો પ્રશ્ન થાય છ ાનિ ાસ ભવભૂતિમા હાસ્યરસની ગૌણતા તેમણે જોઈ તે બરાબર છે પણ શેકસપિયરમા હાસ્ય એ એક પ્રધાન વસ્તુ છે કેટલાક રસનો દૌલ્ટાકને શેકસપિયરનુ એક ઉત્તમ લાક્ષણિક પાત્ર લેખે છ મોગ કવિઓમા હાસ્યની ગૌણતા હોય એવુ ગોવર્ધનરામનુ મતવ્ય જ ચિત્ય છે

કુ ન ગોકુળ ઝાલાના શ્રી મન સુખરામે તેમના જીવનચરિત્રની સમાલોચનામા ગોવર્ધનરામ પરિચય આપવાની પદ્ધતિનો વિશેષ આગ્રહ ને ૦ અને ાત્ત કેટલીક નાની વીગતો—જેમ કે પુસ્ત ને જુદા જુદા પ્રકરણોમા રહેચવુ જોઈતુ હતુ બનાવોની આન ઈ સ મા આપવી જોઈતી હતી ન—પ્રત્યે તેમણે ધ્યાન ખેચ્યુ છે તે નોધપાત્ર છ

ગોવર્ધનરામના સાહિત્યવિવેચનવિષયક લખાણોમા ઉત્તમાન

૨૪ એજન

લેખકોને અધિકૃત અનુવાદો આપવાનો અનુરોધ ચાલુ કરેલો હોય એમ જોવામાં આવે છે. 'પાશ્ચાત્ય શાસ્ત્ર અને તેનુ એતદ્દેશીય રૂપાન્તર'માં નરસિંહરાવ એક રૂપાન્તરકૃતિ લઈને શાસ્ત્રક્ષેત્રમાં પ્રવેશે એને ગોવર્ધનરામ સુચિન્હ લેખે છે. અગ્રેજી ગ્રંથકારો આરંભમાં ભાષાન્તર કરે છે અને પોતાની કીર્તિનો પાયો પરદેશમાંથી આણેલા પથ્થર જેવા ટકાઉ ગ્રંથ ઉપર રચે છે, આ રીતે શાસ્ત્રમંડળમાં પ્રવેશવામાં "વિનય અને લાભ" છે એમ તે કહે છે. 'ગુજરાતી કવિતાનું ભાવિ પરિણામ' એ વ્યાખ્યાનમાં "મી. કેખુશરો નવરોજજી કાબરાજીની 'ટૂંક પિછાન'" એ અવલોકનલેખમાં અને "આક્ષરજીવન' આદિમાં ગોવર્ધનરામ ઊગતા લેખકોને માટે ભાષાન્તરની તાલીમ કેટલી આવશ્યક છે એના ઉપર ઉચિત ભાર મૂકે છે.

સામાન્ય રીતે ગ્રંથપરીક્ષામાં ગોવર્ધનરામ ગુણપરીક્ષાને પ્રાધાન્ય આપે છે અને દોષદર્શન ગુણદર્શન અર્થે કરવું એમ જણાવે છે. "મી. કેખુશરો નવરોજજી કાબરાજીની 'ટૂંક પિછાન'" એ અવલોકન લેખમાં આરંભમાં જ ગોવર્ધનરામ "ગુણરત્નાની આસક્તિ" ની મર્યાદા જણાવી કાબરાજીના વ્યક્તિત્વની મર્યાદાઓ વર્ણવે છે અને પાછળથી તેમના ગુણો દર્શાવે છે.

ગોવર્ધનરામ પોતાના જોડણીવિષયક લેખોમાં જોડણીનું કોઈ નિશ્ચિત ધોરણ સ્થાપવાનું ટાળે છે. તે બનેબર ન હોવા છતાં, ભાષાના ઘડતરનો પ્રશ્ન એ વિશેષે કલાનો પ્રશ્ન છે અને શાસ્ત્રનો નથી, અને ભાષાનું વ્યાકરણ અને ભાષાનો ઇતિહાસ એ બે ચીજો જુદી છે—એવો ભેદ ૧૮૯૬માં તે કરે છે એ નોંધપાત્ર છે. ઉચ્ચારોના લેખપ્રતિબિંબનું ધોરણ સ્થાપવા નક્કી કરવામાં વ્યુત્પત્તિશાસ્ત્ર નિરુપયોગી છે એવી એમની માન્યતા ચિન્ત્ય ગણાય, અને ભાષાની ચાલુ લેખન વગેરે પ્રવૃત્તિનો પ્રશ્ન એ શાસ્ત્રનો નથી પણ વ્યવહારનો—

સગ્રહ” કથાને કાવ્યથી જુદી પાડે છે કથા જેમ પદ્યરૂપે હોય છે તેમ કાવ્યરૂપે પણ હોય છે. ગદ્ય અને પદ્ય ગમે તે રૂપે કવિતા આવી શકે એ વિવેક ગોવર્ધનરામ કરે છે, પણ પદ્ય અને કાવ્યનો વિવેક તે દર્શાવે છે તે એમની ઊડી કાવ્યસૂઝનો દ્યોતક છે. કથા જેમ પદ્યરૂપે હોય તેમ કાવ્યરૂપે પણ હોય (જેમ કે, કાદમ્બરી) એમ તે કહે છે જેટલુ પદ્ય હોય તે સર્વ કવિતા હોતી નથી અને જેટલી કવિતા હોય તેટલુ પદ્ય હોતુ નથી એમ તે કહે છે. ઇતિહાસ અને નવલકથા કરતા કવિતામા જે ‘નવીનતા’ આવે છે તે બાહ્ય અથવા માનસિક સૃષ્ટિના વર્ણનને લઈને આવે છે. પછી ભલે એ વર્ણન પદ્યરૂપે હોય કે ગદ્યરૂપે હોય આવી કવિતા જનભોગ્ય બને છે. આવી જનભોગ્ય કવિતામાંની નવીનતા રસ અથવા કલ્પના અથવા વાણીના ચમત્કારમા હોય છે ઇતિહાસ અને નવલકથાના કોઈ રૂપમા નવીનતાનો ચમત્કાર ભળે એટલે જનભોગ્યા કવિતાનુ હાડપિંજર ઊભુ થાય એમ તે કહે છે. ગોવર્ધનરામ કથા અને કવિતાને શ્રાવ્ય વસ્તુ ગણે છે, અને “એકલી કથા, એકલી કવિતા અથવા ઉભયની મેળવણી એ ત્રણમાથી ગમે તેની રચના દૃશ્યવસ્તુને યોગ્ય કરવામા આવે એટલે તેને નાટક એ નામ આપવામાં આવે છે, કારણ નટરચના અથવા નાટચ એ તેનું લક્ષણ છે.” ૫ કવિતાના તેમણે ‘જનભોગ્યા’ અને ‘પડિતભોગ્યા’ એવા બે ભાગો પાડયા હતા તેઓ સમગ્ર સાહિત્યમા જનભોગ્યતાના આગ્રહી લાગે છે. ગ્રન્થકારોનુ લક્ષ લોકોને ઉપદેશ આપવાનુ છે અને લોકોની રુચિની પરીક્ષા ગ્રન્થકારને હોય તો જ તે પોતાનુ ધ્યેય સિદ્ધ કરી શકે છે એવો ગોવર્ધનરામનો સ્પષ્ટ અભિપ્રાય છે. તે કહે છે, “જયકુમારીમા વિદ્વાન વર્ગના લોક દોષ કાઢે છે છતા સાધારણ લોકને એ પુસ્તક ઘણુ ગમી ગયુ છે, તે તેની આવૃત્તિયોની સખ્યા

૨૫. ‘સમાલોચક’, પુ ૧, અક ૨, ‘સરસ્વતી’, વર્ષ ૧૪, અક ૮.

થયો છે. લોકનું રસેન્દ્રિય સમજવા ઇચ્છનારે આ ફેરના કારણની પરીક્ષા કરવી આવશ્યક છે. ગ્રન્થકારોનું લક્ષ્ય લોકને ઉપદેશ કરવાનું છે અને લોકની રસેન્દ્રિયની પરીક્ષા સિવાય એ લક્ષ્ય સાધવું કઠણ છે. નાટકના અર્થ–વિષયનું પૃથક્કરણ કરવું એ પણ નાટકકારોને આ જ લક્ષ્યનું સાધન છે."[૨૬] તેમ છતાં નાટકમાં સીધો ઉપદેશ ન આવવો જોઈએ એવો ગોવર્ધનરામનો મત છે. વીરમતી નાટક વિશે તે કહે છે, "નાટકમાં જ્ઞાનના ઉદ્ગાર ઉભરા અસ્થાને છે, અને દશ્યક્રિયામાં તો એ ઉભરા સવિશેષ દોષકારી છે."[૨૭] અપરોક્ષ ઉપદેશ આપનારાં પ્રબોધચંદ્રોદય જેવાં નાટકો હોય છે એનો ગોવર્ધનરામ સ્વીકાર કરે છે પણ એવાં નાટકનાં અંગ કંઈક જુદાં હોય છે એમ કહે છે.

શ્રવ્ય–કાવ્ય અને દશ્ય-કાવ્ય એ ભેદો પાડી ગોવર્ધનરામ નાટકને દશ્ય-કાવ્ય કહે છે. શ્રાવ્ય-કાવ્યમાં પણ 'પંડિત–શ્રાવ્ય-કાવ્ય' વાચકો વિશે બેદરકાર હોઈ શકે પણ નાટકે તો બહુજનસમાજનું બહુધા સમારાધન કરવું જ રહ્યું. પ્રેક્ષકોને 'લય પમાડવાની કળા અને ચતુરતા' નાટકકારમાં હોવી જોઈએ. એમાં 'કૌતુકકર્ષી દશ્યભાગ અને તેની સાધક કથા' હોવાં જોઈએ. તેમાં કવિતા ન હોય તો ચાલે, પણ જો હોય તો તે સર્વભોગ્ય હોવી જોઈએ. જ્ઞાનભાગ સામાન્ય રીતે જનભોગ્ય નહિ હોવાથી નાટકમાં અસ્થાને છે તેમ છતાં શેક્સ-પિયર જેવો કવિ જ્ઞાનભાગને પણ સર્વભોગ્ય કરી શકે છે. નાટકકારો નાટકશાળાના વ્યવસ્થાપકોને અનુકૂળ નાટકો લખે છે અને વ્યવસ્થાપકો પ્રેક્ષકોની સંખ્યા વધે એ રીતે આ જનવર્ગની ચિત્તવૃત્તિને અનુ-સરવાનો પ્રયત્ન કરે છે. નેપથ્યસામગ્રી કે સંવાદો ઉપરાંત "ગ્રામ્ય-વિનોદવૃત્તિ" મળે એવાં સાધન અજમાવવામાં આવે છે. ગોવર્ધનરામ

૨૬. એજન.
૨૭. એજન.

અપ્રત્યક્ષ તેનો પણ ત્રિકાળપરથી કવિને અનુભવ થવા માંડે છે અને તે સર્વનું અવલોકન તે કરી શકે છે. આ સર્વ અવલોકન એક જાતનો શોધ છે, જ્ઞાન છે, વિચાર છે, બોધ છે અને એ બોધ એટલે જગતનું તે ઔદાર્યનો પ્રસાદ છે."[૨૮] 'રસ'નું મહત્ત્વ સ્વીકાર્યા છતાં એને કવિતાના આત્માપદે તે સ્થાપતા નથી. કવિતાનો આત્મા તો અવલોકન જ. અવલોકન એટલે વિદ્યા અને વિદ્યા એટલે અવલોકન એમ કહી એનો અર્થવિસ્તાર તે મોટો કરે છે. કાલિદાસ, શેક્સપિયર આદિ કવિઓનાં કાવ્યોમાં "સંસારયંત્રના અનુભવનું અવલોકન" છે. એ અવલોકન તેમણે નિબંધ રૂપે રજૂ કર્યાં હોત તોપણ તે કવિઓની પ્રતિષ્ઠા ઓછી ન થાત. કાવ્ય પદ્યમાં તેમ ગદ્યમાં પણ હોઈ શકે એ ગોવર્ધનરામની સમજણ આ લેખમાં તેમ અન્યત્ર પણ દેખાય છે.

તેમ છતાં કાવ્યમાં છંદની અનિવાર્યતા તે સ્વીકારે છે. "કવિતાની વાણીને કૃત્રિમ નિયમવાળા પણ સ્વચ્છન્દ 'છન્દ' જોઈએ" એમ તે કહે છે આ લેખ લખાયા બાદ ત્રણેક વર્ષે આપેલા 'ગુજરાતી કવિતાનું ભાવિ પરિણામ'– એ વ્યાખ્યાનમાં બ્લૅન્કવર્સનો તે પુરસ્કાર કરે છે, "કવિત્વ બન્ધનરહિત જ સારી રીતે ખીલી શકે છે. બંધનમુક્ત કવિ જ રવિ ના પહોંચે ત્યાં પહોંચી જાય છે. પૅરેડાઇઝ લૉસ્ટની બ્લૅન્કવર્સને અનુપ્રાસમાં નાખવાની ડ્રાઇડનની સૂચના મિલ્ટનને આ જ કારણથી રુચિકર લાગી નહિ હોય. કદાચ છંદની ચાલ બ્લૅન્કવર્સ જ છે અને તેનો વધારે ઉપયોગ થાય તો કાવ્યને લાભકર્તા થશે. છંદ જોકે કાવ્યને બંધનરૂપ છે તોપણ પદ્યને ગદ્યથી જુદાં પાડવા ઉપયોગના છે. અમુક વિચાર અમુક પદ્ધતિમાં જ થઈ શકે છે અને તે, વિચાર કરનારના મન અને અભ્યાસ ઉપર આધાર

૨૮ 'સમાલોચક', પુ. ૧, અંક ૧, પૃ. ૬; 'સંસ્કૃતિ', વર્ષ ૧૬,

રાખે છે...આ જ પ્રમાણે કવિતા-મર્મમાં પદ્ય જ હમેશાં રમી રહેલું હોવાથી તેના વિચારો પદ્યે દ્વારા જ વિના પ્રયાસે બહાર પડે છે." ૨૯ કવિતા અને કાવ્યના ભેદ અંગે ગોવર્ધનરામ કહે છે, "જે જાતે એક કવિતા હોવા છતાં તેમાં અનેક કવિતા આવે તે કાવ્ય." કવિતાના બાહ્યાક્ષર કરતાં અંતર્ગુણ ઉપર તેમણે ભાર મૂક્યો છે. ૧૮૯૯માં આપેલા ઉપર ઉલ્લેખેલા વ્યાખ્યાનમાં તેમણે 'સર્વાનુભવ-રસિક (objective) કાવ્યો' રચવાનો અનુરોધ કર્યો હતો.

ગોવર્ધનરામના લેખ 'કવિતા, કાવ્ય અને કવિ એ વિષે 'મિતાક્ષર'માંના કાવ્યવિચારે જાહેરમાં તો નહિ પણ નરસિંહરાવની ખાનગી રોજનીશીમાં ઉગ્ર વિરોધ જન્માવ્યો છે. ગોવર્ધનરામ અવલોકનને કાવ્યનો આત્મા ગણે છે એ નરસિંહરાવને સ્વીકાર્ય નથી. નરસિંહરાવ 'રસ'ને કાવ્યનો આત્મા ગણે છે. રસતત્ ન હોય એ કૃતિ કાવ્ય જ ન હોય એ વાત નરસિંહરાવ અને ગોવર્ધનરામ બન્નેને અભિમત છે, એટલે રસનું મહત્ત્વ ઓછું આંકવાનો સવાલ રહેતો નથી. માત્ર ગોવર્ધનરામ જેવા કેટલાક એવા છે જેઓ કૃતિની રસવત્તા કરતાં કંઈક 'વિશેષ' ની અપેક્ષા રાખે છે. આ વર્ગ અવલોકનને-'Philosophical observation-' 'દર્શન'ને એવો 'વિશેષ' લેખે છે. "नानृषि कविरित्युक्त ऋषिश्च किल दर्शनात्"માંનું ઉચિત 'દર્શન' એ જ ગોવર્ધનરામને 'અવલોકન' શબ્દથી ઇષ્ટ છે. ગોવર્ધનરામનો કાવ્યવિચાર 'કવિતામા સત્ય અને ઊંચું ગાંભીર્ય' (Truth and high seriousness)ની અપેક્ષા રાખનાર અને કવિતાને જીવનની સમીક્ષા-Criticism of life-કહેનાર મેથ્યુ આર્નલ્ડના કાવ્યવિચારની ઘણો નજીક આવે છે. સર્વાનુભવરસિક કવિતાનો આગ્રહ ગોવર્ધનરામ કરે છે. તેમ ॥ કવિતા અંગેના વિચારોને સમગ્રપણે જોઈએ તો એબરક્રોમ્બી જેને Creat Poetry

---

૨૯ 'જ્ઞાનસુધા', પુ. ૭, અંક ૩૯, પૃ ૭.

—મહાન કવિતા—કહે છે એ માટેનો તેમનો પક્ષપાત પ્રગટ થયા-
વગર રહેતો નથી દર્શનપક્ષનું મહત્ત્વ કરનારાઓમાં વિચારપ્રધાન-
કવિતાનો આગ્રહ કરનાર પ્રો બળવંતરાય ઠાકોરનું અને ચિરંતન
જીવનના કવિઓ કરતાં સનાતન જીવનના કવિઓને ઊંચે સ્થાને
મૂકનાર અને કવિતાને સમગ્ર આત્માની કળા તરીકે ઓળખાવનાર
આચાર્ય આનંદશંકર ધ્રુવનું સ્મરણ થાય છે

ગોવર્ધનરામના નવલકથા વિષેના વિચારો મુખ્યત્વે 'સરસ્વતી-
ચંદ્ર'ની અંગ્રેજી ગુજરાતી પ્રસ્તાવનાઓમાં મળે છે લેખક પોતાની
અંગત કેફિયત આપવાના ઉદ્દેશથી જે કાંઈ લખે છે એમાં
નવલકથાનો ઉદ્દેશ, એનું હાર્દ અને સ્વરૂપ, નવલકથામાં
કલાભાગ અને જ્ઞાનભાગ કેમને અંશે આવી શકે નવલકથામાં
પાત્રચિત્રણ વગેરે નવલકથાના તાત્ત્વિક પ્રશ્નો વિશે [illegible]
વિવેચનસામગ્રી ઉપલબ્ધ થાય છે ગોવર્ધનરામે પોતે જણાવ્યું
છે કે 'સરસ્વતીચન્દ્ર'ના પહેલા ભાગની પ્રસ્તાવનામાં એ ગ્રંથનો
સાધારણ ઉદ્દેશ જણાવ્યો હતો અને ત્રીજા ભાગની પ્રસ્તાવનામાં
કંઈ વિશિષ્ટ ઉદ્દેશ જણાવવાનો ઉપક્રમ તેમણે રાખ્યો હતો
પહેલા ભાગની ગુજરાતી પ્રસ્તાવનામાં તે કહે છે, "સુખદુઃખનું ગો-
ચરત્વનું તેમ જ નવલકથાનું લક્ષ્ય છે, પરંતુ એ લક્ષ્યની સંપત્તિ તે
માત્ર થઈ બીજા ગુરુતર લક્ષ્ય પામવાનું પગથીયું છે—એ પગથીયે
ચડીને પછી ત્યાં અટકવાથી તે ચડવું નકામું થાય છે—હાનિકારક
પણ થાય છે" એ જ પ્રસ્તાવનામાં ગોવર્ધનરામ કહે છે "ખરી
વાત છે કે સ્વતઃપ્રત્યક્ષ માયાથી અંતર્ તત્ત્વ સ્વાદિષ્ટ બની માનવીના
અંતરમાં વધારે પચે છે માયાની સુંદરતા ચિત્તની રંજનાને અતિશય
ઉત્સાહિની અને વેગવાળી કરી મૂકે છે અને તેથી નવો અવતાર
ધરતા મનુષ્યના જીવનનો અને અન્ય પ્રસંગોનો બોધ વધારે સ્પષ્ટ
થતો જાય છે' પરંતુ નવલકથાકારે એટલેથી જ અટકવાનું નથી,

એનું લક્ષ્ય તો તત્ત્વાવિર્ભાવ કરવાનું છે: "પરંતુ માયાનો લય તત્ત્વમાં થઈ જાય છે–માયા એ માત્ર તત્ત્વની સાધક છે–માયાનો લક્ષ્ય અંત તે જ તત્ત્વનો આરંભ હોવો જોઈએ–માયાનું અંતર્ધાન થતાં તત્ત્વનો આવિર્ભાવ થવો જોઈએ–માયા–અંડ ફુટતાં, તત્ત્વ-જીવ સ્ફુરવો જોઈએ."

'ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'ના પહેલા ભાગની અંગ્રેજી પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ એમના ચિત્તમાં જે કાંઈ અંકિત થયેલું હતું તેને નિબંધોના રૂપમાં રજૂ કરવાની તેમને ઇચ્છા હતી, પરંતુ પ્રજાના આંતરિક જીવનને ઘાટ આપવા કથાસાહિત્ય એ સવિશેષ ઉચિત માધ્યમ છે એમ એમને લાગ્યું, અને તેમાંય જે પ્રજાને વાચની કરવાનો છે એને માટે તો ખાસ એમ લાગવાથી તેમણે આ માધ્યમ પસંદ કર્યું હતું. નવલકથા વાંચનારી પ્રજાની રુચિ અનુસાર વર્તવું એના કરતાં નવલકથાના ધર્મો ઘણા વધારે, ઉચ્ચ અને પવિત્ર છે એમ તે કહે છે. નવલકથા વાચનારા જુદા જુદા વર્ગોનું ગોવર્ધનરામનું પૃથક્કરણ તેમના માનસશાસ્ત્રીય સૂઝ બતાવે છે. માનવશાસ્ત્રના અભ્યાસ અર્થે નવલકથા વાચનારો સત્યશોધક વર્ગ, નવલકથામાંથી સુંદરતા વગેરે પોતાને રુચતા તત્ત્વ શોધી બાકીનો ભાગ પડતો મૂકનારો સારશોધક વર્ગ અને ભણેલા અને અભણ માણસોનો સર્વસામાન્ય વર્ગ એમ ત્રણ વર્ગો પાડી છેલ્લા વર્ગની નવલકથા વાંચવાની વૃત્તિના પ્રેરક કારણોનો તે નિર્દેશ કરે છે. આ બધા વર્ગનાં મનુષ્યોની રુચિને અનુકૂળ થવા કરતાં જે ઇષ્ટ છે અને જે આપવાથી તેમનું શ્રેય થાય એમ છે તે જ ગ્રંથકારે આપવું જોઈએ એમ તે કહે છે. "આ સર્વ વિચારો, ભિન્ન ભિન્ન સર્વ આવા વાચનારને જમે ઉધાર કરતાં સરવાળે હાનિ ન થાય અને લાભ થાય એવી રચના કરવી એ એકેએક કથાકારનો ઉદ્દેશ હોવો જોઈએ; અને વાંચનારની રુચિ શોધી તેને અનુકૂળ પોતે થવું તેના કરતાં તેની

સદ્રુચિને જ અનુકૂળ થવાનું રાખી, બીજી રીતે પોતાની અભીષ્ટ સદ્રુચિ વાચનારમાં ઉત્પન્ન કરવામાં વીર્યવાન્ ગ્રંથકારનું પુરુષત્વ સફળ થાય છે"

નવલકથાનો ઉદ્દેશ "જિજ્ઞાસામાં રસને દ્રવતો કરી મિષ્ટ વાર્તા ભેગો ઉપદેશ પાઈ દેવો" એ છે આજન્મ કથાકાર ગોવર્ધનરામ 'મિષ્ટ વાર્તા'નું મહત્ત્વ ઘણું કરે છે તે પહેલા ભાગની પ્રસ્તાવનાના ઉપર ટાંકયા તેવા વચનોમાં જોવા મળે છે નવલકથા એ સૌ પહેલાં વાર્તા તો હોવી જ જોઈએ 'આ કાળના આપણા આર્ય નાટક' એ લેખમાં પણ ગોવર્ધનરામ કહે છે, "જ્યારે વિદ્વાનો નવલ કથાઓમાં અને નાટકોમાં ભિન્ન ભિન્ન અન્તઃકરણની પ્રતિચ્છાયા શોધે છ, પવિત્ર પુરુષો નીતિસાર શોધે છે, રસજ્ઞ પુરુષો રસમાં શોધે છે, અને પરીક્ષકો યન્ત્રકારની અનેક યોજનાઓનું પૃથક્કરણ કરવા ચાર પાંચ સૂક્ષ્મ દૃષ્ટિથી આંખો ફેરવે છે, ત્યારે લોકવર્ગ, તે સર્વનો અનાદર કરી, માત્ર કથારસ પી જાય છે'[30] અને લોકસમુદાયને કથાનો આસ્વાદ આપવા ઉપરાંત તેમના જીવનને બે ડગલાં આગળ લઈ જવાની મનીષા સેવનાર સર્જક તો કથારસ ઉપર લક્ષ આપવું જ રહ્યું ('સરસ્વતીચન્દ્ર'નું એક સનાતન આકર્ષણ તે એની હૃદયંગમ પ્રણયકથા છે એ અભ્યાસીઓ જાણે જ છે) નવલકથામાં જિજ્ઞાસાની આવશ્યકતા સ્વીકારતા છતાં એને વધુ ઉચ્ચ કાર્યનું વાહન બનાવવાનું ગોવર્ધનરામ પસંદ કરે છે નવલકથાએ માત્ર 'મનહર' થવું એટલું જ પૂરતું નથી એણે 'મનભર' પણ થવું જોઈએ નવલકથાએ કાન્તાની જેમ ઉપદેશ આપવો જોઈએ એ સિદ્ધાંત ગોવર્ધનરામની નજર સમક્ષ છે 'આપણા શાસ્ત્રકારો તો કહે છે જ કે આવી કથાઓ મિત્રની પેઠે-સ્ત્રીની પેઠે-ઉપદેશ કરે છે'

---

30 'સમાલોચક' પુ, ૧, અંક ૨, 'સંસ્કૃતિ', વર્ષ ૧૪, અંક ૮૦

નવલકથાકાર એક સ્વાયત્ત કથાસૃષ્ટિ ખડી કરે છે. મનુષ્ય-જીવનના સદ્-અસદ્ અંશોને, વાસ્તવિક તેમ જ આદર્શરંગી તત્ત્વોને તે ચિત્રિત કરે છે. કોઈ વાર તત્કાલીન અને સ્થાનિક અંશો આવી જતા દેખાય પણ તે કૃતિના રસને ઉપકારક બનવા માટે આવતા હોઈ એમનું ભાવનાત્મક રૂપ જ પ્રગટ થાય છે—વાસ્તવિક અને ભાવનાત્મક સ્વરૂપ અવિભાજ્ય હોય છે.[૬૧]

આવે છે. એટલે કલાકારની હેસિયતથી ગોવર્ધનરામ ' કૃત્રિમ નિયમો'-ને નહિ અનુસરતાં જે હિંમતભેર ફેરફારો કરે છે એમાં કળાકારની સત્ત્વશીલતા ઉપરાંત કળાનાં સૂક્ષ્મ પ્રયોજનની પિછાન અને સાચી વિવેચનશક્તિની સૂઝ જોવા મળે છે.

જીવનપ્રશ્નોના તૈયાર ઉકેલો આપવા એ નવલકથાકારનું કામ નથી. નવલકથાકાર એ કળાકાર છે, અને કળાકાર તરીકે તે એ પ્રશ્નોને સરળ સ્વરૂપે રજૂ કરે, જીવનની સંકુલતાને પૂરેપૂરી રીતે જીવનખંડોનાં જીવંત ચિત્રો રૂપે આલેખી આપે અને કળાકૃતિના નિર્માણ દ્વારા જીવનના ઉત્કર્ષ-પંથ ઉપર આપણી આંગળી ઝાલીને દોરી જાય તો પણ એનું કાર્ય પૂરું થયું ગણાય. આથી વિશેષ તે કરી શકે નહિ. શાસ્ત્રીય અથવા તત્ત્વચિંતક નિબંધકાર એ પ્રશ્નોને ન્યાય કરવા જેટલી મથામણ કરે તેટલી અપેક્ષા નવલકથાકાર પાસે રખાય નહિ. ૩૪ પહેલા ભાગની ગુજરાતી પ્રસ્તાવનામાં " શાસ્ત્રીય દેશોદ્ધારકોને કાંઈ સૂચના મળશે" એ અભિપ્રાય ગોવર્ધનરામે પ્રકટ કર્યો હતો એનો ધ્વનિ આ સંદર્ભમાં વિશેષ પ્રતીત થાય છે.

પાત્રાલેખન પરત્વે ગોવર્ધનરામ કહે છે, " ..આ ગ્રંથના પાત્ર ઉત્કૃષ્ટતમ કર્યા નથી કે વાચનાર તેમને કેવળ કાલ્પનિક ગણે અને અનુકરણનો વિચાર જ ન આવે તેમ જ લોકવર્ગના કેવળ સાધારણ

૩૪. જુઓ, ત્રીજા ભાગની અંગ્રેજી પ્રસ્તાવનામાં 'An artist and a novelist is no more—can only hope to give that simplicity to problems which the passive reader craves for, to bring out for his gaze the fascinations of their hts and shades so as to recreate and not tax his eyes, and yet to hope that humble as this province of the writer is, he may enable the reader to rise a stage higher than where he was. "

શ્રી મનુભાઈ પંચોળી 'દર્શક'

# સરસ્વતીચંદ્ર: સ્નેહયજ્ઞનો હોમ

આર્ષવાણી પ્રકાશ ને હૂંફ બન્ને આપે છે. વસ્તુતઃ અલૌકિક આનંદનો જન્મ આ બન્નેનો સુયોગ્ય સંવાદ થયે જ થાય છે.

મહાન કલાકૃતિઓ હંમેશાં આ બંને કામ કરતી આવે છે. હોમરનું ઈલિયડ કે ઓડેસી પ્રકાશાચ્છાદિત પ્રદેશમાં લઈ જાય છે તેટલું નથી; તે પ્રકાશની જોડે રાસાયણિક ઢબે પ્રેરણાને વણી લીધી છે. હેક્ટર પોતાના બાળક જોડે ગમ્મત કરતો કરતો એન્ડ્રોમાકીને સાંત્વન આપતો હોય કે એકીલીઝની જોડે આખરી દ્વંદ્વયુદ્ધમાં પોતાના શબને કૂતરાંને ન ચડાવવા કે ન ઘસડવા વિનતી કરતો હોય ત્યારે આપણને ઉદાત્ત પ્રેરણા જ નથી મળતી, પણ માનવજીવનની ગૂઢતા, વિફલતા કે સફળતા વિષે નવો પ્રકાશ પણ સાંપડે છે. માત્ર પ્રકાશ આપનાર બધો જ્ઞાન-વિજ્ઞાનની કૃતિઓ બને છે, માત્ર ઉન્માદ આપનારા 'રોમાન્સ' રોમાંચ ઊભા કરીને અટકી જાય છે. તેમાંથી કલાકૃતિનો લોકોત્તર આનંદ નીપજતો નથી

ઘણી કલાકૃતિઓ મોટે ભાગે પ્રેરણા ને પ્રકાશ માત્ર વ્યક્તિ કે વ્યક્તિઓને આપતી રહી છે, પણ જ્યારે આવી પ્રેરણા ને પ્રકાશ એ વખતના સમગ્ર સમાજને મળે ત્યારે એ કૃતિ મહાગાથા કે મહાકાવ્ય બને છે.

આપણે ત્યાં ઘણી નવલકથાઓ લખાઈ છે. તેમાંની કેટલીક

કળાની દૃષ્ટિએ જોઈએ તો મઝાની બની છે, પણ ગુજરાતે તેમાંથી 'સરસ્વતીચંદ્ર' 'ગુજરાતનો નાથ' ને 'માનવીની ભવાઈ' વગેરે વ્યાપક થતાં જોઈ? આમ શા માટે? 'મળેલા જીવ' 'જનમટીપ,' 'ભગવાન પરશુરામ,' 'દિવ્યચક્ષુ' 'ભારેલો અગ્નિ' આ સારી કૃતિઓ છે. સંવાદશક્તિ વાતાવરણ પાત્રાલેખન ચિત્રશક્તિ વિવિધરંગના ભાવોનું આલેખન સુગ્રથિતતા આ બધું બહુ અંશે આ નવલોમાં છે છતાં જે અર્થમાં 'સરસ્વતીચંદ્ર' અને 'ગુજરાતનો નાથ' ને વ્યાપક આવકાર મળ્યો તે બીજાને કેમ નથી મળ્યો? અથવા તો 'મળેલા જીવ' ને 'માનવીની ભવાઈ' ની વચ્ચે કયો તફાવત છે? 'મળેલા જીવ' નો કલાગોફ ફીમો કે જૂડો ગૂંથાયો છે તેનું તો નથી

લોકોના મનમાં થયું હતું, ક્યાં ગયા આપણા દેવતા? ક્યાં ગયા આપણા નેતા? આ દેશમાં બ્રાહ્મણભાઈ નહોતી, ક્યા નગરના કે કલાકારીગરી ન હોતા તેવું નહોતું. ઊલટું મદ્રાસના ગવર્નર સર ચાર્લ્સ મનરોએ તો હિન્દુસ્તાનને સંસ્કારી બનાવવા માટે એના હાથ પર કંપનીએ એક રકમ મૂકી ત્યારે લખેલું કે "સંસ્કારિતાનો અર્થ જો સર્વસન્માન, સૌ જોડે સુમેળ ને સારી ખેતી એ થતો હોય તો એ ચીજની આયાત ત્યાંથી અહીં કરવાની જરૂર નથી પણ અહીંથી ત્યાં નિકાસ કરવાની જરૂર છે.'

'શુ રોગ હતો તો?

ગુજરાતના નવજન્મ કાળે મનીષી ગોવર્ધનરામે પહેલી જ વાર એ રોગ પર આબાદ આંગળી મૂકી. તેમણે સુસ્પષ્ટ રીતે બતાવ્યું કે અંગ્રેજો અને પશ્ચિમ જોડે રિસામણાં કરવાથી માર્ગ નહી મળે, તેમ તેમની વાનર નકલ કરવાથી પણ રસ્તો નહી મળે હિંમતપૂર્વક આપણી ને તેમની નિર્ભીક આલોચના કરો ને પછી જ આપણને ખબર પડશે કે આપણી નબળાઈ ક્યાં હતી ને એમની સબળાઈ શેમાં હતી

## ભેખ લીધો અને છોડયો.

કલાના પ્રદેશમાં તેમણે આ આલોચનાને નોતરી—ને તેમના વ્યાપકત્વનું મૂળભૂત કારણ છે તેમના પાત્રો પોતાના સુખદુઃખની આલોચના જુજ કરે છે ને કરે છે ત્યારે પણ એ સુખદુઃખને પેલી આલોચનાની કસોટીએ જ કસે છે ગોવર્ધનરામભાઈએ સરસ્વતીચંદ્રને કુમુદ સાથે પરણાવવાની હિંમત ન કરી તેમાં તેમની સુધારક વૃત્તિનો અભાવ કેટલાકે જોયો કેટલાકે તેમાં વ્યવહારચાતુર્ય જોયું. ને કોઈકને તો વળી આખરે જતાં ગોટો વાળ્યો તેવું લાગ્યું છે આપણે જો એમ માનીએ કે મનીષી ગોવર્ધનરામ, સરસ્વતીચંદ્ર

અને કુમુદને પરણાવવા માટે નીકળ્યા હતા તો આપણને જરૂર એમ લાગે કે અરે ભાઈ, તમે કેવી ઘડીએ તાલ બગાડ્યો? આપણે જો એમ માનીએ કે મનોહર ગોવર્ધનરામ તે કાળના સમાજવ્યવહારનું વાસ્તવિક દર્શન કરાવવા જ નીકળ્યા છે તો કુસુમ જોડે પરણાવવામાં આપણને તેમનું વ્યવહારચાતુર્ય લાગે, કારણ કે વ્યવહાર આવી તક તેડીથી જ ચાલે છે માથાના ફરેલા લોકો વ્યવહારમાં નકામા છે પણ ગોવર્ધનરામભાઈએ આ અર્થ નથી કોઈ સરસ્વતીચંદ્ર—કુમુદનું સમાવર્તન શુભ ઇચ્છા ક્ષેમ કલ્યાણ કરવા મળ્યો કે નથી પોતાનું વ્યવહાર ચાતુર્ય શીખવવા વળ્યો. તેમણે સરસ્વતીચંદ્રને એમ લેખાવ્યો છે ને પછી તે લેખ ઉતરાવી કુમુદને લેખ લેવરાવ્યો તે જુદા જ હેતુથી

## સંસારમાં રહીને કલ્યાણ કરો.

પરસ્પરના હૃદયોનું અદ્વૈત તો આ લોક અને સ્વપ્નલોકમાં થઈ ચૂક્યું છે પણ બંનેને દેખાય છે કે સરસ્વતીચંદ્રની અલૌકિક કામના જનકલ્યાણની છે આ જનકલ્યાણ જો તે વિધવા કુમુદની જોડે પુનર્વિવાહ કરે તો શક્ય નથી ને ધારી તો એ છે કે અવિવાહિત રહે તો પણ શક્ય નથી કુમુદ ને ચંદ્રકાન્ત બંનેનો આ મત છે કુમુદ કહે છે હું ઇચ્છું છું કે આપ સંસારમાં પ્રગટપણે રહો ને લોકનું કલ્યાણ કરો પણ મારો સહવાસ સૌભાગ્યથી એ વાત આપને નિષ્ફળ થશે ને મારો સહવાસ તજવાથી આપના મનનું સ્વાસ્થ્ય થવાનું નથી ને આપના વિના મારી પોતાની દશાની તો વાત જ શી પૂછવી?"

## ચન્દ્રકાન્તનો ઉકેલ

ચંદ્રકાન્તે આજ હૃદયને વધારે લૌકિક ભાષામાં પણ વધારે સચોટ રીતે મૂક્યો છે "તમને વિરાગના સમાગમમાંથી પળવાર પણ દૂર રાખવાને ચંદ્રકાન્તનું હૃદય કબૂલ કરે તેમ નથી તમારા ભવ્ય ને

લોકકલ્યાણે૨૭૬ અભિલાષો સિદ્ધ ન થાય તો આ દેશમાં નવી ને રમણીય અને સુખકારક સૃષ્ટિ ઊભી થવાની તેમા વિલબ પડે છે તેથી પણ અધીરો થાઉં છુ. પણ આપણા હાલના આર્ય સસારમાં એ સર્વ સુદરતાનું તેજ તમારા 'પુનર્લગ્ન' કહેવાતા નવા લગ્નની છાયથી કાળુ પડી જશે. તમે શુદ્ધ હો તેમ લોક તમારા સસર્ગથી દૂર રહેશે તમારી અપકીર્તિને લીધે પૃથ્વી ઉપર વૃષ્ટિ કરવા નીકળેલાં વાદળાંની ધારાઓ ખારા સમુદ્રમાં પડી જાય, ને પૃથ્વીને બિન્દુ પણ ન અડકે તે રીતે તમે વરસાવવા ધારેલા કલ્યાણમેઘ લોકને ઉપયોગી ન થતા નકામે સ્થાને જશે અથવા જાતે વેરાઈ જશે ..અવિવાહિત સરસ્વતીચદ્ર સાધનહીન રહેશે અને જો તમારો વિવાહ થશે તો સાધનવાળા થયેલા સરસ્વતીચદ્રના સાધનમાત્ર લાકડાની તલવારવાળાં થશે સૂક્ષ્મ શરીરનો સમાગમ રાખી, શરીરના સબધ માત્રનો ત્યાગ કરી, મનોમનની મિત્રતાથી લોકકલ્યાણમા પ્રવૃત્ત થવા ઇચ્છતા હો તો તે પણ વૃથા કલ્પના જ સમજવી આપણા લોક કોઈપણ સ્ત્રી અને પુરુષને સાથે ઊભેલા દેખે એટલે સ્થૂલ સમાગમ જ માને છે. તેમની તુલામા બીજા કાટલા નથી એટલે તમે વિવાહિત થાવ તો લોકનુ કલ્યાણ કરવામા તમારી તાકેલી બદૂકોના બાર ખાલી જવાના, તેવી જ રીતે વિવાહ વિના કેવળ સૂક્ષ્મ સમાગમ રાખી કરવા ધારેલા બાર પણ ખાલી જ જવાના, અને તમારે બેને સ્થૂળ શરીરનુ નિષ્ફળ બ્રહ્મચર્ય તપ તપવુ પડશે તે વધારામા

## જનકલ્યાણ માટે

ગગાભાભી તે બીજી બધી રીતે સરસ્વતીચદ્રની હિતચિતક છે, ને ઘર બહાર રઝળવા દઈને પણ ચદ્રકાન્તને સરસ્વતીચદ્રને શોધવા પ્રોત્સાહિત કરે છે તે પણ આ બાબતમા આજ વાત પોતાના કાગળમા કહે છે.

"એવું સંભળાય છે કે કુમુદસુંદરી જીવતી નીકળ્યાં છે પણ હવે તો તે વૃથા, નાતરિયા નાત હોત તો જુદી વાત હતી તમે સુધારાવાળા નાતરા કરાવો તો ના નહીં

ગાય ગધેડાં ભેગાં થાય તે કાંઈ મને ગમે નહીં એવી વર્ણસંકર નાત થાય તે તો કાંઈ સારું નહીં, માટે એવો કળજુગ ભૂલચૂકે બેસાડશો નહીં"

આને કોઈ અતિરંજિત ચિત્ર ન ગણે મુંબઈ જેવા શહેરમાં પણ પ્રથમ વિધવાવિવાહ ભારે પોલીસ બંદોબસ્ત વચ્ચે કરવો પડ્યો હતો ને મહાત્મા ગાંધીજીને પણ વિલાયત જવા માટે જ્ઞાતિએ નાત બહાર મૂક્યા હતા

એટલે સરસ્વતીચંદ્ર પાસે સુધારા માટેની હિંમતનો કે કુમુદને વિમાસણમાં માટે લગ્ન કરવા ન કરવાનો પ્રશ્ન છે નહીં સરસ્વતીચંદ્રને હિંમત પણ છે ને કુમુદનું અદ્વૈત તો તે સ્વીકૃત કરી ચૂક્યો છે સવાલ એ જેને માટે પોતાનો હોમ કરવા નીકળે છે તે જનકલ્યાણનો છે

## સરસ્વતીચંદ્રની કીર્તિધ્વજા

સરસ્વતીચંદ્રની કીર્તિધ્વજા એ સ્નેહની વ્યથાપૂર્ણ કથની છે તે કારણે નથી પણ તેણે સરસ્વતીચંદ્ર અને કુમુદ પાસે જોઈ વિચારીને સ્નેહનો હોમ જનકલ્યાણ માટે કરાવ્યો તેમાં છે

યાદ એ કરીએ કે વિદ્યાચતુર પુત્રીને સુખી કરવા તે પુનર્લગ્ન કરે તે સ્વીકારવા તૈયાર છે ગુણસુંદરી પતિને સુખી કરવા તે સહી લેવા તૈયાર છે, વૃદ્ધ દાદો માનચતુર તો કોઈ કુમુદની પડખે ન રહે તો પણ તે પડખે રહેવા તૈયાર છે ચંદ્રાવલી મોહની મૈયા, વિહારપુરી તો કુમુદ સરસ્વતીચંદ્ર આ દંપતીની પૂર્ણાહુતિ લગ્નરૂપે ન કરે તે જ અધર્મ ગણે છે ને કુમુદ-સરસ્વતીચંદ્ર તો યુગયુગના વિજોગી

ચાતક જેવા મિત્ર માટે તત્પર છે અને છતા તે જ બને જણા અભિવનને જ ભાવે ચડાવે છે, શા સારુ?

જન પશુ જગ ક્રાજે–ગ્રામણગ્રામ રચવા

સનેપાતનો દરદી વૈદ્યને ગમે તેટલી ગાળો દે કે ગમે તેવુ લવે પણ સાચો વૈદ્ય એની સારવારમાથી પાછો હટી શકતો નથી

## ભારતની નવીન નેતાગીરી

ભારતવર્ષીય સમાજ જમાનાઓથી એક નવા પ્રકારના નેતાની, નવા પ્રકારના નિશાનની ને નવા જ પ્રકારના માર્ગની શોધ કરતો હતો ઝખતો હતો જે એને વિજયના સાધનો આપે ને પરાજયનાં કારણો સમજાવે જે સાથે રહે ને સાથે સહે યુગોપને હાથે પરાજિત સમાજના આ ખોજ હતો

સરસ્વતીચદ્રે આ નવો આગેવાન કેવો હોય, નવુ નિશાન કેવુ હોય, નવો માર્ગ કેવો હોય તેનુ સમર્થ, સપૂર્ણ વિગતોભર્યું ચિત્ર આપ્યુ

ભારતીય સમાજની પહેલી જરૂરિયાત એ હતી કે તેના નેતાઓ લોકારાધન કરે–ભવભૂતિએ આ લોકારાધન માટે રામચદ્રજી પાસે પ્રિયતમાનો ત્યાગ કરાવ્યો પણ આ દેશના નેતાઓ તો રખાતો માટે પણ લોકારાધનનો ત્યાગ કરતા હતા વસ્તુત નેતાનુ લોકાનુસધાન હતુ જ નહી એટલે નેતાઓ લડાઈ જીતતા ને નેતાઓ જ લડાઈ હારતા નોકો તે હારે ત્યારે ઉદાસીન રહેતા ને જીતે ત્યારે વાહવાહ બોલતા

મગધ સરદારો મગધ સેનાપતિઓ, રજપૂત ઠાકોરો બધા પોતાને માટે જીવતા હતા નતોનાત પક્ષ બદલતા તેમને આચકો નહોતો આવતો રાજધાનીમાથી નીકળેલો સામત પચાસ ગાઉ જતાં સ્વતત્ર રાજા બની બેસતો

વેપારીઓ પણ આજ મનોદશા ધરાવતા હતા, તેમને તો જેની છડી તેને સલામ ભરવામાં વાંધો ન હતો. ત્રીજો વર્ગ પંડિતોનો. શબ્દને અર્થની બહાર જોવાની એમની ઇચ્છા નહોતી—હિંમત નહોતી.

## અંગ્રેજ આગેવાનો

સામે પણ અંગ્રેજ આગેવાનોની નજર સામે પોતાનું અંગત હિત ગૌણ રહેતું. પોતાના દેશથી હજારો માઈલ દૂર ને ત્યાં જ નજીકના અંકુશ વિનાના હોવા છતાં અંગ્રેજ ગવર્નરો કે સેનાપતિઓમાં કેટલા લડખોર નીવડ્યા? વિલાયતથી આવતાંજતાં છ–આઠ કે બાર મહિનાનો ગાળો એ વખતે જતો, છતાં પોતાના રાજાની કે પાર્લામેન્ટની વિરુદ્ધ બળવો જગાડી સ્વતંત્ર રાજ્ય ઊભું કરવાના પ્રયત્નો આ અંગ્રેજ ગવર્નરો ને સેનાપતિઓએ શા સારુ નથી કર્યા? અધિકાર પોતાના અંગત સ્વાર્થ માટે નથી, પણ દેશના લોકોએ નક્કી કરેલ પાર્લામેન્ટ ને પાર્લામેન્ટે નક્કી કરેલ રાજાને પોતે વફાદાર છે તે વાત તેમનો દૃઢ સંસ્કાર હતો. અંગ્રેજ ને મરાઠા આગેવાનો વચ્ચે જે અંતર હતું તે ઇતિહાસકાર સરદેસાઈએ સ્પષ્ટ ને સુરેખ રીતે બતાવ્યું છે.

આ અંગ્રેજ આગેવાનોએ પોતાના જ જાતભાઈઓના જુલમોની સામે પોકાર ઉઠાવવાનો પણ પોતાનો ધર્મ ગણ્યો છે.

સમગ્ર પ્રજાનો સ્તર ઊંચો આવતાં બહુ વાર લાગે છે, પણ તે છતાંયે તે સમાજની આગેવાની દીર્ઘદર્શી ને નિઃસ્વાર્થ હોય તો પ્રગતિ અટકતી નથી ને નેતાઓ જ જ્યારે હીન કક્ષાએ ઊતરી પડે છે ત્યારે પ્રજા પરાજિત થાય છે તે વાતની ઇતિહાસે વારે વારે સાહેદી આપી છે.

ભારતીય સામાન્યજન સંસ્કારી હતો જ, પણ તેના નેતા નહોતા નિઃસ્વાર્થ કે નહોતા દીર્ઘદર્શી.

લેનીને ગ્રોઈથિણ પણ રાજનીતિમા ભાગ લેતી હશે તેવુ કલ્પ્યુ છે પણ તેવુ થતા પહેલા જરૂર લેનીન જેવા નેતા વર્ગની છે

સરસ્વતીચદ્રનુ મહત્ત્વ એ કારણે છે કે એણે લોકહિત માટે સ્વાર્થત્યાગ કરનાર બુદ્ધિમત આગેવાનની કલ્પના તાદશ કરી છે સરસ્વતીચદ્ર ઘર તજે છે, લક્ષ્મી તજે છે, મિત્રો તજે છે ને છેવટે કુમુદને પણ તજે છે, કારણ કે તેને લોકસગ્રહ માટે પોતાની જાતનો હોમ કરવો છે તેને આ દેશની દશા રડાવે છે દેશની સમક્ષ જે બીજો વિકટ પ્રશ્ન હતો તે પશ્ચિમ વિજયી થયુ છે તો તેનુ અનુકરણ કેમ ન કરવુ ? નવા નવા ભણેલા સૌ તે તરફ ખેચાતા હતા નર્મદનુ પૂર્વવૃત્ત તેનુ ઉદાહરણ છે જ પણ ગાધીજી જેવા પણ નાનપણથી આવુ સ્વપ્ન સેવતા હતા – ને તે પણ માસ ખાવામા તેમના જેવા બનીને – વિવેકહીન અનુકરણ, એ સ્વાતત્ર્ય નથી તે માનસિક ગુલામીનો જ માર્ગ છે

## સુદરગિરિનો મસ્કાત્પુર

મની ી ગોવર્ધનરામે એટના માટે સરસ્વતીચદ્ર તથા કુમુદસુદરીને ફેરકનો ગાઢ સસ્કારપુટ સુદરગિરિ પર આપેલો છે જ્યા ભારત વર્ષની આધ્યાત્મિક સપદા ને વર્તમાનયુગનુ સરસ્વતીનુ મિલન થાય છે વિષ્ણુદાસ સરસ્વતીચદ્રને પોતાના જ્ઞાનનો અધિકારી ગણે છે. પણ ચદ્રમણી ચદ્રાવતી મૈયા તેને જ રીતે સબોધે છે તે તો હૃદયને ગદ્ગદ કરીને મેલ માનને ઓગાળી નાખે તેવુ છે 'મધુરીની દયા કરીને, સમસ્ત સાધુસગનુ માન રાખી, આને મારા હૃદયના ઉદ્‌ગારને સત્ય માનાને, કે આપની ઉદાર બ્રહ્મબુદ્ધિની પ્રેરણાથી મારી રકની આ વિજ્ઞપ્તિ – સીનારો નવીનચદ્ર હુ આપના પાસે હાથ જોડી રોબી રહુ સાધુજન વિહારપુરી વિના બીજા કોઈ પુરુષના સામુ આ આખોએ આજ સુધી જોયુ નથી તે તમારા મુખચદ્રની

દયાર્દ્રતાનો પ્રકાશ જોતી ઊભી છું. મને શી આશા છે?' ચન્દ્રાવલિ જે જોતી ઊભી છે તે દયાર્દ્રતાનો પ્રકાશ સરસ્વતીચંદ્રની દયાર્દ્રતા આકર્ષક છે કારણ કે તે માત્ર પાપભીરુ પવિત્ર કુમુદસુંદરી તરફ જ નથી વહેતી, પણ સહુ તરફ વહે છે માટે ચન્દ્રાવલિ તેને સાધુજન કહે છે તે તેને જોતાં સંકોચ અનુભવતી નથી

(મુંબઈ ખાતે ઑક્ટોબરની ૬-૭ તારીખોએ મળેલા નવલકથાકાર સંમેલનના પ્રમુખસ્થાનેથી આપેલા વ્યાખ્યાનનો આરંભિક ખંડ, ટૂંકાવીને)

શ્રી રામપ્રસાદ પ્રે બક્ષી

# ગોવર્ધનરામનું મનોરાજ્ય

### સ્ક્રેપબુકસનું સ્વરૂપ

ગોવર્ધનરામભાઈની સ્ક્રેપબુક્સ સાધારણ પ્રચલિત પ્રકારની સ્ક્રેપબુક્સ નથી 'સ્ક્રેપબુક' શબ્દ સામાન્ય રીતે, વાચન દરમ્યાન ઉપયોગી અને સંગ્રહયોગ્ય જણાયેલા મહત્ત્વના અંશોના, વર્તમાન-પત્ર આદિમાંથી કાપીને એક પોથીના પાનાંઓ ઉપર ચોડેલા સંગ્રહનો નિર્દેશક છે ગોવર્ધનરામભાઈની સ્ક્રેપબુક્સ એ પ્રકારની નથી

ગોવર્ધનરામભાઈની સ્ક્રેપબુક્સ તો એમના વાચનની અને વાચન-માંથી ઉપજેલા વિચારોની, જીવનક્રમની તથા અભ્યાસક્રમની યોજનાની, જીવનના લક્ષ્યની અને આદર્શોની, મનનપૂર્ણ નોંધો છે એમાં પોતાની અને પોતાના સ્વજનોની પ્રકૃતિની પૃથક્કરણા અને મૂલવણી છે, કૌટુંબિક ઘટનાઓની વિવેચના છે સમકાલીન સામાજિક, ધાર્મિક અને રાજકીય પ્રશ્નોની વિચારણા અને વિવેચના છે ધાર્મિક અને નૈતિક ભાવનાઓની પર્યાલોચના છે તત્ત્વજ્ઞાનના વિષયોની મીમાંસા છે એમાં ઊંડું મનન છે, ન્યાય્ય-અન્યાય્યનો, સત્યાસત્યનો, કાર્યા-કાર્યનો ઉતાવળો નિર્ણય કરવો જેમના સ્વભાવમાં જ નથી એવા નિષ્પક્ષપાત વિચારકનું એ વિરોનું મનોમંથન છે, અને એ મનોમંથનમાંથી તરી આવતું તત્ત્વનવનીત છે એની ભાષા અંગ્રેજી છે.

'સરસ્વતીચંદ્ર"ના ૮થા ભાગ માટે ગોવર્ધનરામભાઈએ

"સરસ્વતીચંદ્રનું મનોરાજ્ય" એ ઉપશીર્ષક યોજ્યું છે. આ સ્ક્રેપબુક્સ ગોવર્ધનરામભાઈનું મનોરાજ્ય છે.

સંપાદન–પ્રકાશન :

આ મનનનોંધનો પ્રારંભ એમણે ૧૮૮૫ના જાન્યુઆરીની પહેલી તારીખે, એટલે મુંબઈની વરિષ્ઠ અદાલતમાં વકીલાત શરૂ કર્યા પછી પાંચ મહિને કર્યો હતો. આ પ્રમાણે નોંધ રાખવાની પદ્ધતિ નવેમ્બર ૧૯૦૬ સુધી ચાલુ રહી હતી, અને એની જુદીજુદી સાત પોથીઓ બની હતી. પ્રોફેસર ગજ્જર, રણજિતરામ વાવાભાઈ, બલવંતરાય ઠાકોર વગેરે મિત્રોએ આ નોંધપોથીઓને વાંચી અને એને પ્રકટ કરવાના મનોરથો સેવ્યા હતા, પ્રયત્નો પણ કર્યા હતા એમ જણાય છે. પણ એમની ઇચ્છા સફળ ન થઈ, અને આ નોંધપોથીઓ લગભગ ૫૦ વર્ષ સુધી અપ્રકટ રહી. છેક ૧૯૫૫માં, ગોવર્ધનરામ જન્મશતાબ્દી નડિયાદમાં ઉજવાઈ એ અવસરે, આ નોંધપોથીના પ્રકાશનની યોજના ઘડવામાં આવી. બધી પોથીઓમાંની ૭મી પ્રમાણમાં નાની અને વધારે સારી સ્થિતિમાં હતી તેથી સર્વપ્રથમ એનું પ્રકાશન હાથ ધરવામાં આવ્યું. એના સંપાદનનું પરિશ્રમપૂર્ણ કાર્ય શ્રી. કાન્તિલાલ છ. પંડ્યાએ પોતાના પૂજનીય મામા પ્રત્યેના નિરૂ ભક્તિભાવથી, શ્રી સન્મુખલાલ પંડ્યાના જનતાની દૃષ્ટિને અગમ્ય રહેલા પણ મહત્ત્વના સહકારથી, પૂર્ણ કર્યું. અને એ સાતમું પુસ્તક, "Govardhanram Madhavram Tripathi's Scrap Book. Vol. VII" ૧૯૫૭માં પ્રકટ થયું.

બાકીના ૭ પુસ્તકોના સંપાદનનું કાર્ય કાન્તિભાઈએ અવિરત શ્રમથી અને અમન્દ ઉત્સાહથી ચાલુ રાખ્યું હતું, અને એમાં એના સંપાદકોએ નમ્ર સહકાર આપેલો. હસ્તલિખિત પુસ્તકોના કાગળ જર્જરિત હતા. લખાણના પ્રત્યેક શબ્દનો, અક્ષરનો, ઉકેલ કાળજી અને ધૈર્ય માગનો હતો. ઉકેલકાર્ય થયા પછી એની ત્રણ નકલો

ટાઈપ કરાવવાની હતી, મૂળ સાથે સરખાવીને સુધારવાની હતી, મૂળમાંના દેવનાગરી લિપિમાં લખાયેલા શબ્દો, વાક્યો અને શ્લોકો એ નકલોમાં હાથે લખીને ઉતારવાના હતા. પ્રકાશનયોગ્ય ભાગોની પસંદગી કરવાની હતી. આવશ્યક હોય ત્યાં વિવરણ-નોંધો લખવાની હતી. ગ્રંથના આરંભમાં પ્રસ્તાવના અને અંતે વિષયસૂચિ તથા ગ્રંથનિર્દિષ્ટ નામોની કક્કાવારી અનુક્રમણી તૈયાર કરીને મૂકવાની હતી. અને પછી, ગ્રંથોમા મૂકવાની છબીઓ મેળવીને, એના બ્લોકો કરાવીને, ગ્રંથોનું મુદ્રણકાર્ય પાર પાડવાનું હતુ.

આ કાર્યસર્ગણમા સૌથી પ્રથમ કરવાનાં, નકલ કરાવવી તથા સુધારવી અને એમા દેવનાગરી શબ્દોની પૂરણી કરવી એ, શ્રમસાધ્ય કાર્યો શ્રી. કાન્તિભાઈ પંડ્યાએ પોતાની નાદુરસ્ત તબિયત છતા પણ એમની પુત્રી કુ. રજનીબહેનની સહાયતાથી ચાલુ રાખ્યાં હતા. પણ એમની બિમારી ગંભીર બની, શેષ કાર્ય એઓ જાતે પૂર્ણ કરી શકે એવો સભવ ન રહ્યો. પરંતુ, એ કાર્ય આ ગ્રંથોના બીજા બે સપાદકો ઉપાડી લેશે એમ એમને ખાતરી આપવામા આવી હતી. પણ કાર્ય પૂર્ણ થયેલુ તથા સ્ક્રેપબુક્સ બે ગ્રથમા પ્રન્ટ થયેલી એઓ જુએ તે પહેલા, ૧૪મી ઓક્ટોબર ૧૯૫૮ને દિવસે, એમણે સ્વર્ગવાસ કર્યો. ગ્રંથોનુ સપાદન અને મુદ્રણ ૧૯૫૯મા સમાપ્ત થયુ.

ગોવર્ધનરામભાઈની મનનનોંધના સપાદનના આ ક્રતિયજ્ઞમાં સયુક્ત થવાનો અણધાર્યો અવસર મને સાંપડ્યો અને તે ક્રતિયજ્ઞનો પુણ્યપ્રભાવ આજની મારી આ તીર્થ-યાત્રામા પરિણમ્યો આજે, ગોવર્ધનપૂજનનિમિત્તે, નડિયાદ—કહેલી ગુજરાતની આ વ્રજભૂમિમાં* આવવાનું અને ગોવર્ધન-સ્મૃતિમંદિરનુ દર્શન કરવાનુ સદ્ભાગ્ય મને સાંપડ્યું.

---

* "અર્ધશતાબ્દીના અનુભવબોલ" મા "નરોત્તરનો ગુજરાતઠાર" એ મુકામનું વચન: "ચરોતર એટલે ગુજરાતનુ વ્રજ."

## સ્ક્રેપબુક્સ—મનનનોંધો—માં મનન, મનોભાવ અને મનોરથ :

મનનની અને મનોમથનની આ નોંધો સરસ્વતીચંદ્રના અમર સર્જકની તત્ત્વગ્રાહિણી પ્રતિભાનું, સદસદ્વિવેક કરતી ચિત્તતંત્રની પ્રવૃત્તિનું, હૃદયભાવની વિભૂતિનું, વિવિધ છતાં એકરંગી દર્શન કરાવે છે.

દિવસે દિવસે, તારીખ અને વારના નિર્દેશ સાથે, નોંધાયેલી હોવા છતાં આ મનનનોંધો રોજનીશી નથી અને એ રોજનીશી નથી તેથી મહાન લાભ એ થયો છે કે એમાં ભાવી વાચકને ઉપયોગી અને અનુપયોગી એવી દૈનંદિનિક સર્વ ઘટનાઓનો સમાવેશ નથી થયો. એમાં લેખકના જીવનના મહત્ત્વના પ્રસંગોની એમની પવિત્ર નીતિમય અને પ્રભુશ્રદ્ધાપૂર્ણ જીવનભાવનાની કેવળ ધનાર્જનમાં જ નિમગ્ન રહેવા પ્રત્યેની એમની અરુચિની, અને આ સર્વના મૂળમાં રહેલી એમની તત્ત્વદૃષ્ટિની માત્ર નોંધ નહિ પણ મીમાંસા સંગૃહીત થઈ છે. ધનસંચય ગોવર્ધનરામભાઈની પ્રકૃતિને જ અરુચિકર હોવા છતાં કૌટુંબિક અને સામાજિક જવાબદારીને ફગાવી દે એટલી બિનજવાબદારીની હદ સુધી એ અરુચિ પહોંચતી નહોતી. જેમના જીવનનિર્વાહનો અને સુખનો આધાર પોતા ઉપર હતો એવા માતપિતાને, પત્નીસંતાનોને અને બહેન-ભાણેજોને પોતાની આર્થિક અપર્યાપ્તિથી અગવડ કે કષ્ટ ભોગવવાનો પ્રસંગ ન આવે અને પોતાને જીવનનિર્વાહ પૂરતું તથા આ ફરજો અદા કરવા જેટલું મળી રહે એ માટે ગોવર્ધનરામભાઈ સતત સચિંત રહ્યા હતા પણ એથી વિશેષ લક્ષ્મીતૃષ્ણા એમને નહોતી. જીવનના ભરણપોષણ માટે અનિવાર્યતઃ અપેક્ષિત ધનની જોગવાઈ અને અધિકતર ધન પ્રત્યે નિરપેક્ષ-વૃત્તિ એ બેમાંથી પરિણમતું યોગક્ષેમ વિશેનું મનોમંથન તથા (પોતે પૂર્ણતઃ પ્રભુને ભરોસે રહીને સર્વથા નિશ્ચિંત બને તેવી માર્જારપ્રપત્તિ સુધી ન પહોંચતી પરંતુ

નિજપ્રયત્નનો અવકાશ રાખતી પ્રપત્તિ સુધી જઈને વિરમતી એમની પ્રભુશ્રદ્ધા હતી તેથી) પ્રભુશ્રદ્ધા અને પુરુષાર્થ વચ્ચે પ્રમાણ જાળવવાની ચિન્તા, એ આ મનનનોંધોમા એક વિશિષ્ટ વાતાવરણ સર્જતાં તત્ત્વો છે

## નિર્લોભ નિર્મોહ પ્રકૃતિ:

ગોવર્ધનરામ ક્ષુદ્ર સસારી ભાવથી પર હતા. જીવનની તુચ્છ જજાળથી ઘેરાઈ ન જવાની એમની વૃત્તિ હતી, અને પોતે જેને જીવનનુ મુખ્ય કર્તવ્ય માનતા હતા એવા સ્વદેશ અને માનવતા પ્રત્યેના ધર્મનુ યથાશકય આચરણ કરવાની એમની ઉચ્ચ અભિલાષા હતી. એ સેવાધર્મ પોતે અર્થોપાર્જનમા અને તદ્દુપયોગી સસાર-વ્યવહારમા સડોવાયેલા રહે તો સિદ્ધ ન થઈ શકે એવુ જણાતાં તેઓ વધતી જતી કમાણીવાળી વકીલાત છોડી દેવાને તયાર થયા હતા અને, એમ કરવાથી જો દારિદ્ર આવે તો, સેવાધર્મને વિઘ્નકર બને તેવી વિપુલ લક્ષ્મીના કરતા કર્તવ્યસિદ્ધિની અનુકૂળતા કરી આપે એવી—નિર્ધનતા નહિ પણ–પર્યાપ્તધનતા એઓ વધારે પસદ કરતા હતા આ કર્તવ્યભાવના અને ધન પ્રત્યે કેવળ સાધનદૃષ્ટિ એમના આ વચનોમા વ્યક્ત થઈ છે

"Poverty is to me not a nuisance in itself, and as a matter of course, I wish to avoid it as a means to performing my duties to my country and to mankind, and to enjoying the full extent of a literary and philosophical life I court a handsome retirement with this very object in view If this were not my object, poverty would be a blessing to a man that has no worldly cravings and no admiration for the sight of a full chest that is not to be emptied So far as my eternal infinite soul goes poverty is rather a blessing-

a retirement from the whole world of nonsenses and self-inflicted labours and pains."—Scrap-Book 4, part 2 p. 16.

આમ એમને નહોતી સાંસારિક તૃષ્ણા અને નહોતી અખૂટ ધનસંગ્રહની અપેક્ષા. એમના અનંત અમર આત્માને તો અસાર સંસારમાં જતે વહોરી લીધેલા કષ્ટમય જીવનપ્રપંચમાંથી મુક્ત કરનારી દરિદ્રતા આશીર્વાદરૂપ લાગતી હતી. તે છતાં જો તેઓ નિવૃત્તિકાળમાં ધનની કેવળ પર્યાપ્ત સાધન તરીકે અલ્પતમ આવશ્યકતા પૂરતી અપેક્ષા રાખતા હતા તો તે એટલા જ માટે કે એમને બીજી સર્વ ચિંતાથી મુક્ત થઈને સ્વદેશ પ્રતિ અને માનવતા પ્રતિ પોતાનો સ્વધર્મ બજાવવો હતો તથા સાહિત્યપરાયણ તત્ત્વજ્ઞાનમય જીવનનો સાત્ત્વિક આનંદ માણવો હતો.

વકીલાત ચાલતી હતી ત્યાં સુધી આ સમસ્યા ઉપસ્થિત નહોતી થઈ; ધનની પર્યાપ્તિ કે ન્યૂનતા એ પ્રશ્નની વિચારણાનો અવકાશ નહોતો ઊપજ્યો. એ પ્રવૃત્તિમય જીવન દરમ્યાન એમનું લક્ષ્ય નિશ્ચિત હતું : દ્રવ્ય અન્યાયથી ન મેળવવું, મળે તેટલાથી સંતોષ રાખવો, ધનલિપ્સાથી ખેંચાઈને પોતાની પ્રકૃતિને તથા પોતાની નીતિને પ્રતિકૂળ હોય એવા પરિશ્રમમાં ન પડવું. એમની નીતિ-વૃત્તિ દૃઢ હતી:

"To aspire to be rich beyond necessity is meaningless following of the groove of worldlings and involves the conversion of money to the end of life from its position of mere means of life." (S B 4. 2 p. 40).

સંસારી જીવોને ચીલે ચાલીને ધન પાછળ દોડવું, એ ચીલામાં ફસાઈને જે ધન માત્ર જીવન સાધન છે તેને જીવનનું એક અંતિમ લક્ષ્ય બનાવવું, એ એમની પ્રકૃતિમાં જ નહોતું: આવશ્યક હોય

તેથી વધારે ધનનો લોભ ન રાખવો એ એમની પ્રકૃતિરૂઢ નીતિ અને વૃત્તિ હતી

જેટલી ધન પરત્વે, તેટલી જ સત્તા અને કીર્તિ પરત્વે એમની નિર્લોભતા હતી  'Money ! If God gives me enough to keep body and soul together and to do my duty to my dependants, I do not want more ' Indifference to money ' has been my nature I have no longing to be rich I do not possess love of power Fame has no meaning in my eyes Mundane greatness is like the situation of the monkey on a tall tree—those on the nether earth may have to look up to enjoy and admire the monkey '

गिरिशिखरगतापि काकपंक्तिर्न हि तुलनामुपयाति राजहंसैः ।

-S B 4 2 p 52

આવી નૈસર્ગિક સ્વભાવસિદ્ધ હતી એમની ધનની અસ્પૃહા અને સંતોષવૃત્તિ આવી દૃઢ હતી તે એમની સત્તાની અરુચિ અને કીર્તિની તુચ્છતાની પ્રતીતિ

**રાજસત્તાનો અસ્વીકાર** અને એમાંથી એઓ અનેક પ્રલોભનો છતાં વિચલિત થયા નહોતા કચ્છ જૂનાગઢ વગેરે રાજ્યો તરફથી ઘણા મોટા પગારની ઉચ્ચ પદવી માટે નિમંત્રણો વારંવાર મળ્યા કરતાં હતાં અને કોઈ કોઈ વાર માન સેવાપરાયણ નિવૃત્ત જીવનમાં આદર્શની ધનતાને પરિણામે સ્વજનોને દ્રવ્યઅભાવથી કષ્ટ વેઠવું ન પડે તેટલા ખાતર એવા નિવૃત્તજીવનમાં ઝંપલાવવા પહેલાં જરૂર પૂરતી બચત કરી લેવાય એવા ઉદ્દેશથી રાજ્યસેવા સ્વીકારવાની વૃત્તિ એમને થતી પણ એમાં એમનું એ દૃઢ વ્રત હતું કે એવી તક વગર માગ્યે, સામે ચાલીને આવે, તો જ સ્વીકારવી ગમે તેવી

વિષમ સ્થિતિ વેઠવી પડે તો પણ કદાપિ પોતે સામે ચાલીને નોકરીની માગણી કરવી નહિ; અને વગર માગી નોકરી મળે તેમાં પણ પોતાના નીતિસિદ્ધાંતોના પૂર્ણ પાલનનો અવકાશ રહે તેની ખાતરી હોય તો જ વિચાર કરવો.

આવો વિચાર કરીને તેઓ વારંવાર એક જ નિર્ણય કરતા કે કોઈ રાજ્યની નોકરી, ગમે તેટલો પગાર મળે તો પણ, કરવી નહિ. હા, તેઓ અનેકવાર, સેવામય-નિવૃત્તજીવનને અનુકૂળ પરિસ્થિતિ પ્રાપ્ત કરવા ખાતર, વણમાગી મળે તો નોકરી લેવી એ વિચાર તરફ ઢળતા. પણ પ્રત્યેક પ્રસંગે પુખ્ત વિચાર કરીને અંતે અનિચ્છા જણાવી દેતા. અને તેઓ આ રીતે સંજોગવશાત્ નોકરી લેવા તરફ કોઈ વાર ઢળતા જણાતા પરંતુ છેવટે ના કહી દેતા એ ઘટના પણ એમના સ્વભાવનું જ અનિવાર્ય પરિણામ હતી. એમના એ સ્વભાવમાં જ એવાં તત્ત્વો હતાં જે એમને નોકરીનો સ્વીકાર કરવા ન દે. એવા એક તત્ત્વનું દર્શન આપણને એમના આ વચનમાં થાય છે:

"But the judicial function of sitting in judgement on fellow-creatures and doing the hangman's work on the bench and standing the chance of doing *injustice and injury from the Bench-this is the Sword* of Damocles, and my conscience has not the presumption nor the audacity to ignore the existence of this sin-coloured sword in order to *benefit* my *wordly* interests." -- S. B. 4, 2, p. 14.

### એ અસ્વીકારનાં સ્વભાવગત કારણો:

ન્યાય કરવાનો અધિકાર ભોગવવા જતાં રખેને કોઈને અન્યાય થઈ જાય એવી બીતિ જેના અંતઃકરણમાં રહી હોય, નિરપરાધીને

પ્રાણદંડ દેવાઈ જાય એવી આશંકાનું ચક્ર ન્યાયાસને બેસનારને ગરદને ઘૂમતું જેને દેખાતું હોય, એ ઘૂમતા પાપરંગ્યા ચક્રના અસ્તિત્વને અવગણવાની ધૃષ્ટતા જેના માનસમાં ન હોય, એવો અન્યાયભીરુ અને પાપભીરુ પુરુષ રાજ્યની ન્યાયનિર્ણયના પ્રસંગ આણનારી નોકરી કદી પણ સ્વીકારી ન શકે. અને એ અન્યાય-ભીરુના તે જ ન્યાયધીરતા છે, માનવપ્રેમ છે; એ પાપભીરુના તે જ પુણ્યપરાયણતા છે, અચલ નીતિમત્તા છે.

રાજ્યસેવાના સ્વીકારને અસંભાવ્ય બનાવતું એમનું બીજું પ્રકૃતિગત તત્ત્વ હતું એમના હૃદયમાં દૃઢ બનેલી, અવિરત ચિંતનનો વિષય બનેલી, દેશ સેવાની ઝંખના :

"The pecuniary and other goals to which service may lead cannot equal in momentousness my higher and wider duties to my country or even the goal of my retirement ..It behoves me even to court poverty and obscurity for this purpose in preference to all the advantages of a dependent life whose results to myself I cannot carry with me beyond my death and to others would be less far-reaching than if I resisted the temptation"

S B. 4 2, p. 58.

કેવો અવિચલ નિશ્ચય! રાજ્યની નોકરી ન સ્વીકારવાથી, એ નોકરીથી થનાર ધનલાભને જતો કરવાથી, જો દારિદ્ર આવતું હોય તો ભલે આવે! જીવન અજ્ઞાત અંધકારાવૃત રહેતું હોય, તો ભલે રહે! ધન અને પ્રતિષ્ઠા નશ્વર છે, એનાથી મરણોત્તર ટકી રહે એવું આત્માનું શ્રેય કંઈ જ થવાનું નથી, અને રાજ્યની કચેરીમા ઉચ્ચાસને બેસીને એક ખૂણે ભરાઈ રહેવાથી બીજાઓની-દેશજનોની અને

## ઇતિવચન

ગોવર્ધનરામની નિર્લોભતા અને નિર્મોહતા; કુટુંબવત્સલતા; જીવનજંજાળ તરફની અરુચિ, છતાં કર્તવ્યો બજાવવામાં દૃઢતા; કુટુંબ, દેશ અને માનવતા પ્રત્યેનાં કર્તવ્યોની ઉપેક્ષા કરીને સંન્યાસની કંથા પહેરી લેવાનું અશક્ય કરે એવી કર્મયોગનિષ્ઠા; ઉત્સર્ગસિદ્ધિના એમના સિદ્ધાન્તમાં અનુસ્યૂત થયેલી સમર્પણની અને ત્યાગની ભાવના; હૃદયની કોમળતા અને બુદ્ધિની પ્રખરતામાં પ્રકટ થતી એમની સર્વશ્રેયની ખાતર સ્વ-પ્રેયનો ત્યાગ કરવાની વૃત્તિ; સ્વદેશસેવાની પ્રજાસંસ્કરણરૂપ ભાવના અને તદર્થે અતિવિશાળ અને વિવિધ અભ્યાસયોજના: આ સર્વનો આપણને મનનનોંધમાંથી પરિચય થશે.

હજી બીજી અનેક મહત્ત્વની બાબતો જેમાં સંગ્રહાઈ છે એવી આ મનનનોંધની—સ્ક્રેપબુક્સની—અમૂલ્ય ઉપયોગિતા એ છે કે એ આપણને ગોવર્ધનરામભાઈના પ્રસિદ્ધ બાહ્ય-જીવનથી અધિકતર પ્રસિદ્ધિને યોગ્ય એવા સત્ત્વસંપન્ન આન્તર જીવનની ઝાંખી કરાવે છે; એમની સર્જનાત્મક સાહિત્ય કૃતિઓના સર્જનની પાછળ રહેલી, એ સર્જનમાં સમુદ્રતિર વડવાનની અદૃશ્ય રુધિરવાહિનીઓ જેવી સમગ્રસર્જનમાં વ્યાપી રહેલી, એમની સમાજદૃષ્ટિ, જીવનભાવના, કલ્યાણપરાયણતા અને તત્ત્વજ્ઞાનની વિશિષ્ટતાનો પરિચય કરાવે છે.

અને, વિશેષમાં આ મનનનોંધમાં આપણને આ મહાપુરુષના જીવનની કરુણ બાજુનું, અને એમાં અડગ રહેતી સ્થિરપ્રજ્ઞતાનું, હૃદયસ્પર્શી દર્શન થાય છે. એમને પોતાનું જીવન અનેક આપત્તિઓથી ભરેલું અને આકરી કસોટી કરનારું જણાયું હતું. એ આપત્તિઓને એમણે હિન્દુત્વની શ્રદ્ધાથી હિતકારક માની હતી, શ્રદ્ધાયુક્ત સ્થિરપ્રજ્ઞાથી વધાવી લીધી હતી, હૃદયને અને બુદ્ધિને સંસ્કારનારી તથા ઉજ્જ્વલ બનાવનારી માનીને સત્કારી હતી. વહાલી પુત્રી લીલાવતીનું કુમળી વયમાં મૃત્યુ થયું. અને એણે જીવનમાં દુઃખ જ વેઠ્યું, તેનો

અંતસ્તાપ; તથા પુત્ર રમણીયરામના પોતાના હાથમાં લીધેલા અભ્યાસમાં, પોતાની બિમારી વગેરે વિઘ્નો નડવાથી, અભિપ્રેત ફલસિદ્ધિ ન થઈ તેનો ખેદ: આ બે એમના કોમળ હૃદયમાં સતત સાલ્યા કરતાં અંતઃશલ્ય હતાં. અને એ છતાં એમણે બુદ્ધિની સ્થિરતાને અવિચલિત રાખી હતી, મહેચ્છાની ઇચ્છામાં શ્રદ્ધા અન્યૂન રાખી હતી.

પોતાની આયુષ્કલા વહેલી સમાપ્ત થવાની છે એવું પોતે પ્રથમથી જ માનતા હતા. ૪૫ વર્ષની વયે, તા. ૨૨–૨–૧૯૦૧ને રોજ, લખેલી આ નોંધ એનું સાક્ષ્ય આપે છે:

"The book of my life has assumed a different form, and I hope or wish the change may continue, until I pass on to the next and last stage of life itself which men call Death. My life is now a life of thought for those placed under my charge, so far as Duty demands and no further, and for my country and countrymen"

અને તા. ૩ જી નવેમ્બર ૧૯૦૬ની આ નોંધ તો એમના જીવનની સમાપ્તિની આગાહી આપે છે અને આખરના દિવસોમાં એમના ચિત્તમાં વ્યાપેલી યોગમય શાન્તિનાં દર્શન કરાવે છે:

"I feel that my vital forces are growing impotent in sustaining the equilibrium of life, which may be shaken into physical ruin any time. + + + My theories about the Great Will etc. have now become solid instincts and beliefs with me, and give me all my blessedness of these hours, and I don't propose to discuss or shake them now. The currents of Yogic

"Vritti,' lulling and hushing all worldly thought and storm, sweep through my brain uninvited at times, and I fondly ask myself then whether it is not "Brahmakara Vritti, filling my 'Chidakasha with the soft and mellow resonance of something I know not

બ્રહ્માકારવૃત્તિના આ મૃદુમધુર નાદગુંજારનો ઉલ્લેખ એ એમની અંતિમ મનનનોંધ છે

શ્રી શાન્તિલાલ ઠાકર

# સરસ્વતીચંદ્રની સ્નેહમીમાંસા

સ્નેહ શબ્દ સામાન્ય રીતે બે મિત્રો અથવા સબંધીઓ વચ્ચેની લાગણીને ઉદ્દેશીને પ્રયોજાય છે, જેવી રીતે પત્ની અને પતિ અથવા પ્રિયતમ અને પ્રિયતમા વચ્ચેના હૃદય-વ્યાપારને પ્રેમનુ નામ આપવામાં આવે છે. પ્રેમ એ માનવહૃદયની એક સ્વાભાવિક અને અગમ્ય ઊર્મિ છે પ્રેમ એ એક સ્વતંત્ર વિરાટશક્તિ છે, અને આ જગતમા પોતાને વ્યક્ત કરવા માટે તે એક પછી એક અનેક પાત્રોને પસંદ કરે છે, જે પાત્ર તે પ્રેમની મહાન શક્તિનો સ્પર્શ પામે છે, તેનામા તે કાળ માટે હૃદયની મહાન ઉદારતા, સમર્પણ કરવાની શક્તિ, મૃદુતા, વીરતા, કલ્પનાની ઉચ્ચતા—એવા અનેક પ્રકારના ગુણો પ્રગટ થાય છે. પ્રેમની શક્તિનો સાચી રીતે સ્વીકાર કરવામા આવે, અને તેની યોગ્ય ભૂમિકા માનવીના શરીર-મનમા રચાઈ હોય તો પ્રેમ દ્વારા તે ભગવાનની ભક્તિની ચાવી હાથ કરે છે, અને અંતમા જીવનનો પરમાર્થ સિદ્ધ કરી જીવનને કૃતાર્થ કરી જાય છે.

પ્રાણીશાસ્ત્રીઓ પ્રેમનો કેવળ સ્થૂલ હેતુ લક્ષમા લે છે, અને તે તો કેવળ પ્રજોત્પત્તિ માટેની કુદરતની એક હિકમત છે, એવો ઉપયોગિતાવાદી સિદ્ધાંત તારવે છે. માનસશાસ્ત્રીઓ પ્રતિપાદન કરે છે કે-પ્રેમના તત્ત્વની ખોજ કરતા કરતા માણસ અનેક માનસશાસ્ત્રીય

કન્યાનું હરણ કરવામાં આવે તો તેને રાક્ષસવિવાહ કહેવામાં આવતો. ગાંધર્વવિવાહમાં વરકન્યા પરસ્પરની અદાર્ય પ્રીતિ સમજીને લગ્ન કરી લેતાં. જેમાં વર, કન્યાને ધર્મનું આચરણ કરવા માટે પરણે તેને પ્રાજાપત્ય વિવાહ કહેવામા આવતો. બે ગાયો લઈ બદલામાં વરને કન્યા આપવામાં આવતી તેને આર્ષલગ્ન કહેવામાં આવતું. યજ્ઞ કરાવવા બદલ વરને કન્યાદાન થતું તેને દૈવવિવાહ કહેવામાં આવતો અને વરને બોલાવી, તેને પ્રસન્ન કરી, રાજીખુશીથી કન્યાનુ દાન જેમાં થતું તેને બ્રાહ્મવિવાહ કહેવામાં આવતો આ આઠેય પ્રકારના વિવાહમાં આપણે ઉત્તરોત્તર ચઢતી શ્રેણી પકડી શકીએ છીએ. પૈશાચ, રાક્ષસ અને આસુર-વિવાહ અધમ કોટિના છે. આર્ષ, દૈવ, અને બ્રહ્મવિવાહ ભારતવર્ષમાં બ્રાહ્મણ સંસ્કૃતિના પરિણામ રૂપે છે. પણ લગ્ન માત્રનુ સાચું રહસ્ય-મર્મ-તેનો આત્મા તો, આપણને ગાંધર્વવિવાહમા જ નજરે પડે છે. જ્યા વર-કન્યાને પરસ્પર પ્રેમ નથી, તેને ભલે લગ્નના નામથી સંબોધવામા આવે, પણ તે સાચા અર્થમા લગ્ન નથી, તે રીતે જ વિચારતા, ગાન્ધર્વલગ્નમા સર્વશ્રેષ્ઠતાનું તત્વ આપણને નજરે પડે છે

પણ સંભવ છે, કે ગાંધર્વ લગ્નમા માત્ર વર-કન્યા પરસ્પરની ઊંડી પ્રીતિને લક્ષ્યમાં લઈને લગ્ન કરી લેતા, તેમા માતાપિતા કે જ્ઞાતિજનોની હાજરી ન રહેતી, એટલે શકુન્તલાનો જેમ દુષ્યન્ત રાજાએ તિરસ્કાર કર્યો તેમ કેટલીક કન્યાઓનો અનાદર થયો હશે. પરિણામે સમાજ-વિધાયકોએ લગ્નમા માતા-પિતાની અને જ્ઞાતિજનોની હાજરીમા લાકડે માકડું વળગાડવા માંડ્યુ હશે પરિણામે અનેક જણના સંસાર દુ:ખી થયા હશે અને તે સામાજિક નિયમન રૂઢિરૂપ બની જઈ વ્યક્તિના વૈવાહિક સુખની છાતી પર ચઢી બેસી, તેનું જીવનરુધિર ચૂસી લેતુ હશે અને તેની વિડંબનાએ સ્મૃતિના પ્રાણઘાતક નિયમનું સ્વરૂપ પકડ્યુ હશે કે-अष्टवर्षा भवेद् गौरी ॥

"કન્યા આઠ વર્ષની થાય એટલે તે ગૌરી કહેવાય અને દશ વર્ષની થાય એટલે રોહિણી કહેવાય. ગૌરી અને રોહિણીને જે પિતા ન પરણાવે તે નરકનો અધિકારી થાય. જે પિતા પોતાની કન્યાને રજોદર્શન થાય ત્યાં સુધી અવિવાહિત રાખે તે અત્યંત નીચા નરકમાં પડે છે.' અવાદા શો સમાજનો અધઃપાત અને રૂઢિનું આગ્રહ!

સરસ્વતીચંદ્ર અને કુમુદ વચ્ચે જે પ્રકારનું હૃદય–આકર્ષણ હતું તે પ્રકારના પ્રેમમાં આપણને શુદ્ધ તત્ત્વ સાથે સામાજિક રૂઢિના વારસા રૂપે પૂર્વગ્રહોની હાજરી પણ નજરે પડે છે. તે પ્રેમ સ્વયંભુ રીતે પોતાના નૈસર્ગિક બળથી પ્રગટ થઈ શકતો નથી. તેને અનેક અવરોધો રોકે છે. અને બંનેના હૃદયને કૃત્રિમપણે દબાવવાની ફરજ પાડે છે. જ્યાં વસ્તુસ્થિતિ આવી વિકૃત હોય, ત્યાં પ્રેમતત્ત્વ કોઈ દિવસ પોતાની દિવ્યતા દાખલ કરાવી શકતું નથી; તેની ઉચ્ચતા, પ્રગતિપોષકતા, સમાજહિતકારિતા અને આધ્યાત્મિકતા કરમાઈ જાય છે; અને બંને વ્યક્તિઓ મકાન ધરીના પડ તળે દબાતા પોતાના અન્તરને વ્યવસ્થિત કરવામાં જ પોતાના જીવન અને સમયની સર્વ શક્તિઓને વેડફી નાખવામાં કરુણતાની પરિસીમાનું પ્રદર્શન કરે છે. પોતાના હૃદયનો ભાવ–પ્રવાહ અચૂક રીતે, અગમ્ય રીતે સરસ્વતીચંદ્ર તરફ વહેતો હોવા છતાં, કુમુદ સંપ્રત્યયાત્મિકા પ્રીતિને વશ થઈ, પ્રમાદધનનો ફોટો હાથમાં રાખી, રડતી આંખોએ અને કકળતે હૈયે ગાય છે. " પ્રમાદધન મુજ સાચા સ્વામી..." અને પોતાના મનને પોતે પોતાનો ધર્મ બજાવે છે, તેનો સંતોષ માનવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે. સરસ્વતીચંદ્ર પણ ચન્દ્રાવલી મૈયા પાસે એવું બોલે છે કે–' મારે કુમુદ જેને પોતાનો ધર્મ માનતી હોય તેમાંથી તેને ચલિત કરે તેવું કાંઈ પણ જોઈતું નથી, મારે કુમુદના હૃદયને ધક્કો લાગે તેવું કાંઈ પણ આચરણ ઇષ્ટ નથી.' આ રીતે સામાજિક નીતિ–ધોરણોને વશવર્તી રહેલું આ ઉદાર હૃદય, ચતુર, પ્રેમી, રસિક

યુગલ પોતાની અવચેતનામાં રહેલા ભાવોને સમજી શકતું નથી, સમજી શકે છે તો તેને ક્રિયાની ભૂમિકા પર મૂકવા જેટલી હિંમત દર્શાવી શકતું નથી, અને પરિણામે તેમની આભ્યાંતર ગુહામા ઊતરી, તેમના અભીષ્ટ મનોદ્‌વેગોને સમજવા માટે ચન્દ્રાવલી મૈયા જેવા અને વિહારપુરીજી જેવા વિરક્ત પણ દક્ષ યુગ્લને પરિશ્રમ લેવો પડે છે, અને તે પરિશ્રમ સફલ થાય તેટલા માટે સુંદરગિરિના ગુહ્યતમ, વિદ્વાન, યોગી, વ્યવહાર તથા પરમાર્થ–ઉભયમા ચતુર એવા વિષ્ણુદાસજીને ચિંતા કરવી પડે છે.

ઉપર વર્ણવી તેવી પરસ્પર યોગ્ય યુગ્મની વિફલતા ન જન્મે અને તેમના આધ્યાત્મિક વિકાસમાં મોટો અવરોધ ન થાય તેટલા માટે જ તાંત્રિક પદ્ધતિમા સાધક અને સાધિકાનું યુગ્મ વિહિત છે. નરનારીની પરસ્પર પૂરકતાનું ને સત્યનુ ઔપનિષદિક દર્શન એમ ઉચ્ચારે છે કે — स एकाकि नारमत अर्धेन नारी अभवत् ॥ 'તે પરમાત્માને એકલા ન ગમ્યુ, તેથી તે પોતાના અર્ધસ્વરૂપ વડે સ્ત્રી બન્યા' તે જ સત્યને વ્યાવહારિક રૂપ આપવા અને સાધનાના માર્ગમા જાતીય પ્રશ્ન વિકટ બની અવરોધ ઊભો ન કરે, પણ ઊલટુ भोगो योगायते तस्य 'તે યોગી માટે તો ભોગ પણ યોગરૂપ બનો–યોગનુ ફળ આપે છે–' તે તત્ત્વને સાર્થક કરવા માટે, તાન્ત્રિક માર્ગ સાધક–સાધિકાને પોતાને દિવ્ય માર્ગમા અનુરૂપ સહયોગી શોધી લઈ, સ્વીકારી ષટ્ચક્રભેદનમા એક બીજાને સૂક્ષ્મ સહાય કરી, પોતાનો શક્તિપાત શાભવી રીતિથી બીજામા કરી, સાથે જ અભેદભાવ અનુભવી આત્મશક્તિનો ચિત્શક્તિનો સાક્ષાત્કાર કરે તેવુ વિધાન ૮ કારણ કે, વિષ્ણુદાસ બાવા કહે છે કે તે પ્રમાણે, તેવા યુગ્મના નાડીચક્ર સમાન ગતિથી પ્રવૃત્ત થાય છે અને તેમનાં શરીર પરમાણુઓ તથા તેમના આંદોલનો સમાન હોઈ, તેમનુ સાચા અર્થમાં સૂક્ષ્મઅદ્વૈત–હૃદય–ઐક્ય રચાય છે ચંડીદાસ અને રામી

જરૂરિઆતની ભૂમિકા રચે છે, સવનન કરવા યોગ્ય છે માટે જ નારી વનિતા કહેવાય છે. સવનન સિવાય થતો શરીરસયોગ એક પ્રકારનો બલાત્કાર જ છે. સવનનનો હેતુ પ્રેમી યુગલ પરસ્પરને પિછાને, હૃદયની નિકટતા અનુભવે અને આન્તર્ એકતા માટે યોગ્ય ભૂમિકા રચાય છે સવનનથી સ્ત્રી પ્રિયતમ માટે ઉન્મુખ બને છે, તે સિવાય તેનામા પુરુષ માટે વિમુખતા અને પરિણામે તિરસ્કાર આવવાનો ભય છે, માટે સવનન એક મહા જટિલ, મૃદુ, અટપટી પ્રક્રિયા છે. યુગ્મનુ પરસ્પર આકર્ષણ જેમ ઊંડુ અને પ્રબળ, તેમ સવનનની જરૂર થોડી કેટલીક વાર સયોગ કરતા વિયોગ જ સવનન માટે વધારે પ્રબળ બને છે, જેમ તે સરસ્વતીચદ્ર અને કુમુદના સબધમા બન્યો હતો તેમ

શ્રી ગોવર્ધનરામે મદનવૃક્ષની ત્રણ સ્થિતિઓ ગણાવી છે (૧) કામ—જે બીજરૂપ અને મૂળભૂત છે, (૨) ભોગ—જે મદનવૃક્ષનુ રસભર નલિકાઓથી ફાટુ ફાટુ થતુ થડ છે, (૩) પ્રીતિ અથવા રતિ જે ભોગથી પરિપુષ્ટ બનતી હોઈ મદનવૃક્ષના પત્ર, પુષ્પ અને ફલ સમૃદ્ધિને સ્થાને છે મદનવૃક્ષ અનેક સ્વરૂપે પ્રગટ થાય છે, પણ તેમા તેના મુખ્ય અવતાર ચાર છે (૧) પાશવ—જેમા પ્રેમી યુગલ ધર્મ કે અધર્મની દરકાર કરતા નથી જેમા તેમનામા સકલ્પસૃષ્ટિનો અભાવ હોય છે જેમા માત્ર ચક્ષુરાગથી આકર્ષણ થાય છે અને સ્થૂલ પ્રીતિમા સમાપ્તિ પરિણામ પામે છે, આ યથા પશુઓમા પ્રચલિત છ તેવો કામનો અધમ પ્રકાર (૨) જારકામ—આ પ્રકારના કામમા તાદાત્મ્ય રચાય છ, થોડા ઘણા અશમા મનનો મેળ જામે છે. સૂક્ષ્મરૂપમા સકલ્પસૃષ્ટિ પણ રચાય છે, છતા આ કામ ધર્માદિકની ગણના કરતો નથી તેથી નિરંકુશ હોય છ, પરિણામે તે અધર્મ્ય હોય છે, તેનાથી સમાજમા અવ્યવસ્થા પ્રગટે છે. વર્ણ-

આવો પરિશીલક અને પુનમિન કામ દંપતીને બહુ ઊંચી આધ્યાત્મિક સ્થિતિ પ્રાપ્ત કરાવે છે તેના દૃષ્ટાંતો યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયી, વસિષ્ઠ અને અરુંધતી (અરુંધની, જે પતિનો આધ્યાત્મિક વિકાસ રૂંધતી નથી તે) વિહારપુરી અને ચંદ્રાવલી છે તેની જ સુંદરગિરિ પર વિહારમઠ (પ્રેમી યુગનો માટે) અને પરિવ્રાજક મઠ (સન્યાગી અલખયોગી માટે)– એમ બન્ને મઠોની વ્યવસ્થા હતી અને શ્રીકૃષ્ણ-ચંદ્રના કામાવનાર શ્રીયુદુનંદનની જય પોકારનામા આવતી હતી

ઉપર જે મદનવૃક્ષની ત્રીજી અવસ્થા 'પ્રીતિ અથવા રતિ' ગણાવી, તેના ચાર પ્રકાર છે (૧) વિષયાત્મિકા–શબ્દ રૂપ વગેરે પ્રત્યક્ષ વિષયોનો આમા ભોગ આપવામા આવે છે, અને તે પાશવ કામનુ ફલ હોય છે આ થઈ અધમ પ્રકારની પ્રીતિ (૨) સપ્રત્યયા-ત્મિકા–આમા 'મે અથવા કુટુંબે માન્યો છે તે જ વખતે પતિ અથવા પત્ની' આવી પૂર્વે સ્વીકૃત પરિસ્થિતિ હોય છે આ પ્રકારની પ્રીતિમા સ્વય મદનની સૂચનાનો અભાવ હોય છે તે કેવળ અધ્યા-રોપમાથી જન્મે છે દા ત કુમુદની પ્રમાદધન પર જે પ્રીતિ–હતી તે સપ્રત્યયાત્મિકા હતી (૩) આભિમાનીકી પ્રીતિ–આમા પુરુષ કે સ્ત્રી સકલ્પાત્મક મનના સ્વચ્છ સકલ્પથી, વિષયના વિચાર વિના સ્વયભુ મનના ઉત્કટ બોધના બળથી પણ યોગ્ય પરિશીલન વિના પરસ્પર પ્રીતિ કરે છે દા ત સ્વયવરમા એકબીજાને પસદ કરતા વરકન્યા આભિમાનિકી પ્રીતિ કરે છે આમા ગાન્ધર્વ લગ્નનુ રહસ્યભૂત પ્રેમનુ તત્વ હોય છે, તે માટે તે ઉત્તમ પ્રકારની પ્રીતિ છે (૪) આભ્યાસિકી પ્રીતિ–આ પ્રકારની પ્રીતિમા કેવળ વિષય, સકલ્પ કે અભિમાનનો ભોગ કરવાને બદલે તેમના વિના અથવા તેમના સહિત કોઈ કર્મના અભ્યાસથી પ્રીતિ થાય છે દા ત તરત જ જન્મેલુ બાળક માતાના સ્તન્યપાન પર પ્રીતિ ધરાવે છે તે આ પ્રકારની હોય છે સામાન્ય સસારી જનોમા બાળકોને પરણાવ્યા પછી કાલક્રમે તેમને પરસ્પર જે પ્રીતિ થાય છે તે આભ્યાસિકી

પ્રીતિ, ને આને પરિણામે જ તેઓ પાછળથી તેમનું સાંસારિક ગાર્હ ગમ્યપણે રાખે છે.

ઉપર જણાવેલી આભિમાનિકી પ્રીતિ જ અંતમાં પરિશીલક અને પુત્રમિત્ર કામને સફલ અને કૃતાર્થ બનાવે છે. આ પ્રકારનું અલખનું કામશાસ્ત્ર રસિક સુગનોને અપૂર્વદૃષ્ટિ આપે છે. ભવભૂતિ કવિએ ઉત્તર રામચરિતમાં વર્ણવેલ શ્રી રામચંદ્ર અને સીતા માતાના સૂક્ષ્મ કામ અને સૂક્ષ્મ ભોગ આવા જ પ્રકારના હતા. આવા જ પ્રકારનો સૂક્ષ્મ પ્રેમતંતુ બાંધીને માઘ કવિએ પોતાની ગૃહિણીને गृहिणि गहनो जीवनविधि॥ હે પતિ! જીવનનો વિધિ મહાન ગહન છે—એમ કહી યાચકોને દાન આપવાની અશક્તિથી દુઃખી થઈ, પ્રાણત્યાગ કર્યો હતો. લોકકથા સાચી હોય તો, મધુર પદાવલીવાળા ગીતગોવિંદના રચયિતા કવિશ્રી જયદેવે ગાયેલી અષ્ટપદી, તેના સૂક્ષ્મપ્રેમના બળથી તેની પત્ની પદ્માવતીએ પોતાના સૂક્ષ્મદેહથી સાંભળી હતી. સૂક્ષ્મપ્રીતિના જીવનમાં અલખના પરાનંદનો બોધ, અલખનું જ્ઞાન થતાં, જાતે જ પ્રગટે છે, અને સ્થૂલ શરીર વૈધવ્યને પ્રાપ્ત થાય તો પણ સૂક્ષ્મ પ્રીતિ પહેલાંની સધવા અવસ્થાની પેઠે જ સૂક્ષ્મભોગ પામી શકે છે. અહીં જ સ્મૃતિમાં વિહિત કરેલા વિધવાજીવનની સાર્થકતા સિદ્ધ થાય છે, અને વિધવાજીવનદ્વારા પણ અધ્યાત્મજીવનની ઉન્નતિ સાધી શકાય છે.

આવા ઉચ્ચ પ્રકારના પ્રેમના ભોગી થઈ શકે અને પોતાનો આધ્યાત્મિક વિકાસ સાધી શકે તેવી શક્યતા સરસ્વતીચંદ્ર અને કુમુદમાં હતી, માટે જ વિષ્ણુદાસ બાવા પોતાના યોગ્ય બળથી સરસ્વતીચંદ્રના ચિદ્ધાતુઓ સાથે ઐક્ય સાધી, તેને ચિરંજીવી સિદ્ધ—યોગીઓના સંપર્કમાં મૂકી, તેના આશયને સંસ્કારોના સૂક્ષ્મીકરણદ્વારા, સૂક્ષ્મ, પવિત્ર અને નિર્મળ બનાવી, તેને સુંદરગિરિના અપૂર્વ મહોદ મહાન ચતુર, વિદ્યાવાન, રસિક અને વિરક્ત અધિષ્ઠાતા બનાવવાની કલ્પના કરે છે.

યજ્ઞની પરિભાષામાં કહીએ તો આ સકલ સંસાર મહાપુરુષનો યજ્ઞ જ છે. ઋગ્વેદમાં પુરુષસૂક્તમાં આ જ મન્ત્રનું કાવ્યમય રીતે વર્ણન કર્યું છે. પુરુષ પોતે પોતાની જાતનો સૃષ્ટિના યજ્ઞમાં ભોગ આપે છે, તેથી જ આ સંસારચક્રનો વિરાટ યજ્ઞ હજી સુધી અણુ-ખૂટ ચાલ્યા કરે છે. સંસારધર્મની પ્રતિષ્ઠા માટે અને વ્યષ્ટિસમષ્ટિના કલ્યાણ તથા વિકાસ માટે પ્રાચીન ઋષિઓએ આર્યગૃહસ્થને માથે પાંચ પ્રકારના ઋણ નાખ્યાં છે. (૧) પિતૃયજ્ઞ—પ્રજોત્પત્તિદ્વારા અને શ્રાદ્ધાદિકની ક્રિયાદ્વારા સંપૂર્ણ થાય છે. (૨) મનુષ્યયજ્ઞ—અતિથિનું યોગ્ય પૂજન-અર્ચન કરી ભોજન કરાવવાથી પૂર્ણ થાય છે. (૩) ભૂતયજ્ઞ—ગાયો, કૂતરા, કાગડા, વગેરે પશુપક્ષીનો બલિભાગ કાઢી, તેમને તૃપ્ત કર્યાથી સંપૂર્ણ થાય છે. (૪) દેવયજ્ઞ—વિદ્યાપ્રાપ્ત કર્યાથી, શાસ્ત્રોનો અભ્યાસ કર્યાથી—સ્વાધ્યાયથી પરિપૂર્ણ થાય છે, અહિં દેવ શબ્દનો અર્થ છે 'સાત્વિક બુદ્ધિ' તેની તૃપ્તિ માટે થતો યજ્ઞ તે દેવયજ્ઞ (૫) બ્રહ્મયજ્ઞ—આ જ્ઞાનયજ્ઞ છે અને તે પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કર્યાથી પરિપૂર્ણ થાય છે. આ પંચ યજ્ઞોમાંથી શ્રી ગોવર્ધનરામ પિતૃયજ્ઞને બદલે 'મરયજ્ઞ' મૂકે છે. મનુષ્યયજ્ઞને તથા ભૂતયજ્ઞને દયાયજ્ઞ કહે છે અને પહેલા ત્રણેનો અર્થાત્ મરયજ્ઞ, મનુષ્યયજ્ઞ તથા ભૂતયજ્ઞનો 'લક્ષ્ય યજ્ઞમાં' અન્તર્ભાવ કરે છે. જ્યારે દેવયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ એ 'અલક્ષ્યયજ્ઞ' અર્થાત્ અલખની પ્રાપ્તિ માટે કરાતી સમર્પણની પ્રક્રિયાઓ છે એમ કહે છે. આ સઘળા પ્રકારના યજ્ઞોમાં સૂક્ષ્મ ભાવનાઓનું શુદ્ધીકરણ એ મુખ્ય હેતુ છે અને અશુદ્ધિઓને—સંકુચિત ભાવનાઓને—પરમાર્થ અથવા તપસ્યાના અગ્નિમાં હવન દે બાળવાની છે.

ઉપર વર્ણવેલા યજ્ઞના પ્રકારોનું પૃથક્કરણ કરીએ તો માનવ જીવનની દરેક ઝીણામાં ઝીણી ક્રિયામાં પણ આપણે યજ્ઞ કરી શકીએ. એ રીતે જોતાં લગ્ન પણ એક યજ્ઞ છે. તેમાં પતિ પત્નીને આમન્ત્ર

અતિથિ તરીકે નોતાવે છે જેમ માતાપિતા આકારક બની પુત્રી આમંત્રિત અતિથિ તરીકે બોલાવે છે તેમ આમાં પતિપત્ની જે પરસ્પરની પ્રગતિના સાધુઓ હોય, તો યત તપસ્યા અને પરમાર્થના અગ્નિમાં પોતાના અશુદ્ધિઓ ઇન્ધનરૂપે એકમીજા માટે હોમી બાળી નાખી ખાખ કરી વધારે ને વધારે શુદ્ધ બની લખરૂપ લગ્નક્રિયામાંથી અનખરૂપ પરમાત્મદર્શનને પામી પરસ્પરનો કોઈ અજબ રમણીય અદ્વૈતયોગ રચી જાય છ તેવા દંપતીના સમન્વિત જીવનમાંથી કોઈ અજબ માધુરીના વેણુનાદ નીકળે છે અને તેમના જીવનને તથા સમષ્ટિના જીવનને કોઈ રમ્યસુરમાંથી ભરી દઈ, અગાધ આનંદના પૂરમાં તરબોળ કરે છ આ પ્રકારના યજ્ઞની પૂર્ણાહુતિમાંથી તેઓ સર્વસ્વ સમર્પણ કરી દઈ કોઈ પણ રીતે દરિદ્ર ન બનતા સ્વાત્મભાવે સંપૂર્ણ સચરાચરવ્યાપક પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે આ છે આવા ઉચ્ચ પ્રકારના સૂક્ષ્મ આધ્યાત્મિક લગ્નની પૂર્ણાહુતિનો અજબ કિમિયો તેવા દંપતીની હાજરીથી વિશ્વ આનંદ–પુલકિત બને છે, દેવો સ્વર્ગમાં ઉત્સવ મનાવે છે અને પૃથ્વીના કુસુમ વર્ષાના આંસુ સારે છે એવા પ્રકારનું લગ્ન પૃથ્વી પર ઉતારવાના અભિલાષ હતા વિષ્ણુદાસ બાવાને વિહારપુરીજીને અને ચંદાવતી મૈયાને આશા છે કે અત્યારના લગ્નજીવનમાં પ્રયોગકાળને સમયે આપણા વિચારક વર્ગને આ નેત્રમીમાંસામાંથી ઘણુ વિચારવા જેવું મળી રહેશે

અધ્યાપક તખ્તસિંહ પરમાર

# "સરસ્વતીચંદ્ર" અને સંયુક્ત કુટુંબ

ગોવર્ધનરામે "સરસ્વતીચંદ્ર"માં જીવનની સર્વ બાજુઓની વિચારણા કરી છે. ગૃહ, સમાજ, રાજ્ય અને ધર્મ જીવનનાં આ ચાર પ્રધાનક્ષેત્રો પર પોતાના વિચારો રજૂ કરવાનો અથવા તો તે અંગે બીજી જે જે વિચારદૃષ્ટિઓ હોય તે રજૂ કરવાનો એમણે પ્રયત્ન કર્યો છે. આ લેખમાં સંયુક્ત કુટુંબ વિશેની એમની વિચારણા તપાસીએ.

પ્રણય, રાજ્ય, ધર્મ વગેરે વિષયો પર પ્રસંગો દ્વારા તેમ જ "સરસ્વતીચંદ્ર"ના ચોથા ભાગમાં ચર્ચા દ્વારા એમણે જે કર્યું છે તે એમની પોતાની વિચારણા તરીકે લેખાય છે. પણ સંયુક્ત કુટુંબ-પ્રથા વિશે એમનું મંતવ્ય શું હશે એ અંગે બે પ્રકારનાં મંતવ્યો પ્રવર્તે છે: (૧) "'સરસ્વતીચંદ્ર'નો બીજો ભાગ સંયુક્ત કુટુંબપ્રથાનું બચાવનામું છે." અને (૨) "સાંસારિક પ્રશ્નો સ્થિતિરક્ષક વલણ રાખીને આપણી રૂઢિઓના શુદ્ધ રૂપનો બનતો પક્ષવાદ કરવો એ જ પોતાનો પોતાના જમાનામાં મુખ્ય ધર્મ છે, એવી દૃઢ પ્રતીતિવાળા કર્તાએ પણ 'સરસ્વતીચંદ્ર'ના બીજા ભાગમાં સંયુક્ત હિંદુ કુટુંબસંસ્થાના દોષસ્થાનો ચીતરવામાં મણા રાખી નથી."

કરવી અને કોઈને ખોટું ન લાગે એમ બધાના સ્વભાવ સાચવવાએ કામ ગુણસુંદરીને માથે આવી પડ્યું. પોતાના સુખના ભોગે પ્રસન્ન મને એણે તે સ્વીકારી લીધું. એની વ્યવસ્થાશક્તિથી વિદ્યાચતુર પણ ચકિત થયો.

આ રીતે સૌની સેવા કરવા છતાં ને સૌને રાજી રાખવા છતાં ગુણસુંદરીની પ્રસૂતિનો સમય આવ્યો ત્યાં સુધી એને કામ કરવું પડે છે એ ચિત્ર વાસ્તવિક હોય તો પણ પ્રતીતિજનક નથી. હિંદુ સંસારમાં પ્રસૂતિ સમયે મોટે ભાગે તો સ્ત્રી પિયરમાં હોય છે, તેમ ન હોય તો પણ આવે પ્રસંગે ગમે તેવી દુશ્મનાવટ હોવા છતાં પણ પ્રસૂતિની સગવડ ઘરની અન્ય સ્ત્રીઓ સાચવે. સંયુક્ત કુટુંબના દૂષણો પૂરેપૂરા દર્શાવવામાં રજૂ કરવા જતાં કે અન્ય પાત્રોની તુલનામાં ગુણસુંદરીનું વ્યક્તિત્વ ઊંચું ઉઠાવવા જતાં લેખકે ધર્મલક્ષ્મી કુંપણા વગેરેને અન્યાય કર્યો છે. અને વિદ્યાચતુરને પણ પાંચ માસ સુધી પોતાની પત્નીની સ્થિતિ વિશે દુર્લક્ષ સેવતો દર્શાવ્યો છે, એ યોગ્ય લાગતું નથી.[3] આના ખુલાસો ગુણસુંદરીના પત્ર દ્વારા કે વિદ્યાચતુરના અલ્પ સમાચાર દ્વારા [illegible] થયેલો પ્રયત્ન પ્રતીતિકર નથી.

સૂતક વીત્યા પછી પણ ગુણસુંદરીને હાથે જ્ઞાનચતુર ચંડિકા, કુંપણા વગેરે પર ઉપકાર કરી સંયુક્ત કુટુંબના કેટલાક લાભો

---

3 સીમંત પ્રસંગે ગુણસુંદરી પિયર કેમ ન ગઈ તેનો ઉલ્લેખ નથી. આથી સીમંત પછીના પ્રસંગ અસ્વાભાવિક લાગે છે. એનું આલેખન અતિશયોક્તિભર્યું છે, વિદ્યાચતુર જેવાના કુટુંબમાં નણંદ સાસુ આ કોમળ પ્રસંગે આટલાં બધાં નિષ્ઠુર હોય એમ ચીતરવામાં સ્ત્રીસમાજ પર આક્ષેપ થાય છે. ગુણસુંદરીને આદર્શ સ્ત્રી આલેખવામાં બિચારી ધર્મલક્ષ્મીને પણ ક્રૂર અને બેદરકાર ચીતરવામાં આવી છે. ગુણસુંદરીનો ઉત્કર્ષ અને તેનું દુઃખ બતાવવામાં વિદ્યાચતુરને પણ [illegible] ચીતર્યો છે. આમ આ ચિત્રમાં અતિશયોક્તિ અને અનૌચિત્ય છે.—વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, વિવેચના પૃ. ૪૭

સંમતિ આપે છે એટલે જ એ જમાનો ઓળખનાર—માનચતુર પણ ગુણસુંદરીનું આ દુ:ખ જોઈ શકતો નથી ગુણસુંદરી અને વિદ્યાચતુરનું દામ્પત્યસુખ લૂંટાતું જોઈને, ગુણસુંદરીને ડોસી જેવી થતી જોઈને, એને દુ:ખ થાય છે જુઓ આ વાક્ય 'હવે એને સ્પષ્ટ લાગ્યું કે ગુણસુંદરીને આ જંજાળમાંથી છૂટી કર્યા વિના સંસારનું ખરું સુખ એ ભોગવી શકવાની નથી'[૬]

ગુણસુંદરીને સુખી કરવાનો નિશ્ચય કરી પછી એ માનચતુરને ભાઈથી જુદો કરાવે છે દુ:ખબાને એના પતિ સાહસરાય પાસે મોકલી આપે છે ને બાકી રહેલા 'ઢોરો'ને હાંકીને મનોહરપુરી લઈ જાય છે પુન ગુણસુંદરી અને વિદ્યાચતુર એકલાં જ રહે છે

આમ, માનચતુર તો માને છે કે સંયુક્ત કુટુંબમાં ખરું સુખ કોઈ વ્યક્તિ ભોગવી શકતી નથી અનુભવે પોતે તારવેલા અનુમાન પ્રમાણે વર્તન કરીને એ પોતાની પુત્રવધૂને સુખી કરવા જેટલો વ્યવહારુ પણ છે માનચતુરે આ પગલું ન ભર્યું હોત તો ગુણસુંદરી પોતાના આદર્શને જાળવી શકી હોત કે કેમ એ વિચાર કરવો અસ્થાને છે એક વર્ષમાં એ વામી ગયેલી, તો આગળ જતાં શું ન થાત?

---

૬ "સરસ્વતીચંદ્ર" ભાગ ૨ જો પૃ ૧૪૩ આ વાક્યની આગળનો ભાગ પણ જોવા જેવો છે "આટલી નાની વયમાં વૃદ્ધ હોય પેઠે તેને સદા જંજાળમાં જ રાખી ગરીબ લોકોને કૃતઘ્ન લાગું. "મેં જવાનીનું સુખ જોયું છે સૌને સુખ ભોગવવાનું મન નો થાય, પણ એ ભોગ મનની છે તે મન [illegible] નહિ, એને મારી વેળા [illegible] મનોહરી [illegible] ગઈ, વાડી આણી તે દુ:ખબાએ પડાવી, પલંગ આણ્યા તે ચંદ્રિકાના રંગમહેલમાં ગયા—કંકુશાને આગળ મોટા છોકરા થયા તો શું પલંગ જોઈએ! —અને એ સારું કાચની હાંડીઓ આણી ત્યાં [illegible] રોસની દેરમંદિરમાં લઈ ગઈ! બધાને બધું જોઈએ—ગુણસુંદરી ઘરડી છે અને એને કાંઈ જોઈએ નહિ—એને કશાનું મન જ ન થાય'

સરસ્વતીચંદ્રને શોધવા નીકળેલા ચંદ્રકાન્તને પણ માનચતુર હીફ સંભળાવે છે એ ગુણસુંદરીનાં વખાણ તો કરે જ છે, પણ એ વખાણ ગુણસુંદરીનાં જ છે, સંયુક્ત કુટુંબ–સંસ્થાના નહિ! સરસ્વતીચંદ્રને ન્યાય આપવાનો પ્રયત્ન કર્યો પછી પણ એ કહે છે : "સરસ્વતીચંદ્રને રોગ પારખનાં આવડ્યો પણ ઔષધ આવડ્યું નહિ એમાં તો તમે પણ ના નહિ કહો એમણે કુટુંબ છોડી વનવાસ લીધો એટલી બુદ્ધિ ખોટી લક્ષ્મીનંદનથી જુદા રહેવામાં કંઈ બાધ ન હતો ખરું પૂછો તો મને સાહેબલોકનો ચાલ ઘણો ડાહ્યો લાગે છે કે પરણે ત્યારે કે જુદા રહેવાની તાકાત આવે ત્યારે જ, અને પરણે એટલે જુદા જ રહેવું "[૭]

માનચતુર પાસે આ વાક્યો બોલાવ્યા પછી સંયુક્ત કુટુંબના ગેરલાભ પણ માનચતુર દ્વારા જ વ્યક્ત કરાવવાની ઇચ્છાથી લેખક એની પાસે બોલાવરાવે છે 'આપણો ચાલ પણ ખોટો નથી, પણ ક્યાં સુધી કે બધાની આંખમાં અમીદૃષ્ટિ હોય ને બધામાં સંપ હોય ત્યાં સુધી સાહેબલોકને હતો ને હતીનું સુખ—પણ આપણા કુટુંબનું સુખ તેઓ સમજતા નથી આ મારી આસપાસ આ બધો વિસ્તાર ભરાઈ બેઠો છે ને જે આનંદની રેલ આપણને ચાલે છે, ને હું જાણું છું કે મારી ગુણસુંદરી ને ગુણસુંદરી જાણે છે કે માન વડીને, એ સુખનું સાહેબલોકને સ્વપ્ન પણ નહિ હો! સાહેબલોકમાં

૯. 'સરસ્વતીચંદ્ર' ભાગ ૨ જો, પૃષ્ઠ ૧૫૫ કેખ્યે પોતાના કૉલેજ જીવન દરમિયાન 'The State of Hindu Society in the Bombay Presidency' એ વિષય પર નિબંધ લખેલો, તેમાં તેમણે કહેલું કે 'પરણ્યા પછી તમારે તમારાં માતપિતાથી અલબત્ત જુદા રહેવું, નહિ તો તમે નમે તેવું કરશે તો ય ઘરની બે ધણિયાણીઓ (માતા અને વહુ) વચ્ચેની હરીફાઈ આખુંજગત અને ઉદ્ધત પરોણાની પેઠે તમારા ઘરમાં ઘૂસી આવશે.' —કાન્તિલાલ પંડ્યાકૃત 'ગોવર્ધનરામ' પૃ. ૪૬ (જોડણી 'જોડણીકોશ' અનુસાર રાખી છે)

દીકરાને યોગ સાસુ ને સાળી પોસાય અને ઘરડા માબાપ એકલા પગ ઘસે! આપણા કુટુંબમા તો કટો કે માગે ને આ મારી અનાથ સુન્દરગૌરી એનો વગર ઉનગ યે વીમો ઉન ગયો છે "૮ પણ આમ કહેતી વખતે એને પૂરેપૂરુ ભાન છે કે આ સ્થિતિ ઘેર ઘેર ન હોય ' પણ આ વખત આવતા સુધી ટકી રહે એવા ગુણસુંદરી મારા જ ઘરમા છે બીજે કોઈ ઠેકાણે નથી ગણી ( અને પગ ઘસતા દીકરાઓ ની કમાઈ ઉપર દબાણ મૂકવુ ડાહી અને મહેનતુ વહુઓને મજૂરી કરાવી કચડી તેમને જુવાનીનુ સુખ અને જુવાનીનો ઉમગ જોવા વારો જ ન આવે તેમ એમની પાસે રહી એમને કેદ નાખવા—એનાથી વધારે નિર્ધ્યતા કઈ હશે? માબાપ અને સાસુસસરાઓનો ધર્મ છે કે આવા બાળકની દાઝ પોતાની પેઠે જાણવી અને ન ઓને તેને એવડા માન ન માનવો મ તો કેટલાક સિદ્ધાન્ત જ કરી મૂકતા છે તેમા એક તો એ કે એ જ નિ ગેક ઘરમા રહેવા ન દેવા અને બીજુ—આ પુરુષ કે આ સ્ત્રી— સૌને છૂટા રહેવા દેવા અને મારે જાતે કેવુ રહેવુ કે સૂર્ય પોતે પૃથ્વીથી દૂર રહી આપણને પ્રભાત અને તાપ બે વાના આપે છે ઓ તે ના ઢાંકેલા છાપરા તળે અને ખૂણેખાચરે શુ થાય છે તે જોતો નથી અને તેની ચિતા કરતો નથી તેમ મારે પણ કુટુંબમા એ સૂર્યની પેઠે રહેવુ ૯

---

૮ સરસ્વતીચદ્ર ભાગ ૨ જો પૃ ૧૫૫

૯ પૃ ૧૫૬ ૫૭ આ સદર્ભમા ૧૮ જૂન ૧૮૯૨ની એમની નોધ જોવા જેવી છે ' If, after my death wife and mother are made to live sepertely, there may be less friction and more serviceability to each other as each would trust the other as a guest and friend, and not as a rival,– –Scrap Books પુસ્તક ૧ લુ પૃ ૩૦૧

માનચતુર પાસે આ જાતનું પગલું ભરાવી, એની પાસે માતાપિતાની ફરજો દર્શાવી, ગુણસુંદરી તો ક્યાંક જ હોય એમ જણાવી લેખક શું સૂચવવા માગે છે એ કહી બતાવવાની જરૂર નથી.

બીજા ભાગમાં સંયુક્ત કુટુંબપ્રથા વિશેના પોતાના વિચારો લેખકે પાત્રો દ્વારા, એમનાં વર્તન અને વાણી દ્વારા રજૂ કર્યાં છે. તો ચોથા ભાગમાં પત્રો દ્વારા આ જ વિષયની બન્ને બાજુઓ લેખક આપણી પાસે રજૂ કરે છે, સુંદરગિરિ પરના આશ્રમમાં સરસ્વતીચંદ્રને ચંદ્રકાન્તના પત્રોનું પોટલું મળે છે. એમાં ચંદ્રકાન્ત પર આવેલા સંસારીલાલ, તરંગશંકર, ગંગા, ચન્દ્રકાન્તના મોટા ભાઈ વગેરેના પત્રો અને ચંદ્રકાન્તે આપેલા તેમના ઉત્તરોનું ટાંચણ પણ છે. આમ, સંયુક્ત કુટુંબના પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ રજૂ થયા છે. ચોથા ભાગનું "સરસ્વતીચંદ્રની અશ્રુધારા" નામે ૭ું પ્રકરણ આ દૃષ્ટિએ અભ્યાસયોગ્ય છે.

વિદ્યાચતુર તો ચંદ્રકાન્તના પ્રમાણમાં સુખી હતો. એ વાત ભલે ન કરી શક્યો હોય, પણ હતો તો એક જ મકાનમાં. ત્યારે ચંદ્રકાન્તની આર્થિક સ્થિતિ યે બહુ સારી નહિ અને નીકળ્યો હતો મિત્રને શોધવા. પાછળ એની થોડુંઘણું વાંચી–લખી શકે એટલું ભણેલી પત્ની ગંગાને એની મા, મોટા ભાઈ વગેરે પજવે છે. એની પુત્રી કીકીને કોઈ વૃદ્ધ જોડે પરણાવવા તૈયાર થાય છે. પણ ગંગા જબરી છે એટલે કોઈને ફાવવા દેતી નથી. પરંતુ પોતાનું આ દુઃખ તે ચંદ્રકાન્ત પરના પત્રમાં વ્યક્ત કરે છે. આ પ્રસંગોના સંદર્ભમાં સંસારીલાલ તો જુદું જ સમજાવે છે; તો તરંગશંકર પત્નીનો પક્ષ લેવા સમજાવે છે. પરંતુ ચંદ્રકાન્ત આદર્શવાદી છે. સંરક્ષણાત્મક હિંદુ ગૃહસંસાર તેને વિશેષ આકર્ષે છે. 'માબાપને બહાર કાઢી સ્ત્રીને સંઘરે એવો સાહેબલોકનો રિવાજ' તે પાળતો નથી. [૧૦]

૧૦. "સરસ્વતીચંદ્ર" ભાગ ૪. પૃ. ૧૨૧. શતાબ્દી આવૃત્તિ.

એટલે "પક્ષપાત"ની નહિ પણ "પક્ષોત્પાત"ની નીતિની તે હિમાયત કરે છે ૧૧

હિંદુ સંયુક્ત કુટુંબના દૂષણોનો પૂરેપૂરો ખ્યાલ "ગુર્જર વાર્તિક"ના તંત્રી ઉદ્ધતલાલના પત્રમાંથી મળે છે એ લંબા પત્રના કેટલાક અગત્યના મુદ્દાઓ જોઈએ સરસ્વતીચંદ્રે કુમુદનો અને ઘરનો ત્યાગ કર્યો તેનું કારણ પણ ઉદ્ધતલાલ આપણી કુટુંબપ્રથાને ગણે છે "પણ આ તમારો કુટુંબકલેશી ગૃહસંસાર, જેને તમે મિથ્યાભિમાનથી આર્યસંસારનું નામ આપો છો તેનું સત્યાનાશ જજો! તમારી એ જ દુષ્ટ અવ્યવસ્થા અને મૂર્ખતાના ભંડાર જેવી ગૃહવ્યવસ્થાએ આપણા હાથમાં આવેલું રત્ન સમુદ્રમાં નાખી દીધું છે"૧૨

"I hope at least now you will admit that our joint family system is the worst plague that destroys our countrymen all throughout the land

---

૧૧ એના મોટા ભાઈને તે લખે છે. "મારું માગણી હું તમને નડવાનો નથી અને તમારું સાબળી બીજા કોઈને નડવાનો નથી" પૃ ૧૩૧. તારાધારને તે લખે છે, "કવિરાજ! અંગ્રેજી રીતને અનુવર્તી આપણે ગૃહિણીઓ ઉપર પક્ષપાત કરવાનો કાળ આવવાની વાર છે જ્યાં સુધી આ માથી આપણે માતાપિતાદિક મંડળને કાઢી મૂકવા ઠરાવ કર્યો નથી ત્યાં સુધી પક્ષપાતના કરતાં પક્ષોત્પાત વધારે ઉચિત છે તે એવી રીતે કે બે-પક્ષ બે-પાંખો ઊંચી કરવી એક પાંખ ઉપર માતાપિતાદિ ભારને વહેવો અને બીજી ઉપર સ્ત્રી પુત્રાદિને લેવા, એ બેનું પરસ્પર સંઘટ્ટન થાય નહિ માટે એ બેના મધ્ય ભાગમાં આપણો શરીરપિણ્ડ રાખવો અને પછી બે પાંખો વડે ઊડવું એને હું પક્ષોત્પાત ગણું છું"—સરસ્વતીચંદ્ર ભાગ ૪ થા પૃ ૧૩૬

૧૨. "સરસ્વતીચંદ્ર" ભાગ ચોથો—પૃ ૧૪૫

and eats up all that is fair and faithful in the world of our hopes." ૧૩

ઉદ્ધતલાલ કુટુંબની વ્યાખ્યા આપી વર્ણવે છે : "પુરુષ, સ્ત્રી અને અવિવાહિત બાળકો એટલાં મળીને એક કુટુંબ ગણવું એ પ્રકૃત છે. એવાં અનેક કુટુંબોના શંભુમેળાને એક ગણી એ મૂર્ખાઈ અને દુષ્ટતાના ખીચડાને એક ઘરમાં ભરી ખદબદવા દેવો અને એ સમાજને એક કુટુંબનું નામ આપી તેના ઉપર કુટુંબવત્સલ થવાનો શોક રાખવો એ ચંદ્રકાન્તને ગમતું હશે. પણ મને તો એમાં પ્રકૃત શુદ્ધાચાર નહિ પણ કેવળ વિકૃતિવાળો ભ્રષ્ટાચાર જ લાગે છે. અને પરાપૂર્વથી ચાલતો આવે છે માટે એ નભાવવો એવું તો તમે પણ નહિ કહો."૧૪

આ સિદ્ધ કરી આપે છે કે સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને વ્યવહારશાસ્ત્ર પ્રમાણે સંયુક્ત કુટુંબપ્રથા હાનિકર છે. આના સમર્થનમાં એ મિલની નવલમાંથી દૃષ્ટાંત પણ આપે છે. એ કહે છે:

"My dear Chandrakant! our joint family system has but a blasting influence on the growth of our individuals, on our economic and moral condition and even on our national and political growth. It has kept our beings stunted in intelligence and action. It has turned our best sentiments into cruel mockeries and machines for grinding down the nervous system of our young

૧૩. "સરસ્વતીચંદ્ર" ભાગ ચોથો પૃ. ૧૮૬. આ અંગ્રેજી વાક્યો પછીનો આખો પેરેગ્રાફ જોવા જેવો છે.

૧૪. 'સરસ્વતીચંદ્ર' ભાગ ૪થો. પૃ. ૧૮૮

men and women in all ranks of life. Our idea that the world is misery, is special to India, being born of our special national engine for destroying all warmth of youth, and lo! we are all only old men or children in India in spite of our ages! [15]

આમ એના ૬૧ પૃષ્ઠના લાંબા પત્રમાં સંયુક્ત કુટુંબપ્રથા સામે ઘડાયેલ તહોમતનામાનો ઉત્તર ચંદ્રકાન્ત સહેજે આપી શકતો નથી એ દલીલોમાં રહેલું સત્ય એને સ્વીકારવું પડે છે [16] છતાં જો તેનો બચાવ કરે છે આપણે વીતો ઉતરાતો પડે છે, છતાં હિંદુ ગૃહસંસારમાં વગર નીમો ઉગાળ્યે વીમો જ છે [17] અનાથો, વિધવા વગેરેનું પોષણ સંયુક્ત કુટુંબ ન હોય તો કેમ થાય? સ્ત્રીઓની આબરૂ કેમ સચવાય? પોતાનો સ્વાર્થ ન જોતાં બીજાનો સ્વાર્થ જોવો એ તો સમાજવાદી વિચારસરણી છે [18] પણ એ પોતાનાં વિધાનો સત્ય છે એમ કહેવાની હિંમત એ કરતો નથી એ તો માત્ર તર્ક જ કરે છે, ગૌરવ દલીલોની સચોટતા એમાં આવી શકતી નથી એ કહે છે 'અંગ્રેજી સ્વતંત્રતાના ડાળમાળથી જવાનિયાવાળું

૧૫ "સરસ્વતીચંદ્ર" ભાગ ૪ થો પૃ ૧૧૩-૫૩

૧૬. "આપણી દુર્વ્યવસ્થાનું તમે પ્રત્યક્ષ કરો છો તે અસત્ય નથી. પણ એ ચિત્ર અપૂર્ણ છે. સુધારાના દૃષ્ટિ પ્રવાહો ગૂઢ આગળ આવે છે તેનું કારણ તમે આ કૌટુંબિક દુર્વ્યવસ્થાને ગણો છો તે પણ વાચ્ય છે."—"સરસ્વતીચંદ્ર" ભાગ ૪ થો પૃ. ૧૫૦

૧૭ "સરસ્વતીચંદ્ર" ભાગ ૪ થો પૃ ૧૬૦

૧૮. " " " પૃ ૧૬૩-૬૪

એક જાતના રાગ કાઢે છે અને વડીલો હજી જુના રાગ જ કાઢે છે કાળક્રમે જૂના રાગ કાઢનારા ભુલાશે અને નવાઓ વ.. થશે તે પોતાનો જાતઅનુભવ અભાગી પોતાના બાળકોથી જુદા રાગ નહિ કાઢે એવો પ્રસંગ આવે ત્યા સુધીના સાપ્રત કાળમા થતા કુટુબ-ભેદ અને શાતિભંગ પણ અનિવાર્ય છે તો અનિત્ય પણ છે "૧૯ એ આના ગણે ) કે "Perhaps nay probably, we shall agree with our sons in that new generations than our elder do with us in this That s my hope built upon the fact that unlike our elders we have hrd the same education thrt our sons are receiving now "૨૦

ગુણસુંદરીને સહન કરવી પડતી વિટબણાઓ, માનચતુરના સ્પષ્ટ વિચારો અને તદનુસાર વર્તન અને ઉદ્ધતનાનના પત્રમા વ્યક્ત થતી ઉદ્ધતતા જોતા લેખકના અગત મત શો ના હોઈ શકે તેની આપણે કલ્પના કરી નાખીએ એમણે પોતે જીવનમા આ કકાસનો અનુભવ કર્યો છે " Scrap Books "મા સ્થળે સ્થળે કુટુબક્લેશથી થતો પરિતાપ એમણે નોધ્યો છે ભવિષ્યે કુટુબ-સ્થા નથી કરવી એવો નિર્ણય કર્યો હોવા છતા ગે કથા એમણે કરી છે ૨૧ સ્થળે સ્થળે સયુક્ત કુટુબપ્રથા વિરુદ્ધ ઉદ્ગારો એમણે કાઢ્યા છે

૧૯ "સરસ્વતીચદ્ર" ભાગ ૪થો પૃ ૧૬૨

૨૦ " " " પૃ ૧૬૪-૬૫

૨૧ ' સયુક્ત કુટુબના કલેશો ગોવર્ધનરામે અને તેમના પત્નીએ અનુભવ્યા છે, અને એના સૌન્દર્ય ને સારપ જોવાનો કવામય આયાસ કરવા છતા એમની વેદના શમી નહોતી એમ એમની નિત્ય-નોધમાથી સમજાય છે." —' ગોવર્ધનરામ ચિન્તક ને સર્જક —વિષ્ણુપ્રસાદ ત્રિવેદી પૃ ૧૦૧-૧૦૨

"The question is—whether in a joint Hindu family, the drones must not stand in the same class, and though of course not killed, should they not be pushed off, like some beggers!"[૨૨]

"My lesson from all this, as a student of Sociology, is a confirmation of my views against a joint family system by one more illustration of present experience."[૨૩]

". . The Bombay Gazette leader, a day or two back, was perfectly right in appreciating the nervous strain placed on students by Joint Family complications, as one of the fruitful causes of our bad healths and early deaths."[૨૪]

એ જ દિવસની નોંધ ગોવર્ધનરામ નીચેના વાક્યોથી પૂરી કરે છે

"—Our old systems were 'Protective', but that protection is now neither needed nor possible, and conservative spirit on the point must now mean only cone and caution and patience in the application of the remedy, viz people must in fact become Progressive instead of Protective, and if 'progressive' is a misnomer,

૨૨ પુસ્તક ૧લુ પૃ ૧૨૩ તા ૪-૬-૧૮૯૨ની નોંધ
૨૩ „ „ પૃ ૧૮૬ તા ૧૬ ૭ ૧૮૯૩ની નોંધ.
૨૪ „ , પૃ. ૨૩૩ તા. ૮ ૧-૧૮૯૪ની નોંધ

at least they must change their system and take what doctors would call alternatives."

"Joint Family System and early marriages must go to the wall, and man must be manly and woman must be herself–not the girl –daughter–in–law of the Joint Family, mother–in–law at 25, nor the wife at 12, nor the powerless and clashing fraction of an exclusive unit of worms, but a self–subsisting unit of Society by herself. Bring that day for the country if you can "[૨૫]

"મુંબઈ જમાનામાં હિંદુઓની સ્થિતિ" એ નિબંધ "સરસ્વતીચંદ્ર" ભાગ ૨ જામાં નિરૂપેલ સંસારચિત્ર, ઉદ્ધતલાલનો સંયુક્ત કુટુંબ વિશેનો બળાપો અને "Scrap Books"ના આ ઉલ્લેખો લેખકનું વલણ કઈ તરફ છે એ સ્પષ્ટ કરી આપે છે. ઉપર ઉતારેલ વાક્યોમાં જે વિચારો રજૂ થયા છે તે જ વિચારો ઉદ્ધતલાલના પત્રમાં વિસ્તાર પામ્યા છે તે સહેજે જોઈ શકાશે. "Scrap Books"માં આ નોંધ થયા પછી જ ચોથો ભાગ લખાયો છે.

પરંતુ લેખકને 'પક્ષવાદ' કરવો નથી, પક્ષોત્પાત કરવો છે. સંયુક્ત કુટુંબનો ત્રાસ અનુભવતા છતાં ને એ વિશે વારંવાર બળાપો કાઢતા છતાં તેમણે તથા [illegible]એ ત્યાગપરાયણવૃત્તિથી મુશ્કેલીઓ સહન કરી છે તેમણે પોતાના "Practical asceticism in my senc of the word" નામે નિબંધમાં કહ્યું છે કે "The great Bacon has said it is a poor centre of man's action himself, and this is true But I go

૨૫ પુસ્તક ૧ લું, પૃ. ૨૩૮ (કાળાં બીબાં મેં કરાવ્યાં છે.)

"some steps beyond him I say it is a poisionous centre, man's action himself"

પોતાનુ આ વિધાન પોતાના કાર્ય દ્વારા એમણે મૂર્તિમત કર્યું જ છે ગુણસુદરીના વ્યક્તિત્વનુ આયોજન એ જ દૃષ્ટિએ થયુ છે ગુણસુદરી જેવી વ્યક્તિઓ અને વિરલ સઘર્ષ દૂર થવાની જે સભાવના ચન્દ્રકાન્તે વ્યક્ત કરી છે તે ફળીભૂત થઈ નથી, એ આપણે જાણીએ છીએ

ગુણસુદરીને જે ભોગવવુ પડે છે, પ્રસૂતા અવસ્થામા પણ એની સામે કોઈ જોનાર નથી, વિદ્યાચતુર ભૂખ્યો તરસ્યો રહે છે, એના ખાટલામા માકડની હાર ચઢી જાય છે, બીજા બૈરાઓ મહેણા મારે છે—આ ચિત્ર પ્રત્યક્ષ કરતા તો એમ જ થાય છે કે "આવુ સયુક્ત કુટુબ અમારે ન ખપે" સહૃદય વાચકને એમ પણ થવા સભવ છે કે "ગાનચતુર, દુખમા વગેરેને ગચ્છ દાખરા ગુણસુદરી જેવી રસિક સ્ત્રીને પતિવિયોગ શા માટે ભોગવવો પડે? પોતાની વિકસતી જતી શક્તિઓ એણે શા માટે રૂધવી જોઈએ?" આ જાતની વૃત્તિ પ્રાધ્યાપક અનતરાય રાવળ ગુણસુદરીને પત્ર લખી દર્શાવે છે[૨૬] ગગાનુ દુખ જાણી સરસ્વતીચદ્રનુ હૃદય ચીરાઈ જાય છે[૨૭] કદાચ, ગુણસુદરીનુ દુખ સાભળીને[૨૮] એનો

૨૬ 'પણ મને અને મારા જેવા અનેકોને એવી ચીડ ચડે છે એવી કુટુબવ્યવસ્થા પર કે અમારા હાથમા સત્તા હોય તો કાનૂનના એક પસરકાથી આખા દેશમાથી એ નાબૂદ કરી નાખીએ — સાહિત્યવિહાર," પહેલી આવૃત્તિ પૃ ૭

૨૭ "ગગાભાભી' શુ તમે એમ કહો છો કે ઘેર ઘેર આર્ય સ્ત્રીઓની દશા તમારા જેવી જ છે? જો એમ હોય તો તેથી મારુ દુખ શાત થવાને બદલે સહસ્રધા પ્રદીપ્ત થાય છે શુ આ દુખ ઘેર ઘેર છે?'—"સરસ્વતીચદ્ર" ભાગ ૪ થો પૃ ૧૨૪

૨૮ આવી વિપત્તિ માત્ર ગુણસુદરી કે ગગાને જ નથી અનુભવવાની,

ત્યાગપ્રધાન સ્વભાવ આવી ઉદાત્ત ત્યાગ વૃત્તિને જોઈ આનંદ પામ્યો હોત, પણ એની પાછળ રહેલી સામાજિક વૃત્તિએ એને જરૂર આઘાત પહોંચાડ્યો હોત

લેખકને પરિચય (consumption)ની, જાને વસાવાની ફિલસૂફી પસંદ છે એ ન્યાયે તેમજ સ્થિતિચુસ્ત મનોવૃત્તિએ–સામાજિક મનોવૃત્તિએ અંતરથી તે સંયુક્ત કુટુંબની દીવાલોને તોડી પાડવા એ તૈયાર થયા છે તે ઉલ્લેખ આપણે જોતો જ છે—ગુણસુંદરી અને ચંદ્રકાન્ત દ્વારા તેનો બચાવ કરાવ્યો છે જીવનમાં 'વિસંવાદ'ને બદલે 'સંવાદ' સ્થાપવાના આગ્રહી ગોવર્ધનરામ, ત્રિવિધ સંસ્કૃતિના સંઘર્ષ સમયે હિંદ માટે યો માર્ગ આવશ્યક છે તેનું માર્ગદર્શન કરાવનાર ગોવર્ધનરામ, આવો બચાવ યોજે એ સમજી શકાય તેમ છે નાગર ગોવર્ધનરામને ઊંડે ઊંડે આશા હતી કે ઘણું દૂર થશે એ આશા હોવી છતાં સંયુક્ત કુટુંબના દૂષણોને તેમની કલમે ઘેરા રંગે આલેખ્યા છે એનો વાચક, જો પોતાના જીવનમાં આવો ક્લેશ પ્રવર્તતો હોય તો, માનચતુર કે ઉદ્ધતનાથની સલાહ મુજબ જરૂર વર્તન કરવાનો એને આપણે નિષ્કર્ષ ગણીએ તો ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'માં વિભક્ત કુટુંબનો પુરસ્કાર કર્યો છે એવો ખ્યાલ ઊભો થાય પણ એમનો આદર્શ છે વ્યક્તિસ્વાતંત્ર્યમાંથી મળતું સુખ અને સંયુક્ત કુટુંબની સંરક્ષણવૃત્તિના સમન્વયવાળું કુટુંબજીવન–

---

પણ એ સાર્વત્રિક છે એના ખ્યાલ તરગરાકરના પત્રમાં પણ મળે છે: "હું એક કાળે જાણતો હતો કે આ દશા માત્ર એકલાની જ હશે અનુભવ વધતાં ઘેર ઘેર એ જ દશા દીઠી.'—"સરસ્વતીચંદ્ર' ભાગ ૪થો પૃ ૧૩૨–૨

ઉપેન્દ્ર પંડ્યા

# "સરસ્વતીચંદ્ર"માં અવતરણો

"A liltle learning is a dangerous thing:
Drink deep or taste not the Pierian spring."

*

"નેત્રમુદ્રા"ની એક પંક્તિનો છે'નો શબ્દ બદલીને "સરસ્વતીચંદ્ર" માટે પ્રયોજતાં, કદાચ કહી શકાય "જોજનભર જોજન ચૂંધ્યો સુગંધજાળનો પટ" કેવો! "સરસ્વતીચંદ્ર"માં આવતાં અવતરણો આમ તો, પ્રમાણમાં કદાચ એનો નાનકડો અંશ ગણાય. પણ "સરસ્વતીચંદ્ર"માં એની એટલી બધી ને અસાધારણ વિપુલતા છે કે આ અવતરણો પણ એનું લક્ષણ બની રહે છે. નળસરોવરમાં ઋતુએ ઋતુએ જેમ ભાતભાતનાં પંખીઓ આવે છે, તેમ 'સરસ્વતીચંદ્ર'માં કેટલાય લેખકોની કેટલીયે કૃતિઓમાંથી અવતરણોનો જાણે રમણીય પંખીમેળો જામેલો દેખાય છે! કાવ્યો, કાવ્યખંડો, શ્લોકમાળા, શ્લોક કે શ્લોકાર્ધ, પંક્તિઓ કે પંક્તિખંડો, તેમ જ નાનામોટા ગદ્યખંડો મળીને—ગુજરાતી, સંસ્કૃત, હિન્દી ને અંગ્રેજી એ ચાર ભાષાના—એકંદરે સાતસો-સવાસાતસો જેટલાં અવતરણો "સરસ્વતીચંદ્ર'માં આવે છે પહેલા ભાગમાં ૯૬, બીજા ભાગમાં ૨૭, ત્રીજા ભાગમાં ૧૨૭ ને ચોથા ભાગમાં ૪૭૫ જેટલાં અવતરણ

આવે છે. આ ગણતરી અલબત્ત શિથિલ છે, પણ થોડી છૂટછાટ મૂકતાયે, પોણા અઢારસો પાનાંમા દેખાતાં અવતરણોની આ સંખ્યા ગંજાવર ગણાય તેવી છે. ગોવર્ધનરામે "સરસ્વતીચંદ્ર"માં અવતરણોની જે લીલામુદ્રિત સૃષ્ટિ ઊભી કરી છે તે કોઈ પણ અભ્યાસીનુ ધ્યાન ખેંચ્યા વિના ભાગ્યે જ રહે

આ અવતરણોનુ પ્રેરક કારણ શુ હશે? ગોવર્ધનરામની પર્યેષકદૃષ્ટિપૂર્ણ વિદ્વત્તા તો ખરી જ. પણ એ વિદ્વત્તાનો અહીં વિનિયોગ કરવામાં એમની દૃષ્ટિ કોલરિજને કંઈક મળતી જણાય છે. કોલરિજ કહે છે "Why are not more gems from the great authors scattered over the country? Great books are not in everybody's reach, and though it is better to know them thoroughly than to know here and there, yet it is a good work to give a little to those who have neither time nor means to get more. Let every bookworm, when in any fragrant, scarce old tome, he discovers a sentence, a story, an illustration, that does his heart good, hasten to give it" જે જમાનામા લોકો પોતે વાચના હતા તે કરતા તો વિશેષ તેમને વાંચતા કરવાના હતા,[1] ત્યાં આ પ્રકારનો રત્નરાશિ જ્યાં તક મળી ત્યા છૂટે હાથે વેરતા જવાની, પીરસતા જવાની વૃત્તિ ગોવર્ધનરામ જેવા સાક્ષરજનમા હોય એમાં શુ અસ્વાભાવિક છે? એટલા જ માટે જ્હોનસન કહે છે "Classical quotation is the parole of literary men all over the world" પણ ઇમર્સન કહે છે તેમ એટલુ જ સાચુ છે.

1. " People who must be made, and not simply left to read." "સરસ્વતીચંદ્ર" ભા. ૧ની અંગ્રેજી પ્રસ્તાવના

"By necessity, by proclivity and by delight, we all quote." ગોવર્ધનરામે આ અવતરણો સાક્ષરજનની સ્વાભાવિક વૃત્તિથી આપ્યાં છે તે ખરું; પરંતુ પોતે જે ઉત્તમ વાંચીને આત્મસાત્ કર્યું છે, ફરી ફરી માણ્યું છે તેનો આનંદ વહેંચીને વધારવાની વૃત્તિ પણ હશે જ.

ઋગ્વેદના શબ્દોમાં જાણે ગોવર્ધનરામ પણ કહેતા ન હોય— **આ નો ભદ્રાઃ ક્રતવો યન્તુ વિશ્વતઃ।** ચારે બાજુથી ઉન્નત ભાવો વિચારો આપણી પ્રતિ આવ્યાં કરો! આવા ઉન્નત ભાવ—વિચારોથી ભરેલા રમણીય ખંડો પોતાના સર્જનમાં ગૂંથી લેવાની વૃત્તિ ગોવર્ધનરામને થાય જ; એમના સમયમાં, અંગ્રેજોના શાસનકાળમાં તો વિશેષ. કેમકે જે પ્રજા પોતાના ગંજાવર અક્ષરવારસાને પૂછે નહિ ને વીસરી જાય તેનું જીવનસત્ત્વ ટકે શી રીતે? "અધ્યાત્મજીવન"ના ઉપોદ્ઘાતમાં ગોવર્ધનરામ જેને "અમૃતભોજન" કહે છે તેનો ભર્યો ભંડાર એમણે "સરસ્વતીચંદ્ર"માં ખુલ્લો મૂક્યો છે. એમનાં એ વચનો આ પ્રમાણે છે – "વિદ્વાનોને ઉપદેશ કરવો એ તો શ્રુતિનું કામ છે; તે મહાકાર્ય ઉપાડવાની આ લેખકની યોગ્યતા નથી. પરંતુ પૂજનીય અતિથિને યજમાનની ભોજનશાળાનો માર્ગ દેખાડવો, એટલો અધિકાર તો યજમાનના ક્ષુદ્ર સેવકને પણ હોય છે. તેવો જ પોતાનો અધિકાર જાણી આપણાં પવિત્ર પુસ્તકોએ સંગ્રહેલાં અમૃતભોજનનો માર્ગ આ લેખક પોતાના વિદ્વાન વાચકરૂપ અતિથિને દર્શાવવાનો ઉપક્રમ કરે છે. અને ભોજનના ભંડાર ભરનાર યજમાનો તો શ્રુતિના દ્રષ્ટાઓ છે."[૨]

---

૨. જુઓ "પ્રપન્નામૃતાબ્ધિ"કાર મેરુતુંગાચાર્યની ઉક્તિ:

दुष्प्राप्येषु बहुश्रुतेषु गुणवद्वृद्धेषु च प्रायशः
शिष्याणां मतिमाभियोगविगमादुःखैः श्रुते सीदति।
प्राज्ञानामथ भाविनामुपकृतिं कर्तुं परामिच्छता
ग्रन्थः सत्पुरुषप्रबन्धवचनाद्यत्के सुधासन्नवत् ॥

"શ્રુતિના દ્રષ્ટા" જેવું—માત્ર ફૂલો વીણી ગજરો ગૂંથનાર માળીનું કે સામાન્ય સંચયકારનું નહિ—મહાન કર્તવ્ય ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર"માં બજાવ્યું છે, તે લક્ષ્યાલક્ષ્યની ચર્ચા, કુટુંબમીમાંસા, પ્રીતિમીમાંસા કે પંચમહાયજ્ઞની ભાવના પરથી, "સરસ્વતીચંદ્ર માં દેખાતા ગંભીર વિચારણાદિ પરથી, સહેજે પ્રતીત થશે

અનંતર, 'સરસ્વતીચંદ્ર માં કેટલેક સ્થળે અવતરણો આધારરૂપ પણ છે ત્યાં પ્રમાણો પૂરાં પાડવાનું ગોવર્ધનરામનું વલણ કે શાસ્ત્રપ્રેમી માનસ પણ અનુભૂત હોય "સદ્દગતજીવન", "લીલાવતી-જીવનકલા," "અધ્યાત્મજીવન' વગેરે કૃતિઓમાં પણ ગોવર્ધનરામનું આ વલણ વત્તુંઓછું ક્યાં નથી દેખાતું ?

ગોવર્ધનરામના યુગમાં, ગુજરાતમાં તેમ જ અન્ય પ્રાન્તોમાં કે અંગ્રેજી જેવી ભાષામાં ઓગણીસમી સદીમાં અવતરણો આપવાનું એક સાર્વત્રિક લક્ષણ પણ હતું એમ લાગે બર્ક, હાર્ડી વોલ્ટર સ્કૉટ, બેકન, વગેરેના લખાણમાં પણ આ લક્ષણ ન્યૂનાધિક અંશે દેખાશે. નરસિંહરાવ, રમણભાઈ મણિલાલ દ્વિવેદી આનંદશંકર બ ઠાકોર વગેરે લેખકોમાં અવતરણો કે અવતરણોનો નિષ્કર્ષ આપવાની, જે વિષયની ચર્ચા ચાલતી હોય તત્સંબદ્ધ કૃતિ કે કર્તામાંથી પ્રમાણો આપવાની, સાધાર ખંડનમંડન કરવાની રીતિ દેખાય છે नामूलं लिख्यते किंचित् એ પંક્તિયુગનું તો સૂત્ર જ દીસે છે પછી नानपेक्षितमुच्यते નું વિસ્મરણ ક્યાંક થવાનું હોય તો ભલે થાઓ !

'શ્રીયુત ગોવર્ધનરામ માં દર્શાવ્યું છે[૩] તેમ આ વિષયમાં તો ગોવર્ધનરામની સ્મૃતિ ઘણી સતેજ ને ગ્રહણશીલ હતી એમના વિશાળ વાચનમનનથી બળવાન બનેલા સંસ્મરણોનો મધુપુટ એમના ચિત્તમાં જાણે સતત રસમય ગુંજાર કરતો હોય એમ લાગે છે ગોવર્ધનરામને માટે આ એટલું તો સ્વાભાવિક હતું કે કોલેજમાં

---

૩ પૃ ૧૩૯ (પ્રથમ આવૃત્તિ)

અશુતા યુવકને "ઉત્તરરામચરિત" કે "શાકુન્તલ' જેવી કૃતિઓમાંથી સંદર્ભ આપીને અમુક શ્લોક બોલવાનું એ કહેતા વિદ્યાર્થી એમાં સફળ થતો તો આનંદ પામતા પણ આવું કોઈ નવું તાજું જ ભણી ગયેલો યુવક જો સ્મરણશક્તિની કે સંસ્કાર ઝીલવાની કચાશને લીધે શ્લોક બોલવામાં નિષ્ફળ જતો તો "Pity, Pity" જેવા ઉદ્ગાર[4] એમના મોંમાંથી નીકળ્યા વિના રહેતા નહિ "નવલરામની જીવનકથા"માં પણ ગોવર્ધનરામે નવલરામને અંજલિ આપતા આમ જ લખ્યું છે— અભ્યાસ અવલોકન અને અનુભવ એ ગ્રન્થકારનું ધન છે અને તે વિના એની વધતી ઇચ્છાની બુદ્ધિ દીવાસળીની પેઠે સળગી તરત હોલાય છે"[5] જહૉન્સને કહ્યું છે કે "Before writing one book, one must turn over at least half a library" બધા લેખકો માટે આ શબ્દ તે સ્વાભાવિક હોય કે નહિ પણ ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર' માટે તો આ સર્વથા સાર્થક છે[6] नोक्यते नात्मनात् कृतम्। એમ ગોવર્ધનરામ માટે જરૂર કહી શકાય સાહિત્ય ધર્મ, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ રાજનીતિ, સમાજશાસ્ત્ર વગેરે શાખાપ્રશાખી વિષયોને લગતા અનેક ગ્રન્થોનાં પાણી ગોવર્ધનરામે પીધાં છે ને નવજનપ્રમેય જેવા પરિપુષ્ટ ને પ્રસન્ન થયા છે એ મેધાર્પણ 'સરસ્વતીચંદ્ર'માં અવતરણરૂપે ઠેકઠેકાણે દેખાય છે

'સરસ્વતીચંદ્ર'ના ચારે ભાગના જે ૮૮ પ્રકરણ છે, તેમાંથી પચાસ પ્રકરણમાં એમણે મથાળે જ જાણે મંગલ તોરણરૂપે અવતરણ ગૂંથીને મૂક્યાં છે આ અવતરણો પ્રકરણના મથાળાની જેમ જ

૪ એજન, પૃ ૧૪૦

૫ પૃષ્ઠ ૮

૬ ગોવર્ધનરામે "સરસ્વતીચંદ્ર'માં જે જે કૃતિ કે કર્તામાંથી અવતરણાદિ લીધું છે તે માટે આ લેખને અંતે મૂકેલી યાદી જુઓ

અત્યંત સૂચક હોય છે પહેલા ભાગમાં બારમા પ્રકરણને મથાળે "શાકુંતલ"માંથી મૂકેલો શ્લોક બુદ્ધિધન ને શઠરાયના ઉદયાસ્તનો સૂચક છે ચોથા ભાગના ૩૮મા પ્રકરણ—"સિદ્ધલોકમાં યાત્રા ને સિદ્ધાંગનાઓનો પ્રસાદ અથવા શુદ્ધ પ્રીતિની સિદ્ધિનું સંગત સ્વપ્ન"માં ગોવર્ધનરામે મિલ્ટનના 'Comus"માંથી અવતરણ ટાંક્યું છે તે સિદ્ધલોકની યાત્રાને ને કુમુદ-સરસ્વતીચંદ્રને અત્યંત અનુરૂપ છે, કેમકે, આ યુગ્મ એવું છે જે " by due steps aspire, To lay their just hands on that golden key, That opens the palace of eternity " પણ પ્રત્યેક પ્રકરણને મથાળે ચાલ્લાની જેમ અવતરણ ચોઢવું જ, એવી કોઈ યાંત્રિક પદ્ધતિને ગોવર્ધનરામ વશ થયા નથી એ નોંધવા જેવું છે પ્રકરણને મથાળે અવતરણો ૧૮મી સદીની અંગ્રેજી નવલકથાઓમાં પણ કયાં નથી મળતાં? ૨૨ શ્રી રમણલાલ દેસાઈની નવલકથાઓમાં પણ પ્રકરણને મથાળે નાનાલાલ-કલાપી આદિના અવતરણ મૂકવાનું વલણ દેખાય છે

"સરસ્વતીચંદ્ર" એક રીતે સુભાષિતરત્ન—ભાંડાગાર છે. "સરસ્વતીચંદ્ર"ના કેટલાયે પ્રકરણો પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ શ્લોકો ને સુભાષિતોની મંજરીઓથી મઘમઘે છે 'સરસ્વતીચંદ્ર"ના પહેલા ભાગનું ૧૮મું, ત્રીજા ભાગનું ૮મું, ને ૧૩ મું, તથા ચોથા ભાગનું ૨૩મું, ૨૫ મું ને ૨૮ મું પ્રકરણ આના ઉજ્જ્વળ દષ્ટાંતો છે આ ઉપરાંત ચોથા ભાગમાં તો પ્રકરણ ૨, ૮, ૧૧ ૧૩, ૧૮ થી ૨૧ ને ૩૫—એવા કેટલાયે પ્રકરણો સંસ્કૃત સાહિત્યની શ્રીથી ભરેલા જણાશે આગળ દર્શાવ્યું તેમ "સરસ્વતીચંદ્ર"માં જે સાતસો-સવા સાતસો જેટલા અવતરણો મળે છે, તેમાં ૫૦૦ થીયે વધુ અવતરણો સંસ્કૃતમાંથી જ છે બીજે નંબરે અંગ્રેજી સાહિત્ય આવે છે તેમાંથી લગભગ ૧૦૦ ઉપરાંત અવતરણો છે ગુજરાતમાંથી લગભગ ૮૫ જેટલા ને હિન્દીમાંથી ૨૦ જેટલા અવતરણો છ હિન્દી ભાષાની અસર સંસ્કૃત—

અંગ્રેજીની તુલનામાં એ સમયે ગોવર્ધનરામ પર ઓછી હોય એ સમજી શકાય તેવું છે. પણ સંસ્કૃતમાંથી ગોવર્ધનરામે અતિ વિપુલ પ્રમાણમાં લીધું છે, કારણ, સુભાષિતોની સમૃદ્ધિની દૃષ્ટિએ સંસ્કૃત અગ્રસ્થાને છે.[૭] વળી, સંસ્કૃત ગુજરાતીનું ગંગોત્રીમુખ છે, તેમ સંસ્કૃત સાહિત્યમાં ભારતીય સંસ્કૃતિની આત્મશ્રી અનુપરૂપે સોહે છે. આપણી સંસ્કૃતિની વિચારધારાને "સરસ્વતીચંદ્ર"માં ઝીલવાનો, પશ્ચિમી સંસ્કૃતિની તુલનામાં એનું શક્ય તેટલું શોધન કરવાનો ગોવર્ધનરામનો ઉપક્રમ છે જ, એટલે આપણી સંસ્કૃતિના શતદલનો પરિમલ પુનરપિ મહેકતો કરવાનું કાર્ય પણ ગોવર્ધનરામ સંસ્કૃતના વિવેકપૂર્વક ઉપયોગથી—ક્વચિત્ નવીન અર્થઘટનથી – બજાવે છે. અંગ્રેજી ભાષાનો બોજો સામાન્ય વાચકોને અંતરાયરૂપ ન નીવડે, તેમ જ આપણું સત્ત્વ શેમાં રહેલું છે તે જાણ્યા વિના અંગ્રેજી ભાષા ને પશ્ચિમી સંસ્કૃતિ તરફ આપણે વધુ પડતા ખેંચાઈ ન જઈએ, એ કારણે પણ એમણે અંગ્રેજી ભાષાસાહિત્યની આટલી પ્રેરકતા પર્યાપ્ત ગણી હોય

આ અવતરણોમાં ગોવર્ધનરામની મેધા તો છતી થાય છે જ. પણ એ મેધાનો પ્રતિભા સાથે "સરસ્વતીચંદ્ર"માં જે યોગ થયો છે તે ખરે જ અપૂર્વ છે. તે તે પાત્રોના હૃદ્ગત સાથે અવતરણોને જોડી દઈ, ગોવર્ધનરામે "સરસ્વતીચંદ્ર"માં ક્યાંક રાજદરબારી વૈભવ, ક્યાંક દુર્ગમ વનવિસ્તારનું કરાલ સૌન્દર્ય, તો ક્યાંક હોમાગ્નિપુનિત-

૭. સુભાષિતો માટે નીચેનાં જેવાં ઘણાં સુભાષિતો જાણીતાં છે

नाय प्रयाति विकृतिं, विरसो न यः स्यात्
न क्षीयते बहुजनैः नितरां निपीत ।
जाड्यं निहन्ति, रुचिमेति, करोति तृप्तिं
नूनं सुभाषितरसोऽन्यरसातिशायी ॥

*

संसारकटुवृक्षस्य द्वे फले ह्यमृतोपमे।
सुभाषितरसास्वादः संगतिः सुजने जने ॥

-તપોવનમાં પ્રભાત-સન્ધ્યાએ પથરાતું શાન્ત તેજ પ્રગટાવીને, નિરનિરાળા ભાવસૃષ્ટિઓ ઊભી કરી છે. હેમની દોરીએ મોતીઓ પરોવતા હોય એ રીતે, અનેક અવતરણોને ગોવર્ધનરામે પોતાની કૃતિમાં એકરૂપ-રસરૂપ કરી દીધાં છે, એ "સરસ્વતીચંદ્ર"કારની ગણનાપાત્ર સિદ્ધિ છે. આપણને કદાચ માનવું અઘરું પડે, પણ સ્વ. રમણભાઈને તો એકે અવતરણ નથી નિરુપયોગી કે અનુચિત લાગ્યું કે નથી શૈલી શોભાવવા દાખલ કર્યું લાગ્યું.[૯] ઘણાં અવતરણો કાવ્યોની જેમ, કાવ્ય જ બનીને, "વાર્તારસના કુંડળ" વચ્ચે આવતાં હોવાથી, તેની રુચિરતા બહુધા જળવાઈ રહે છે. સંસ્કૃત નાટકમાં જેમ વચ્ચે વચ્ચે આવતાં કાવ્યો સ્વતંત્રસુંદર હોવા ઉપરાંત મૂળના ભાવસૌન્દર્યને પોષે છે, તેવું જ આ અવતરણોનું છે. ગોવર્ધનરામ પણ સમર્થ કવિ છે, એ જ તો આ અવતરણોની સાર્થવંત રમણીયતાનું કારણ છે. એમની કવિતાનું છાંદસરૂપ એટલું અપૂર્વ કે અક્લિષ્ટ કાન્તિવાળું નીવડ્યું નથી તે સાચું, પણ ગોવર્ધનરામ ગુજરાતના શ્રેષ્ઠ ગદ્યકવિ છે–રાજશેખરની રીતે કહીએ તો 'હૃદયકવિ' છે. એટલે જ આ અવતરણોની પસંદગીમાં, તેમ જ તેના સર્જનકલ્પ સાર્થ પ્રયોગમાં, ગોવર્ધનરામની કારયિત્રી પ્રતિભા સ્વકીય તેજે વિલસતી દેખાય છે.

જ્ઞાનના વિપુલ સ્રોતને, અક્ષીણરૂપે વહેતો રાખવામાં, "સાક્ષર-જીવન"માંનો નીચેનો ખંડ લેખકની દૃષ્ટિનો યોગ્ય ખ્યાલ આપતો જણાશે. ગોવર્ધનરામ જેવા પર્યેષકદ્રષ્ટા–લક્ષણદ્રષ્ટાનો ધર્મ—સુયોગ્ય રીતે "સરસ્વતીચંદ્ર"માં બજાવતા જણાશે.

છે ને તે ખોદી જોનારને જડે છે, જેવી રીતે એ નદીપ્રવાહના તટ ઉપરની ભૂમિ આ પ્રવાહની પ્રત્યક્ષ અને પરોક્ષ સંપત્તિનું ધારણ કરે છે અને સામાન્ય ભૂમિ કરતાં સવિશેષ ફળદ્રૂપ થાય છે; અને જેવી રીતે એ નદી ઉપરનું વાતાવરણ અનેકધા અનેક યોજનાં-તરમાંના વાતાવરણમાં આરોગ્ય અને શીતળતા પ્રસારે છે—અને પોતાની પાસે પ્રસારે તેમાં તો નવાઈ શી ?-અને તેથી એ વાતાવરણમાં વસનારી સર્વ ચેતનસૃષ્ટિને જીવનવિશેષ આપે છે, તેવી રીતે લક્ષણદ્રષ્ટાઓની દૃષ્ટિ પણ પોતે ગોચર કરેલા અક્ષરપ્રવાહનું સત્ત્વ, આ ભૂમિના વાતાવરણના જેવા જ પ્રભાવથી, પોતાનામાં ચૂસી લે છે, અન્ય જીવોનું તે જીવન થાય એવી રીતે તેનું પ્રતિફલન કરે છે, અને બાલદ્રષ્ટાઓથી આરંભી બીજા લક્ષણદ્રષ્ટાઓ અને લક્ષ્યદ્રષ્ટાઓની દૃષ્ટિઓને નવા તેજ આપે છે. "

"નદીનો પ્રવાહ તલભૂમિ ઉપર થઈને ચાલ્યો જાય છે તે કાળે જ તેના સત્ત્વને તલભૂમિ ચૂસી લે છે, અને જ્યારે દેખીતો જલપ્રવાહ ગ્રીષ્માદિક કારણથી અદૃશ્ય થાય છે ત્યારે આ તલભૂમિને ખોદી જોનારને એ ચૂસેલા પાણીના ઝરા હાથમાં આવે છે ને તેની તૃષા ભાગે છે. એક યુગના સાક્ષરો પાસે પરાપૂર્વથી આવેલો વાક્ય-બોધ એ સાક્ષરોમાંના લક્ષણદ્રષ્ટાઓ એવી રીતે ચૂસી લે છે અને પોતાના મૃત્યુ પછી પણ લોકના ઉપયોગને માટે પોતાના કાળના શુકદ્રષ્ટાઓ જેવા અને પુસ્તકો જેવા અક્ષરના મૃત્તિકા અને રેતીના કણ જેવા—જડ ભાગના હૃદયમાં ભરી રાખે છે તેથી અનેક યુગવિસર્ગ પછી પણ એ જડ ભાગ ખોદી જનાર પ્રવાસીને અન્ય યુગમાં પણ એ પાણી અમૃતજીવન થઈ પડે છે '

"સરસ્વતીચંદ્ર"માં આમ ઉપરોક્ત દૃષ્ટિએ સકળ જ્ઞાનરાશિ ને તદંગભૂત અવતરણો ઉપયોગમાં લેવાયાં છે ને એ રીતે પ્રાપ્ત કર્તવ્યરૂપે ગોવર્ધનરામે ઉચ્ચ સાક્ષરધર્મ બજાવ્યો છે. પણ "સરસ્વતી-

સંસ્કારો–અધ્યાસો સહૃદયના ચિત્તમા જાગે છે. ઓખા તો અનિરુદ્ધને તેડાવી શકી ને એનો તો હૃદયયોગ થયો. કુમુદસુંદરીનો અહી સરસ્વતીચંદ્ર સાથે સાક્ષાત્ દૃષ્ટિયોગ થયો, પણ તે કેવો ? "હૃદય જ્યા જોડ્યું ત્યાં જોડ્યુ, શરીર જ્યા હોમ્યું ત્યા હોમ્યુ" એવો ઓખાનુ સુખ કુમુદના તપ્ત લલાટે લખેલુ નથી જ. અહી અવતરણો દ્વારા જે વિભાવન સુકુમારરૂપે ભાવક કરે છે, તે એ વિના, આટલુ અસરકારક ભાગ્યે જ બન્યુ હોત

વળી, મે જ શબ્દોના બનેલા "નળાખ્યાન'ના અતિ સુંદર પંક્તિ–ખંડનો કેવો કમાલ પ્રયોગ ગોવર્ધનરામે કર્યો છે ! પ્રેમાનંદના "નળાખ્યાન"મા દમયંતીની તપાસે નીકળેલા સુદેવને દમયંતી દેખે છે, બંનેની દૃષ્ટિ મળે છે ને બંનેમા આશાનો સંચાર થાય છે. પણ કુમુદ માટે તો નિરાશા એ જ આશા છે "મળી દૃષ્ટોદૃષ્ટ" એ સુંદર પંક્તિખંડનો ગોવર્ધનરામે અહી કદાચ પહેલવહેલો વિશિષ્ટ પ્રયોગ કર્યો છે—બે પ્રેમીઓનુ મિલન વ્યંજિત કરીને. ગુજરાતી સાહિત્યમા, કદાચ આ પછી, આ જ અર્થમા આ પંક્તિખંડ યોજાયો છે પણ જેમ ગોવર્ધનરામ માટે તેમ જ અન્ય લેખકો માટે, આમ થવુ ઘણુ સ્વાભાવિક છે દૂર રહેતા કે મૂકતા અનુભવના પ્રેમીઓ નેનથી વાતો કરે—મૌનની ભાષામા—એ સહજ છે, ને દૃષ્ટિનુ મિલન તો પ્રેમીઓનુ જ હોય ને ? મૂળ સંદર્ભ વિસરાઈ ગયો ને તેથી આ પંક્તિખંડ પ્રણયની અભિવ્યક્તિ રૂપે જ આમ પાછળથી વપરાયો પણ આ બધા અવતરણો 'વાડામા લીના'માથી કાઢી નાખવામા આવે તો ? તો આ પ્રકરણનો ઉત્તમાંશ નબળો પડ્યા વિના ન રહે એ દેખીતુ છે કવિના પાસેથી ગોવર્ધનરામ આમ કેવુ ધાર્યું કામ લે છે તે નોંધવા જેવુ છે થોડીક રસઘન કાવ્યપંક્તિઓ ભાવને જુદા જ સંપર્કમા લઈ જાય છે

જોકે આ અવતરણોનો કાવ્યરસ વિશેષ તે જ અનુભવી શકે જે કાવ્યરસિક હોય, તેમ જ મૂળના સંસ્કારથી, સંદર્ભથી પરિચિત હોય; તે વિના ઉત્કટ રસાનુભવ ન થાય. એમ છતાં આ કાવ્યપંક્તિઓની રમણીયતા, સંગીતકલ્પ માધુર્ય, માર્દવ વગેરે એવાં હોય છે કે મૂળના સંસ્કાર જેનામાં ઉદ્‌બુદ્ધ ન થાય તે પણ ભાવની આસ્વાદ્યતા ને તદન્તર્ભૂત મનોહારિતા તો કંઈક અંશે અનુભવી શકે.[10]

સરસ્વતીચંદ્રના પ્રથમ પરિચયમાં આવીને ચંદ્રોદય જેવો સ્નેહોદય અનુભવતી કુમુદ માઘ માસમાં થનારાં પોતાનાં લગ્નને ઝંખે છે: 'એણે રે મને મોહની લગાડી—એણે તે મને મોહની-લગાડી!' એ પદ સરસ્વતીચંદ્રને લખે છે એટલું જ નહિ, એની જીભ પરથી પણ એ પદ ખસતું જ નથી. અહીં મુગ્ધ બાળાના ગોપીહૃદયની ઋજુતા કેવી હૃદયસ્પર્શિતાથી આ પદ દ્વારા વ્યક્ત થઈ છે! દયારામના ગીતનો મર્મસ્પર્શી ઉપયોગ કરતી મુગ્ધ કુમુદ પણ એ જ ને કારુણ્યમૂર્તિ કુમુદ પણ એ જ; અરે! કુસુમ સાથે-સરસ્વતીચંદ્રનો યોગ કરાવતી મધુરીનિયા પણ એ જ!

'જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન'-"સરસ્વતીચંદ્ર"નાં શ્રેષ્ઠ પ્રકરણોમાંનું એક-અવતરણના ઉપયોગની દૃષ્ટિએ પણ જોવા સરખું છે. સાર્થસુંદર અવતરણો વિભાવનવ્યાપારમાં કેવાં પોષક નીવડે છે! આ પ્રકરણના આરંભે જ વર્ડ્ઝવર્થનો રમણીય કાવ્યખંડ મૂક્યો છે, તે સાથે આ પ્રકરણમાં નરસિંહરાવનું "ચંદ્ર", "ઉત્તરરામચરિત" નું મણિલાલકૃત ભાષાન્તર, "નૈષધીયચરિત", "શાકુન્તલ", પ્રેમાનંદનું "નળાખ્યાન" "સુદામાચરિત" ને "અમર-

---

૧૦ "સરસ્વતીચંદ્ર"નો શાલય સંક્ષેપ વાંચનાર કેટલાક સામાન્ય વાચકોએ પણ આ લખનારને કહ્યું હતું કે "સરસ્વતીચંદ્ર"માંથી કાવ્યપંક્તિઓ વધુ છૂટે હાથે—સંકોચ વિના—સંક્ષેપમાં ઉતારવી હતી ને!

પચીશી" તથા દયારામ, નરસિંહ ને ભર્તૃહરિમાંથી ગોવર્ધનરામે અવતરણો પ્રયોજ્યાં છે. આ ઉપરાંત પ્રચલિત લોકસાહિત્યમાંથી પણ ત્રણ અવતરણ લીધાં છે! ને હજી ઓછું હોય તેમ, આ પ્રકરણની પાદટીપમાં, નવલરામ ને વર્ડ્ઝવર્થમાંથી પંક્તિઓ ઉદ્ધૃત કરી છે! આ અવતરણો ને કુમુદ-સરસ્વતીચંદ્રના મુખમાં મૂકેલી કાવ્યરચનાઓ મળીને આ એક પ્રકરણમાં જ લગભગ પાંત્રીસ જેટલા કાવ્યખંડો આવે છે! પણ આટલા લાંબા પ્રકરણમાં, કાવ્યોની આટલી પ્રચુરતા હોવા છતાં, ગોવર્ધનરામની પ્રતિભાનું ચંદ્રગ્રહણ થતું હોય એવું ક્યાંય ભાગ્યે જ લાગશે ઊલટું તારાભરી રાતમાં મોટી વાદળીઓ વચ્ચે તરતો તરતો ચંદ્ર જેમ મલકી રહે એવું આ સર્જકશક્તિનું છે અવતરણો પ્રકરણનો જીવાતુભૂત અપરિહાર્ય અંશ બની જતા હોય એવો અવયવીભૂત સંબંધ અહીં જોવા મળે છે. ગોવર્ધનરામની ખીલેલી કલ્પનાવલ્લી પર કેમ જાણે ઝૂમખાબંધ કળીઓ ને કુસુમો બેસતાં હોય ને તેનો રમણીય આમોદ સર્વત્ર પ્રસરી રહેતો હોય!

નરસિંહરાવના "ચંદા" કાવ્યમાં આવતી 'કાળી રાક્ષસી' પરથી કુમુદને કૃષ્ણકલિકાની યાદ તાજી થઈ, તો 'મરતીઓર મેઘ'ના ચિત્રથી પ્રમાદધન પ્રત્યેનો બદ્ધમૂલ પ્રેમ અચિંત્યો ઊભરાઈ ઊઠ્યો! અહીં કાવ્યને ખૂબીથી બંધબેસતું કરી કુમુદના મંથનને લેખક કેવું તીવ્ર બનાવી દે છે? પણ એ રમણીય ભાવોદ્દીપન પેલા-કમખામાં પડેલા સરસ્વતી-ચંદ્રના શ્લોક દ્વારા સ્નેહોદ્દીપન-કામોદ્દીપન પ્રતિ લઈ જાય છે, કેમકે "પ્રમાદધનમય બનેલું જીવન સરસ્વતીચંદ્રહીન થઈ શક્યું નહિ" આવી તંગ નાજુક પરિસ્થિતિમાં લબાતે સ્વરે મધરાતે સિપાઈથી ગવાતી "મોરા બીલમાં કોણ ઘર આવે, આવે, રે આવે, ઓ મારા બીલમાં કોણ ઘર આવે?-કોણ ઘર આવે?' જેવી માદક પંક્તિ પુષ્પ-ધન્વાની પણછને કર્ણપર્યન્ત ખેંચી જવાનું કાર્ય જ કરે છે. આવી દુઃખદૈન્યભરી ઉદ્દીપિત અવસ્થામાં લેખક બીજું વિરોધચિત્ર

ઝૂરે છે તે જુઓ. સુખી વનલીલાના સ્નેહસૌભાગ્યનું. વનલીલાથી સ્નેહાનુભવવેળા સાનંદ ગવાતી, રાત્રે વાયુની પાંખે ચઢીને આવતી, અથડાતી, વીંઝાતી, દયારામની રમીની મદીલી પંક્તિઓ કુમુદના ચિત્તને પગથિયે પહોંચાડે છે પણ સંસ્કારબળે ને ઈશ્વરકૃપાએ કુમુદનું ઊગરી જવું, ને તે પછી નરસિંહના ભજનનો તથા ભર્તૃહરિના બાલાનન્દનો થતો સમુચિત પ્રયોગ, "ઓ મારી વનચીતુડી! આ સુખ તને સનાતન હાજો" એવી કુમુદના ઉદારહૃદયની મંગલ કામના, ને અંતે ઉગ્ર સંયમપૂર્વક થતું સરસ્વતીચંદ્રનું એકાન્ત દર્શન ચિંતન, પત્ર દ્વારા અનુપમ આર્દ્રતાથી પ્રગટતી કુમુદના હૃદયની મંગલમય પ્રાર્થના, સરસ્વતીચંદ્રની ગઝલ દ્વારા એનું ને એની મનોવેદનાનું થતું પૂર્ણ અભિજ્ઞાન, કુમુદની મૂર્છા, જાગૃતિ ને વળી પછી એ કોમળ અવસ્થામાં ટીપણીઓનું તથા વારવનિતાનું સંભળાતું રંગભર્યું પ્રોદ્દીપક ગાન, કમોડીમાં કંઈ બાકી છે?—આવી પળે, સરસ્વતીચંદ્રના એકાન્ત સાન્નિધ્યમાં ઘડીક પહેલાં કામાયિત બનેલી કુમુદની નિર્વિકારતા—વિવિધ ભાવચક્રવાળા મહાચક્રનું એક આવર્તન પૂરું થયું કુમુદ નિર્વિકાર જ રહી આ વિરોધાત્મક ચિત્ર કેટલું રસભર્યું છે! ધરતી પરની ધૂળગોળી ગંગા હવે જાણે સ્વર્ગંગા બની ગઈ! અવતરણોની પસંદગી, તેની પૂર્વાપરક્રમમાં ઉચિત ગોઠવણી, તેમ જ ફૂલડાંના નારી કીકી કામણગારી' જેવી એક પંક્તિ પાસેથી ચાર પંક્તિના પણ ન થવું અસરકારક ગણાય તેવી રીતે કાકુથી લીધેલું કામ —લેખકની ઝીણી કારીગરી ને સૂક્ષ્મ સમજ—આ પ્રકરણમાં ટોચે પહોંચ્યાં હોય તેમ લાગે છે.

પહેલા ભાગના છેલ્લા પ્રકરણમાં ગાડાવાળાનું શૃંગારભર્યું ગીત, ડાહીના વૈરાગ્યભર્યાં લોકગીત, તેમ એનાથી ગવાતાં નરસિંહ, નિષ્કુળાનંદ ને દેવાનંદનાં પદો—આખા પ્રકરણને કેવો ઉઠાવ આપે છે! ભજનનો લયભાર વૈરાગ્યને કેટલો પોષે છે? તે સાથે શૃંગાર,

તેમ જ નિર્વેદાદિભાવો પણ ગીત ને પદો દ્વારા વ્યંજિત થાય છે ને સરસ્વતીચંદ્રની વિરામ વિષાદભરી ને નિર્વેદયુક્ત ચિત્તાવસ્થાનું ચિત્ર-જેમ ઉશીનું તેમ ગાડાવાળાનું-બીજી કશી લપછપ વિના આ શૃંગારી ગીતસંવાદની સામે સ્પષ્ટ વિસંવાદી ચિત્તવૃત્તિરૂપે સીધું ઊપસી આવે છે

બીજા ભાગમાં અવતરણો છે, પણ ઓછાં છે; એય કેટલું ઓછું છે ? શાંત કુટુંબકથામાં ને વેગીલી બહારવટિયાની કથામાં એને અવકાશ ઓછો જ હોય. પણ છતાંયે જ્યાં જ્યાં એનો ઉપયોગ થયો છે ત્યાં તે ભાવસંવાદી ને સમુચિત છે. બીજા ભાગ ત્રીજાના પ્રકરણમાં સરસ્વતીચંદ્રનું મંથન વ્યક્ત કરવા ચાર અવતરણ આવે છે. ગુણસુંદરી વિદ્યાચતુર દ્વારા સંસ્કૃત સાહિત્યના સંસ્કાર પામે છે ને દાંપત્યજીવનની રસિકતા અનુભવે છે. તો પાંચમા પ્રકરણમાં વિદ્યાચતુર 'મેઘદૂત'ના સંસ્કારો અનુભવતો, તે પરથી ગુજરાતીમાં રચના કરી, ગુણસુંદરી સાથે રસમય વિનિમય કરે છે. પણ ત્રીજા ને ચોથા ભાગમા તો પાછી જાણે ભરતી આવે છે. ચોથા ભાગના ચોવીસમા પ્રકરણમાં કુમુદનો સરસ્વતીચંદ્ર સાથે યોગ કરાવી આપવાનું દૂતીકૃત્ય કરવાનો કઠિન ધર્મ ચંદ્રાવલીને પ્રાપ્ત થાય છે. એ પ્રસંગે ચંદ્રાવલી ને સરસ્વતીચંદ્ર વચ્ચે થતો સંવાદ, બંનેની તપઃપૂત વૃત્તિથી ઊપડતા પ્રભાતની મંગળ દ્યુતિ ધારણ કરે છે. સરસ્વતીચંદ્ર જેવો સ્નેહસુકુમાર પણ દૃઢસંકલ્પ અપરિચિત જન, યોગીઓનેય અકળાવતું એકાન્ત, કુમુદ સાથેના વિશ્રબ્ધ મિલન માટે સરસ્વતીચંદ્રને પ્રેરવાનું દુષ્કર કાર્ય: આ અવસ્થામાં ચંદ્રાવલીનું વ્યક્તિત્વ જે અપ્રતિમ પ્રભાવકતા ધારણ કરે છે, તે મંગળ કાર્યમાં, મંદારમાળાની જેમ મહેકી ઊઠતી ચંદ્રાવલીની શ્લોકમંડિત ઉક્તિની શુચિતા ને તેજ ન્યારાં જ છે. આ પ્રકરણમાં આવતા ૪૩ શ્લોકમાંથી ૩૩ જેટલા શ્લોક ચંદ્રાવલી બોલે છે, સરસ્વતીચંદ્ર તો માત્ર આઠ જ

બોલે છે, પ્રયુત્તરરૂપે તેમ જ અતંનો આદર વ્યક્ત કરવા, એ ઘણું માર્મિક છે દુષ્યન્તની જેમ, પણ કશાયે શાપ વિના, પોતે કુમુદના કરેલા પ્રત્યાદેશનું કરુણભાન સરસ્વતીચંદ્રને કોર્યા કરે છે–ચંદ્રાવલી સમક્ષ પોતે નરી નિર્લજ્જતાથી કબૂલેલી પોતાની નિર્બળતા, ચંદ્રાવલીની ઉદાત્તતા ને વત્સલતા, કારુણ્યના કાવ્ય જેવું બની ગયેલું કુમુદ-સરસ્વતીચંદ્રનું જીવન–અંતરાણુખચિત આ આખુંયે પ્રકરણ સહૃદયને ભાવસમૃદ્ધિથી અતિ આર્દ્ર કરી મૂકે તેવું છે વાતાવરણ રચવામાં, નવીન ભાવપરિવેશ સર્જવામાં, ચંદ્રાવલીના પાત્રને ઉન્નત ભૂમિકાએ સ્થાપવામાં આ પ્રેમ-તેના સહવર્તી સંસ્કારો–મહત્ત્વનો ભાગ ભજવે છે

ચોથા ભાગના ૨૮મા પ્રકરણ "હૃદયની વાસનાનું ગાન"મા લાખી લેખણે લખનાર ગોવર્ધનરામથી પથગટ વધુ પડતો થઈ ગયો છે ખરો પણ ગોલ્ડસ્મિથના "હ હર્મિટ" પરથી જોગીરાજવાળા રમણીય રૂપાન્તરને પ્રોજી કુમુદની ખંડિત ઉક્તિઓ દ્વારા એનું હૃદ્ગત પ્રકટ કરવાનો ઊર્મિનાટ્યને મળતો જે પ્રયત્ન અહીં થયો છે, તે એની શક્યતાની દૃષ્ટિએ ઘણો આકર્ષક છે સરસ્વતીચંદ્રની સંન્યાસભાવના પણ અહીં મામાદ સૂચવાઈ છે

એમ તો 'સરસ્વતીચંદ્ર'ના છેલ્લા પ્રકરણમાં આવતા બે જ અવતરણો પણ એના કનામય અતમા કેટલાં સમર્પક બન્યાં છે! સરસ્વતીચંદ્ર સાથે, કુમુદના જ આગ્રહથી, ઉદ્બોધનથી, સંવેદનથી, કુસુમ જોડાય છે પણ કુસુમનું લગ્ન હૃદયલગ્ન છે કે કેમ એ જોવાની તાલાવેલી કુમુદને તો સૌથી વધુ હોય જ ગોવર્ધનરામે છેલ્લા પ્રકરણમાં એનું અત્યંતસુન્દર, ભાવસમૃદ્ધ આલેખન કર્યું છે—કેમ બત્રીસ હલાની અનેકશિખાળી સુવર્ણ-આરતી સમગ્ર કૃતિ પર ફરી રમતી હોય ને એની ઝગમગ મગન જોત પાથરતી હોય! કથા પૂરી થતાં કુસુમ આરતી લઈ, ગુમાનની પ્રેરી સરસ્વતીચંદ્ર પાસે જાય છે ત્યને કરવાની આરતી પતિદેવને જ કરવા ઇચ્છતી

હોય એમ સરસ્વતીચંદ્રના તેજભર્યા મુખને નરી મુગ્ધતાથી ન્યાળી રહે છે ને "વ્રજ વહાલું રે વૈકુંઠ નથી જાવું, ત્યાં મુજ નંદકુંવર ક્યાંથી લાવું ?" એ દયારામની અમર પંક્તિઓ ગુંજી રહે છે કુસુમ હવે ઘેલી વ્રજની ગોપી બની છે એ ભાવનું માર્મિક સૂચન લેખક કરે છે ને આ અનુપમ કાવ્યરત્નને સર્જનના સુવર્ણ બંધમાં બાંધે છે ગુમાન વહુઘેલી બની આ દૃશ્યની વધામણી ખાવા લક્ષ્મીનંદન પ્રતિ દોડે છે, ત્યારે કુસુમને શોધતી કુમુદ અચાનક આવી ચડે છે ને આ દૃશ્ય—પોતાની પૂર્ણાહુતિનું પુણ્યફળ—જોઈ, અંજાઈ, વિસ્મયવિમુગ્ધ બની બારણા આગળ લપાઈ જાય છે સ્નેહના શિખરે વિરાજતી, કૃષ્ણનેતી ગોપી જેવા કુસુમને 'जयति तेऽधिकं जन्मना व्रजः' વાળું ભાગવતનું નિર્વ્યાજમધુ ગોપિકાગીત લલકારતી, સરસ્વતીચંદ્રમાં તદ્રૂપ ને તલ્લીન થતી કુમુદ દેખે છે ને નહોતું બોલવું તોય બોલી ઊઠે છે 'ઘેલી મારી કુસુમ !' અહીં કયું ચિત્ર વધારે સુન્દર ગણીશું ? સ્નેહભેર પુજાતા સરસ્વતીચંદ્રનું, આરતી ઉતારતી ઘેલી કુસુમનું કે વૈદિક ઋચા જેવી પવિત્ર કુમુદનું ? પૃથક્ દર્શનની સુન્દરતા છે જ, પણ ત્રણે ચિત્રોનું સમન્વિત દર્શન સૌથી વધુ પાવનકારી ને પરિતૃપ્તિકર છે કુસુમના ગોપી-ભાવને ધ્વનિત કરતા આ બે અવતરણરત્નો વિના આ પ્રકરણનો સર્જન—સુવર્ણરસ ઘણો ઊણો લાગત, એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય કુસુમનું ગોપિકાગીત જ આરતી બનીને આખા પ્રકરણને પવિત્ર તેજથી ભરી દે છે મેરિડિથની ઉક્તિ અહીં અત્યંત સાર્થ બનતી લાગે છે 'Genius does what it must and talent does what it can' ગોવર્ધનરામની ઉપમા લઈને કહીએ તો વૃક્ષશાખામાં જેમ બબ્બે પંદડાં સામસામાં ને સાથેસાથે જ ઊગે છે ને તેની વચ્ચે પુષ્પફલસમૃદ્ધિ આવે છે, તેવું મેધા ને પ્રતિભાનું સર્જનમાં પરિવર્તિત સુભગ યુગપત્ દર્શન જેમ અહીં તેમ ઘણે સ્થળે "સરસ્વતીચંદ્ર"માં થાય છે

ગોવર્ધનરામે આ અંગત ગ્રંથો આપની વેળા સ્થળે સ્થળે નાના મોટા ફેરફાર કર્યા છે, રસાત્મક ભાષાન્તર કર્યું છે, રૂપાન્તર કે અનુસર્જન પણ કર્યું છે ને એ રીતે કૃતિને અનુરૂપ ઔચિત્ય ને માધુર્ય સાધ્યું છે. ગોલ્ડસ્મિથના ' ધ હર્મિટ'માંથી જોગીરાજને સંબોધનનો કુમુદ દ્વારા કરેલો રૂપાન્તરિત કવિતામાં ઉપયોગ "ઘર તજી ભમું હું દૂર સ્વજનહીન ઉર ભરાઈ આવે" ને ગ્રે'ના ' પ્રોમિથિયસ અનબાઉન્ડ ' પરથી " નથી ગયો કોલાહલ આજે હજી દિન ગાજે " એડવિન આર્નોલ્ડના ' Light of Asia' નો અનુવાદ, જગન્નાથના 'ભામિનીવિલાસ' પરથી માનસસરમાં ઉછરેલી તું દિવસ કેમ અહીં કાઢે ? ' ભાવમાંથી અનૂદિત ' સમર એ જ રચે છે બગાબળ ભર્તૃહરિની રચનાનું ભાષાન્તર 'શુભ્ર સ્વર્ગમાં વસનારી તે ચળી પડી હરશિરે તથા ...ડી એ શું વળી ગિરિ સઉ જાગે તજી મને , ઇત્યાદિ ગોવર્ધનરામની આ વૃત્તિ-શક્તિના તરી આવે તેવા ઉદાહરણો છે ત્રીજા ભાગમાં દુષ્યન્તના પશ્ચાત્તાપને વ્યક્ત કરતા, હાથીના દૃષ્ટાન્તવાળા શાકુંતલના શ્લોકનું નવીન સંદર્ભમાં નવું અર્થઘટન કરીને દેશોદ્ધારના મહાન પ્રસંગરૂપ હાથી ચાલી ગયો તે વિદ્યાચતુરની ઉક્તિ (... ૨૧૭) ફરી મૂળગ્રંથને અંજલિ આપી, રાષ્ટ્રીયતાનો ભાવ કેવી સુંદર રીતે ગદ્યમાં ધ્વનિત કર્યો છે ! ચોથા ભાગના ૨૩મા પ્રકરણમાં સુંદરગિરિ પર એકઠો પડેલો સરસ્વતીચંદ્ર સાધુઓના સંસર્ગથી ભારતની ભૂતકાલીન ભવ્યતા સ્મરી ભારતની સાંપ્રત સ્થિતિ પ્રત્યે શોક અનુભવતા, શકુન્તલાની વિદાય વખતે તેની ચાળ પકડતા મૃગબાળ જેવી આ દેશની અવસ્થા જોઈ વ્યગ્રતાથી બોલે છે " શકુંતલા જેવી ઓ સુંદિરી ! જેવો હું તને કૃષ્ણ કરતી દેખું છું તેવો જ આ દેશને તારા વસ્ત્ર ખેંચી પકડી રાખતો દેખું છું એ દર્શન મારું હૃદય વલોવે છે" અહીં શાકુંતલના શ્લોકનો ગદ્યમાં કેવો ઉચિત પ્રયોગ થયો છે ! સરસ્વતીચંદ્રનું નિવેદન એથી સહેજે આર્દ્ર ને ઊંડું બની શક્યું છે

આવો કલાત્મક વિનિયોગ અન્યત્ર પણ અનેક સ્થળે જણાશે. સરસ્વતીચંદ્ર સુરગ્રામની યાત્રાએ જાય છે ત્યારે રાધિકેશ્વરના મંદિરમાં "એક દિન માટી સે મિલ જાવું, એક દિન પંખી મે ઊડ જાવું" એ બીજા ભગતનું ભજન સાંભળે છે (ભા. ૪-પૃ. ૧૪)ને એ લલકાર એના વિરક્તરંગી ચિત્તને ઘેરી વળે છે. ચિરંજીવ શૃંગે સૌમનસ્ય ગુફામાં સરસ્વતીચંદ્ર એકલો પડે છે. (ભા. ૪-પૃ. ૨૬)ને ત્યારે સુરગ્રામનું દર્શન ફરી તાજું થાય છે. "એક દિન પંખી સે ઊડ જાવું" એ પંક્તિ પુનઃ સ્મરીને એ બોલે છે: "પંખી ઝાડની એક ડાળથી બીજીએ ને બીજીથી ત્રીજીએ ઊડીને બેસે તેમ જ મેં કર્યું છે ચિરંજીવ શૃંગ ઉપર હું પંખી થઈ આવ્યો. પરમાત્મા! મારે અહીંથી ક્યાં ઊડવાનું છે?" ભજનનું-કાવ્યનું સંસ્કારબળ કેટલું માર્મિક હોઈ શકે, સરસ્વતીચંદ્ર જેવો વેદનશીલ સુજન, તેની કેટલી અસર અનુભવી શકે, તે અહીં કળાથી નિરૂપાયું છે. સરસ્વતીચંદ્રને હવે અહીં તહીં, નીચે, ઊડવાનું નથી, સુંદરગિરિને શૃંગે પહોંચેલાને હવે પડવાનું નથી, એ સૂચન પણ કર્તાને અભિપ્રેત હશે? ન જાને!

આવાં નાનાં નાનાં દૃષ્ટાંત તો ઘણાં મળી શકે એમ છે, પણ વિસ્તારભયે એક-બે જ જોઈએ "સરસ્વતીચંદ્ર"ના બીજા ભાગમાં, કુમુદનો પત્ર વાંચી, એના લગ્નજીવન વિશે વ્યાકુળતા અનુભવતી ગુણસુંદરી, માનચતુરના કહેવાથી, ગામડાની ગરીબ છોકરી જે ગીત ગાય છે તેથી કેટલી વ્યથા અનુભવે છે!

"ઓ વાદળના ઉડનાર! પંખી ઊડજે રે,
મારે પિયર પરવડી ત્યાં જ જઈ ક્ષણ રહેજે રે,
...... ...... . .. ...... .. . ...... .. . ..
પંખી અબોલડા! એવું જોઈ તું ચે રોજે રે"

એ પંક્તિઓ જાણે કુમુદની જ ઉક્તિ હોય એમ ગુણસુંદરી

અનુભવે છે વાચકને પણ કુમુની જ વ્યથા એ ગીતમાં છલકાતી જણાય છે, એ આ અવતરણની ખૂબી છે

એક બીજું નાનું દૃષ્ટાન્ત લઈએ કૃષ્ણકલિકા ને પ્રમાદધનની સતામણીથી કુમુદના શીલ પર ગંભીર આરોપ મુકાય છે સરસ્વતીચંદ્ર સાથે કુમુદનું સુવર્ણપુરમાંનું રાત્રિમિલન, કુમુદનો સંદેશ ગણકાર્યો વિના રઝળતા તરંગની જેમ એનું ચાલ્યું જવું, પ્રમાદધનની બેવફાઈ, આ બધા બનાવ કુમુદને શોકના તરંગમાં ડુબાડે છે, તેથી પિયર જતા, સુભદ્રા નદીને કાંઠે, ખીલતા પ્રભાતમાં, કુમુ તીવ્ર વેદના અનુભવે છે ને 'નળાખ્યાન'ની પંક્તિઓ ઉચ્ચારે છે

"ઓ રે હરિ! સત્ય તણું તું સંઘાતી!
હરિ! હું તો કંઈએ નથી સમાતી"

કુમુદનું મંથન આ બે પંક્તિઓથી જે વેધકતાથી પ્રગટ થાય છે તે બીજી કોઈ રીતે ભાગ્યે જ થયું હોત લાંબી લેખણે લખનારા ગોવર્ધનરામ આવે સ્થળે જે સંયમ દાખવે છે તે સમર્થ કલાકારને છાજે તેવો છે

અલબત, અવતરણોનો વિનિયોગ "સરસ્વતીચંદ્ર"માં સર્વથા ને સર્વત્ર કલાત્મક છે એવું અભિપ્રેત નથી. એમ તો અવતરણો જ્યાં સમર્થનાર્થે પ્રમાણરૂપે આધાર કે અવલંબન માટે જ ઉદ્ધૃત કરવા જરૂરી લાગ્યા ત્યા લેખકે બહુધા પાદટીપમાં જ તે આપ્યાં છે, એ પરથી ગોવર્ધનરામની સૂઝ કેટલીક ઊંડી હતી તે જણાશે ઇતિહાસનું સમર્થન શોધવા જ્યાં એમને આધાર આપવા જરૂરી લાગ્યા ત્યાં ત્યાં એમણે ઘણુંખરું એમ જ કર્યું છે ત્રીજા ભાગમાં આ જ રીતિ એમણે અપનાવી છે ચોથા ભાગના ચોથા પ્રકરણમાં જ્યાં આધારરૂપે અવતરણ ટાંક્યા છે ત્યાં તે બધા પાદટીપમાં છે પોતાના વિચાર-ચક્રની ગતિ આવા આધારોને કારણે મંદ ન પડે ને વાચકને એ નિરર્થક બોજારૂપ ન થાય માટે પણ ગોવર્ધનરામ આમ કરતા જણાય છે ચોથા ભાગમાં પંચમહાયજ્ઞ વિશે સમર્થ ચર્ચા કરતાં,

ગોવર્ધનરામ બ્રહ્મસૂત્રના શાંકર ભાષ્યમાંથી જ્યાં સમર્થન શોધે છે, ત્યાં તેમણે પાદટીપ પાસેથી જ એ કામ કઢાવ્યું છે. ચોથા ભાગના ૨૯ મા પ્રકરણમાં સરસ્વતીચંદ્ર કુમુદને એકાન્તમાં મળે છે ને પોતાનો અંતર્મર્મ પ્રકટ કરે છે, તે વેળા લેખક એને જાતકમાળાનો આધાર લેનો દર્શાવે છે, પણ જાતકમાળામાંથી અહીં ઉદ્ધૃત થયેલા ૨૧ શ્લોક તથા એમાંનો ગદ્યખંડ કથારસમાં, ભાવપ્રવાહમાં કે ચિંતનપ્રવાહમાં ચોક્ખા વ્યવધાનરૂપ નીવડે. તેથી આ બધું પ્રકરણાન્તર્ગત ન રાખતાં પાદટીપમાં કર્તા મૂકે છે. આનું વિશેષ ઉદાહરણ "જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન"નામના પહેલા ભાગના ૧૯મા પ્રકરણમાં પણ મળશે અવતરણોનો એ પ્રકરણમાં તોટો જ નથી, તો બે વધારે આવે તેથી ભલા, શું બગડી ગયું ? પણ નહિ. અવતરણ કંઈ તોરણ નથી એ ગોવર્ધનરામ બરાબર સમજે છે આર્ય સ્ત્રીના આર્ય હૃદયને એમણે આ પ્રકરણમાં ભવ્ય અંજલિ આપી છે ને પાદટીપમાં નીચે નરસિંહરામમાંથી અવતરણ આપી એ અવતરણની પ્રતિકૂળતા પણ હરી લીધી છે। પણ આવો સ્નેહ આર્યહૃદયમાં જ સંભવે, અન્યત્ર નહિ, એવું વ્યાપ્તિ નિબન્ધન રખે થાય, કરીને પાદટીપમાં લેખક વર્ડ્ઝવર્થના " Idiot Boy"નો. ઉલ્લેખ કરી, અંગ્રેજ માતાના વાત્સલ્યનું પણ સુખદ સ્મરણ કરાવે છે।

શ્લોકોની પ્રચુરતા 'સરસ્વતીચંદ્ર"માં સારી પેઠે હોવા છતાં, એમાં પણ ગોવર્ધનરામે વિવેક સારા પ્રમાણમાં જાળવ્યો છે ત્રીજા ભાગના ૭મા પ્રકરણમાં "પંચતંત્ર"માંથી ૨૬ શ્લોક જરાશંકર બોલે છે. જરાશંકર આટલા બધા શ્લોક બોલે ને મલ્લરાજ મૂગો મૂગો સાંભળ્યા કરે એમ બને તે કંઈ ઠીક નહિ, તેથી તે ૨૫ શ્લોક તો સ્વગત જ બોલે છે ને મલ્લરાજને તો એક જ શ્લોક સંભળાવે છે.

रामादपि हि मर्तव्यं मर्तव्यं रावणादपि ।
रामरावणयोर्मध्ये वरं रामो न रावणः ॥

ને આમ કહીને પતિત, વિભક્ત, સંકુચિત દૃષ્ટિવાળા દેશી રાજાઓ કરતાં અંગ્રેજો સારા, એમ સમજાવે છે. મલ્લરાજ જેવો મલ્લરાજ આ શ્લોક સાંભળી, દેશની પરિસ્થિતિ પારખી, ચૂપ થઈ જાય છે. આ એક જ શ્લોકની પસંદગીમા દેખાતુ ઔચિત્ય ને સંયમ સ્તુત્ય છે.

એ જ પ્રમાણે ત્રીજા ભાગના પાંચમા પ્રકરણમાં મહાત્મા વિષ્ણુદાસ, વિહારપુરી તથા અલખપુરી જે શ્લોકો બોલે છે તેમાં ઔચિત્ય રહેલું છે જ પણ સરસ્વતીચન્દ્ર તો વિનીત પૃચ્છકની દશામા છે ને તેથી તત્ત્વાવબોધની આડે એ જગાયે આવતો નથી કે પોતે થઈ ને શ્લોક લલકારતો નથી. માત્ર ચર્ચાના આરંભે પોતે એક શ્લોક "હસ્તામલકસ્તોત્ર"માથી બોલે છે, પણ તે તો વિષ્ણુદાસના પ્રશ્નના પ્રત્યુત્તરરૂપે જ. હા, ત્રીજા ભાગના તેરમા પ્રકરણમાં અમાત્ય જરાશકર 'રઘુવંશ'માથી પંદર શ્લોકનુ ધારાવાહી પઠન કરે છે, પણ તે થયુ છે મલ્લરાજના કહેવાથી. રઘુના વાનપ્રસ્થને લગતા એ શ્લોક મલ્લરાજને અતિપ્રિય હતા ને તેથી એના અતકાળે થતા આ મગલ પઠનથી મલ્લરાજનુ પાત્ર ઘણું ભાવનાશાળી ને હૃદયસ્પર્શી બને છે.

ચોથા ભાગના પૂર્વાર્ધમા મોહની, બિન્દુમતી, ભક્તિમૈયા, બંસરી વગેરે સાધ્વીઓ કુમુદનુ સખીકૃત્ય કરે છે તે વેળા એની હૃદયચિકિત્સા કરતાં આ સાધ્વીઓ શ્લોકનો ઉપયોગ કરે છે, તેથી એમની વાણી તુલસીદલ જેવી પવિત્ર બની રહે છે ને એ શ્લોકબદ્ધ વાણીથી આ સાધ્વીઓની સરકારિતા, રસજ્ઞતા ને શાલીનતાની સદ્યપ્રતીતિ થાય છે કુમુદના સૂક્ષ્મ કામનુ સંશુક્ષણ કરવામા, ક્વચિત્ ક્વચિત્ "ગીતગોવિંદ"ના કેટલાક ખંડોનો આ તપસ્વિનીઓથી થતો પ્રયોગ પણ ઘણો સુઝભર્યો છે.

તો, આ બધા અવતરણોની સાર્થકતા તેના સંદર્ભમા જુદી

જુદી રીતે છે જેમ બધાં જ અવતરણ સર્જનને ઉપકારક નથી, તેમ કંઈ બધા જ અવતરણ રસોજ્જ્વલ કે કાવ્યમય નથી અવમત્ત ગોવર્ધનરામ આનાથી અજ્ઞાત નથી જ ઉચ્ચાવચ કક્ષાના અસખ્ય પાત્રોનુ મનોગત એમણે જુદી જુદી તરેહથી પ્રગટ કર્યુ છે ને તેમા અવતરણો પણ ઘણા સહાયક બન્યા છે એ દેખીતુ જ છે કે કલાવતી, મનોહરી ગુમાન નરભેરામ પુષ્પની, આનમેન પુમરતો સિપાઈ, ટિપ્પણીઓ, કમનારાણી વગેરેના મુખમા મૂકેલી પક્તિઓ તે તે પાત્રોના સસ્કારને અનુરૂપ છે મ્વયમેવ ગુણવતી હમેશા નથી કનાત્ની ને મનોહરીના મુખમા મૂકેલી પક્તિઓ તો કઈક નિર્લજ્જતાભરી પણ છે નાવતી કઈ ભૂપસિંહને જ વફાદાર નથી એ જાણતા, કલાવતીએ ગાયેલી હોરીની તરેહન જે બેદ ગ જોડણ રચીને મૂકે ભરડતો ભરડતો રાણો કનાત્ને ઉદ્દેશીને મનમા બોલે છે તે દ્વારા વ્યક્ત થતો તિરસ્કાર ને એની વિનાશી વૃત્તિમા રહેલુ ભાડ્ય ગોવર્ધનરામ આબાદ સૂચવે છે (ભા ૧ પૃ ૧૨)

ગોવર્ધનરામે કેટલીક પ્રચલિત પક્તિઓ કથાવૃત્તાન્તમા નવા સદર્ભમા યોજી કટાક્ષ કે આછુ હાસ્ય પણ જન્માવ્યા છે દરબાર ભરાવાને દિવસે મનમા ફુલાતો શઠરાય અરીસામા મો જોઈ મૂછો આમળે છે ત્યારે નરભેરામ કટાક્ષથી મનમા બોલે છે

"મુખડા ક્યા દેખો દર્પનમે ?
નહી કછુ દયાધર્મ હૈ દિલમે ?"

(ભા ૧ પ્ર ૧૧)

દુષ્ટરાયને કલાવતી માટે ઉશ્કેરી નરભેરામ સ્વગત બોલે છે 'અડચણ પડે તો મતે કહેજે હુ હાર્યાને શિયાળે ર્‌હ્યુ હતુ તેમ કહીશ— ભગવન્ મમ પુચ્છમાવલબન કુરુ' (ભા ૧ પ્ર ૧૧) બુદ્ધિધનના વિજય વખતે ઓળખીતા અણઓળખીતા સૌ વણબોલ્યા વધામણી ખાવા દોડી આવે છે ત્યારે દયારામ ગાય છે

"બને પધાર્યાં સદ્ભાગ્યાઈ! સનાંસ જ્યાંથી આવે ધાઈ!
કેઈ કહે મારે મેળાઈ ભાઈ, કોઈ કહે મારે મશીઆઈ જમાઈ!"
(ભા. ૧ પ્ર ૧૪)

સંસારના સર્વ સાધન સરસ્વતીચંદ્રને નિષ્પ્રયોજન થવા લાગ્યાં, ને બુદ્ધિધનનો વિજય કરી એ બોલી ઊઠ્યા

" આ તો છે કોડે, પણ જગ સાથે ઓડે,
ધિક્કાર છે એના નામને રે!" (ભા ૧ પ્ર ૧૨)

પણ આવું સરસ્વતીચંદ્ર જેવો ગંભીર વૃત્તિવાળો બોલે? તો અહીં ગોવર્ધનરામની સૂક્ષ્મતા જુઓ–કુમુદ પાસે વનલીલાએ "રુક્મિણી-હરણ" માંથી પાછલે દિવસે જે ગાયેલું તેના સંસ્મરણો પોતે આવું બોલ્યો-પોતાના સ્વભાવવિરુદ્ધ જઈ બોલ્યો, ને એ વિચિત્ર લાગવાથી સરસ્વતીચંદ્ર પોતે જ પોતાને હસે છે!

લક્ષ્મીનંદનને સરસ્વતીચંદ્ર વિરુદ્ધ ભભેરતી ગુમાન પોતાની ને પોતાના દીકરાની ભાવિ સ્થિતિ કલ્પી બોલે છે "કોણ જાણે કયથી ચોકો જુદું જુદું ગાય છે કે 'બીજવરની પરણી મહાસુખ પામશે'!" (ભા ૧ પ્ર ૧૫)

ફોગ સાથેની ચર્ચાના અનુસંધાનમાં કુસુમ સંસારના સ્વાર્થનિર્મિત સંબંધો વિશે નગરજન વિશે-વિચારતા ગાય છે

' પરણ્યા તે બાઈજી એમ કહેતા જે–વહુ! તું મારી સાકર રે,
હવે તે બાઈજી એમ શું બોલો–વહુ! તું મારી ચાકર રે!"
(ભા ૪–પ્ર. ૧૦)

અભ્યાસ અંગ્રેજી વિદ્યાના પ્રભાવને કર્મકે રમૂજી રીતે, બ્રાહ્મણના ત્યાગ સાથે સરખાવીને કહેવત ટાંકે છે

"ભટ બ્રાહ્મણનું લાકડું વણ પેસાડ્યું પેસે,
કેનું હોય કે ચોરે આવજો, તો ઘરમાં આવીને બેસે"
(ભા ૪–પ્ર. ૪)

ગોવર્ધનરામના અક્ષરમંદિરમાં ધૂપદીપ ને ગંધમાલ્ય જેવાં આ અવતરણોની પ્રચુરતા બીજી રીતે પણ તપાસવા જેવી છે "સરસ્વતીચંદ્ર"માં ઘણાં પાત્રો શિક્ષિત, વિનયી, સંસ્કારસંપન્ન છે, કેટલાક વિદ્વાન પણ છે આવાં પાત્રો શ્લોકો, કહેવતો, લોકપ્રચલિત રચનાઓ, પદો, આખ્યાનાદિની પંક્તિઓ એમની ઉક્તિમાં ગૂંથી લે તે અસ્વાભાવિક નથી એ જમાનામાં તો, દુહાઓ, દૃષ્ટાંતો, શ્લોકો, સૂક્તિઓ, કાવ્યપંક્તિઓ પોતાના વાર્તાલાપમાં સહેજે—સ્વાભાવિક અનુસંધાને—ગૂંથાતી આવે, એ સંસ્કારિતાનું, રસિકતાનું, બહુશ્રુતતાનું, વિદ્વત્તાનું, લક્ષણ ગણાતું. તો આ દૃષ્ટિએ, જરાશંકર, વિદ્યાચતુર, સરસ્વતીચંદ્ર, ચન્દ્રકાન્ત, તરંગશંકર, ઉદ્ધતલાલ, શાન્તિશર્મા, વિષ્ણુદાસ, વિહારપુરી ને ચંદ્રાવલી જેવાં સુંદરગિરિનાં સાધુ-સાધ્વીઓ, કુમુદ, કુસુમ, ગુણસુંદરી, શ્લોકાદિ રમણીય પ્રેરક ઉક્તિઓનો છૂટે હાથે ઉપયોગ કરે તેમાં કશું અજૂગતું ન ગણાય આ બધાં પાત્રો પર સંસ્કારિતાનો પટ વત્તો ઓછો મોટો જ છે બુદ્ધિધનમાં પણ કંઈક બગત આ સંસ્કાર છે વૃદ્ધ કાજીસાહેબ પાસેથી બુદ્ધિધન નાનપણમાં ફારસી એનો શીખ્યો હતો વૃદ્ધ માતા તથા વૃદ્ધજનો પાસેથી એણે કથાઓ ને શ્લોકોના સંસ્કાર ગ્રહણ કર્યા છે ને તેની એના ચિત્ત પર "નદી ઉપરના પ્રભાતના કમળસ્પર્શી પવન જેવી" રમણીય ગુપ્ત પાચક અસર થાય છે નાનપણમાં પોતે પાડોશી શાસ્ત્રી મહારાજ પાસેથી શ્લોક સાંભળેલા તેની એને યાદ આવે છે ને તેથી દરબારમાં વિજયી બની રાણાનું શ્રદ્ધાભાજન બનેલો બુદ્ધિધન ભૂપસિંહના સભાખંડમાં એકલો શ્લોક બોલે છે, પછી બહાર નીકળી રાણાને મળવાની વાટ જોતો, બાગમાં એકાન્તમાં ફુવારા પાસે બેસી શ્લોક બોલે છે એટલું જ નહિ, એનામાં જે ચારિત્ર્યબળ ને આધ્યાત્મિકતા વૈતૃપ્તિ પછી વિરમી રહે છે તેમાં આ જૂના કુટુંબસંસ્કારોનો ફાળો જરાયે ગાળો નથી શ્લોક ચિત્તશાંતિ માટે આમ એટલા અનિવાર્ય બની રહે છે।

એમ તો સૌભાગ્યદેવીને પણ ઘણાં સ્ત્રી–ગીત મોંએ છે. બુદ્ધિધનની માંદગી વખતે તે "દુખી દારા દુનિયામાંહ્ય કથ વિદેશ ગયે" વેદનાથી ગાય છે. પ્રૌઢાવસ્થામાં "મેરી ગઈ રે મયનિયાં..." એ કબીરનું ભજન, કંઈક ખેદ સાથે સંન્યાસવૃત્તિથી તે ગાય છે. તે ઘરમાં કથા કહેવરાવે છે ને "સાવિત્રી આખ્યાન" ચાલે છે. (ભા. ૧–પ્ર ૧૯) "સુદામાચરિત" તો તેને મોંએ છે। તે અને વનલીલા "સુદામાચરિત" ગાય છે ત્યારે તેની એક કડી–"ઘુવડ સરખી ઝુંપડી ને લૂટી સરખી નાર, મડદા સરખાં છોકરાં મને ન મળવાં બીજી વાર," એક વાર બુદ્ધિધનને કાને પડે છે ને તેથી શઠરાયની ખટપટના સન્દર્ભમાં આ પંક્તિ સાંભળીનાં, એના સંતાનો સાથે હવે એનો યોગ થશે કે કેમ એ વિચારે એનું હૈયું ભરાઈ આવે છે (ભા. ૧ પ્ર ૧૦)

"વાડામાં લીલા" ને "જ્ઞાનનિદ્રાનું છેદન અને વિશુદ્ધિનું શોધન"માં દર્શાવાયું છે તેમ વનલીલા "ઓખાહરણ"માંથી ગાય છે, એને દયારામ[11]ની પણ ઘણી ગેય રચનાઓ કંઠસ્થ છે વનલીલા ગુણસુંદરી, કુમુદની જેમ ગરબી પણ જોડી શકે છે. ભા. ૧. પ્ર. ૧૫)

"ચન્દ્ર" નામનું એક નવું કાવ્ય વનલીલાને ને અલકને નથી સમજાતું, તે કુમુદ પાસે સમજે છે અલકકિશોરી શાણી થયા પછી, કુમુદ સાથેની વાતોમાં, 'લલિતા–દુઃખદર્શક" યાદ કરીને, તેમાંથી લલિતાએ ઉચ્ચારેલી પંક્તિઓ અવળસવળ બોલે છે। કુમુદ અંગ્રેજી–અરણ્યમાંથી રમણીય ભાગોનું ભાષાન્તર અલકકિશોરી આગળ કરે છે, તેથી જ એ 'લીન ને દીન' બને છે. કુમુદ તો વિદુષી છે જ, કવિ પણ છે. એ "મેઘદૂત" વગેરેમાંમાંથી ભાષાન્તર કરે છે ને "અવની પરથી નભ ચડ્યું વારિ" જેવી સ્વતન્ત્ર સુંદર રચના પણ કરે છે. જમાલવાળા બનાવ પછીની સવારે, સરસ્વતીચન્દ્રનું શુભ પ્રાર્થતી કુમુદ "ગજેન્દ્રમોક્ષ" ગાતી ગાતી ઊઠે છે.

---

૧૧ દયારામનો કાવ્યસંગ્રહ ત્યારે અપ્રકટ હોવાથી ગોવર્ધનરામે એ 'વર્તમાન સ્ત્રી–ગીત' જ ગણ્યાં છે.

ગુણસુંદરી પણ દયારામની અનુકૃતિ કરી પ્રસૂતિ સમયે, વિદ્યાચતુરને સંબોધીને, જોડકણું રચે છે. "અપારસસાર સમુદ્ર મધ્યે નિમજ્જતીના શરણં કિમરિત" જેવા અનેક શ્લોક એને મોઢે છે. ધર્મલક્ષ્મીમાં કથાપુરાણના સંસ્કારો ભર્યા ભર્યા છે. જ્યારે બધાં ગરબે ગાય છે કે "મારા સ્વામીજી બાવન વીર રે" ત્યારે એનો ખરો સ્વામી તો તેને એકલીને જ છે, એમ આ ધર્મપ્રવણ હૃદય માને છે ને માનચતુરને સવળે માર્ગે લાવે છે.

એમ તો નરભેરામ પણ કવિતાનો કંઈક શોખીન છે, તે "મુખડા કયા દેખો દર્પનમેં" પરથી જણાય છે. એ જમાનામાં આખ્યાનની, ભજનની, ભવાઈની, નાટકની, બેતબાજીની, કથાની અસર, આજના કરતાં ઘણી વ્યાપક તેમ જ ઊંડી હતી. 'સરસ્વતીચંદ્ર'માં લોકસાહિત્યનો પણ કેટલી કુશળતાથી ઉપયોગ થયો છે? ગુજરાતી સાહિત્ય આજે છે તેવું કશું તે વખતે તો ઉપલબ્ધ ન હતું છતાં અખા જેવા કેટલાક કવિઓને બાદ કરતાં, ગોવર્ધનરામે પ્રાચીન ગુજરાતી સાહિત્યમાંથી પણ ઠીક ઠીક લીધું છે. એમ તો પારસી નાટકની પંક્તિનો પણ ઉપયોગ કર્યો છે—"ગુલ પ્રીત કરવી તો સહેલ ઘણી, પણ નિભાવ બહુ મુશ્કેલ!" એ લીટી કુસુમ યાદ કરે છે (ભા. ૪ પ્ર ૮) આ બધું જોતાં, કાઉલી વિશેની કરુણપ્રશસ્તિમાં ડેનહામ કહે છે, તે (અત્યુક્તિ હોવા છતાં) ગોવર્ધનરામને પણ સારી પેઠે લાગુ પડે છે

"To him no author was unknown,
Yet what he writ was all his own."

આમ આ અવતરણો આપવામાં, એ દ્વારા જુદા જુદા સંસ્કાર જાગ્રત કરવામાં, ગોવર્ધનરામની દૃષ્ટિ કેવી ઊંડી છે તે જણાશે કોઈ અણઘડ કે રેઢિયાળ વેપારીની વખારમાં ઉપરાઉપરી જે તે જ્યાં ત્યાં ખડકી દીધું હોય, એવું તો અહીં ક્યાંયે નહિ દેખાય.

ઘૂમવતો રસળતો મહાનદ, પોતાના જ પ્રવાહમાં નાના મોટાં અનેક ઝરણાંને, વહેળિયાને, નદીઓને ને નિર્ઝરોને ખેંચતો આવે એવું ગોવર્ધનરામની પ્રતિભાનું છે આવી સઘન વિદ્વત્તા, પર્યેષક ચિંતનશીલતા ને શાસ્ત્રીયતાથી, અસામાન્ય પ્રતિભાથી, સામાન્ય વાચક વિમુખ થાય ને "જીવનનો રસ ઢળી ગયો" એવું પણ બને આવાં cl.ssics ને તો એ ખડ્ગી વેઠવાની જ છે મૉમ કહે છે તેમ 'Classics are discussed, not read" અને રો રોય જેવા માટે પણ મૉમ જેવાએ કઈંક સંકુચિત કલાદષ્ટિયા, કઈંક અનુદારતાથી, કહ્યું છે "He was the prisoner of his message' તો ગોવર્ધનરામ જેવા સાક્ષરજન એમાંથી બચી શી રીતે શકે? પન ગિયા ખરે જ સુન્દર છે પણ ગગનચારી ગરુડગાજ કંઈ ઓછા ભવ્ય નથી ને ગિરિશૃંગો પર સૌથી ન પહોંચાય તેથી ગિરિઓનું મહત્ત્વ કંઈ ઘટી જતું નથી બલ્કે એટલે જ વધે છે ગોવર્ધનરામનું લખાણ દીર્ઘસૂત્રી ને વિદ્વદ્‌ભોગ્ય છે તે સાચું છતાં તેમાં શિથિલતા પણ ઘણી વાર સામર્થ્યનું રૂપ લઈને આવે છે "All are parts of a stupendous whole ' એમ એથી જ લાગે છે અને ગોવર્ધનરામે સામાન્ય વાચ જનનેય નજરમાં તો રાખ્યો જ છે,[12] પણ જે મુકુટમણિને સ્થાને છે, જેમનું બહુવર્ગસંસ્કૃત સર્વમાન્ય છે તેમને જ ગોવર્ધનરામે તો શિરોધાર્ય ગણ્યા છે ને? "સરસ્વતીચંદ્ર" જેવી મહાન કૃતિના અધ્યયનથી–અનેક મહાન કૃતિઓના ને તેથી અનેક ગજાવર ચિત્તોના મહામનાઓના–પ્રેરક સંપર્કમાં વાચક મુકાય છે, એ લહાવો જેવો તેવો નથી જ

છેવટે એક મુદ્દો સ્પષ્ટ કરવો જોઈએ ગોવર્ધનરામે આજે "સરસ્વતીચંદ્ર" લખ્યો હોત તો? તો એની ભાવ-શ્રી આવી ભવ્ય હોત ખરી, પણ એની નિરૂપણરીતિ આવી જ હોત એમ માનવું અધટિત છે કાળબળ પિછાનીને જેમ એમણે નવલકથા લખી, નિબંધ

---

12 જુઓ ચોથા ભાગની પૂર્ણાહુતિનાં વચનો

ન લખ્યો, તેમ જ કાળબળને અનુસરી, એમણે એમની નિરૂપણરીતિ પણ બદલી હોત, કંઈ નહિ તોયે અનિચ્છિનાર વર્જ્યો હોત. જો કે એમની શૈલીની સઘનતા–જે સામર્થ્યનું પ્રતીક છે—તો રહી હોત. પણ ગોવર્ધનરામે જ આમ કર્યું હોત એમ શા માટે? ઘણા ઘણા સાહિત્ય-સ્વામીઓએ યુગાનુરૂપ ફેરફાર વત્તાઓછા કર્યા હોત. છતાં "સરસ્વતીચંદ્ર"ની મહત્તા તો એમાં છે કે એનું બહિરંગ કેટલેક અંશે બદલવા સરખું લાગે છતાં એનું આંતરિક સૌંદર્ય તો એવું જ અવિકલ છે. ઊંચા પર્વતીય પ્રદેશ પર આવેલું, પાસે થઈને વહી જતી નદીના કદીક શાન્ત કલ-કલ પ્રવાહમાં પ્રતિબિંબિત થતું કલાનું આરસઘડ્યું મંદિર શું ઓછું રમણીય છે? એની દેરીએ કેવા દીવા બળે છે? ને રજતભરી રાતે કે સૂર્યમણિના અંબારમાં કેવું તો સોહે છે?

ત્રીજા ભાગની પ્રસ્તાવનામાં, નીચે જણાવ્યા મુજબ, ગોવર્ધનરામે કાલપ્રાપ્ત સાક્ષરધર્મ જ બજાવ્યો છે, "સરસ્વતીચંદ્ર"માં વિપુલ જ્ઞાનરાશિનો વિનિયોગ કરવામાં. એ પ્રસ્તાવનામાં લેખક કહે છે :—

"સંસ્કૃત અને અંગ્રેજી ભાષાઓના મહાન અને સમર્થ ગ્રન્થકારોની જ્વાલાઓ આ દેશની પ્રજાને અનેકધા લાભકારક છે. પણ એ જ્વાલાઓમાં આધુનિક પ્રજાનું સર્વ પ્રકારે તાદાત્મ્ય થવું સુલભ નથી. કારણ અંગ્રેજો અને દેશીઓ વચ્ચે વિચાર–આચારમાં જેમ અનેકધા ભેદ છે તેમ સંસ્કૃત વિદ્વાનો અને આજના આપણા કાળ વચ્ચે પણ વિચાર–આચારમાં અનેકધા ભેદ છે. અને એવા બે-માંથી ગાળી કાઢી એ ભાષાઓના સત્ત્વનો કેવળ અનુકૂળ રસ ચાખવો એ સર્વથી બનતું નથી." આમ સર્વથી જે બનતું નથી છતાં યુગ-દૃષ્ટિએ જે કર્તવ્ય છે, તે કરી છૂટવાનો સાક્ષરધર્મ ગોવર્ધનરામે અહીં બજાવ્યો છે.

ગોવર્ધનરામ જેવા અવતરણક્ષમી સર્જકની ઘૂંટાયેલી શૈલી અવતરણયોગ્ય ન હોય તો જ નવાઈ ગોવર્ધનરામની તારાટીપકીવાળી શૈલીનો વિશિષ્ટ ગુણ અવતરણક્ષમતા (Quotability) છે. ગુજરાતી

સાહિત્યમાંથી ઉત્તમ ગદ્યખંડોની પસંદગી કરનારને ભારે મૂંઝવણ થાય એટલો બધો વૈભવ "સરસ્વતીચંદ્ર"માં છે

જેને કાંગરે કાંગરે મણિમય રત્ન જડેલાં છે, તેવો ગોવર્ધનરામનો ઉન્નત અને ભવ્ય પ્રજ્ઞા-પ્રાસાદ ગુજરાતી સાહિત્યમાં અનન્ય છે

કુમારસંભવ, રઘુવંશ, નૈષધીયચરિત, શિશુપાલવધ, કિરાતાર્જુનીય, ભર્તૃહરિનાં શતકત્રય, ગીતગોવિન્દ, ભામિનીવિલાસ, કાદમ્બરી, હિતોપદેશ, પંચતંત્ર, ભોજપ્રબંધ, સુભાષિતરત્નભાંડાગાર, કામસૂત્ર, કામતંત્ર, રામાયણ, મહાભારત (ગીતા, ભીષ્મપર્વ, શાન્તિપર્વ, અનુશાસનપર્વ, આદિપર્વ, સૌપ્તિકપર્વ, વનપર્વ, મૌસલપર્વ) ભાગવત (ગજેન્દ્ર મોક્ષ, ગોપિકાગીત, શુકરંભાસંવાદ) પુરુષસૂક્ત, શતપથ બ્રાહ્મણ, ઐતરેય બ્રાહ્મણ, કેનોપનિષદ, છાંદોગ્ય ઉપનિષદ્, બૃહદારણ્યક ઉપનિષદ્, મુંડક ઉપનિષદ્, ઈશાવાસ્ય ઉપનિષદ્, આશ્વલાયનીય ગૃહ્યસૂત્ર, પારસ્કર ગૃહ્યસૂત્ર, જાબાલ શ્રુતિ, મનુસ્મૃતિ, બ્રહ્મસૂત્ર પરનું શાંકર-ભાષ્ય, શારીરક ભાષ્ય પરની આનંદગિરિની ટીકા, ગૌડપાદાચાર્યનું વેદાન્ત, યોગવાસિષ્ઠ, પંચદશી, ચંડકૌશિક, સંસ્કાર-ભાસ્કર, જાતકમાલા, ચંડીશતક, હસ્તામલકસ્તોત્ર.

કર્તા કાલિદાસ, ભવભૂતિ, બાણ, હર્ષ, ભારવિ, માઘ, ભર્તૃહરિ, મલ્લિનાથ, ચન્દકવિ, જગન્નાથ

નોંધ—આ ઉપરાંત "પ્રકીર્ણ" ને 'પ્રાચીન" કહીને પણ ગોવર્ધનરામે સંસ્કૃતમાંથી ઘણાં સુભાષિતો વગેરે ટાંક્યું છે

**હિન્દી**

કર્તા તુલસી, સૂર, કબીર, મીરાં, દયારામ

**અંગ્રેજી:**

કૃતિ

શેક્સપીઅર : Hamlet, Tempest, Measure for Measure

ગોલ્ડસ્મિથ : The Hermit

વર્ડ્ઝવર્થ Ode to Duty, The Forsaken, The Idiot Boy, Evening Voluntaries,

ટૉમસન . To a young Lady.

મોરિસ, ટોડસન, Talboys Wheeler, બિસ્માર્ક, ગ્રાન્ટ ડફ, કે. જે. પેઈન, જે. એચ. પેઈન, ઈ. જે. પેઈન.

### ઇતિહાસાદિગ્રંથો

1. John Malcolm–Political History of India
2. Lee Warner–Protected Princes of India
3. Spencer–Political Institutions
4. Sir Edmund Creasy–Rise and Progress of the British Constitution
5. Col. G.B Malleson–Native States of India
6. The Stateman's year book–1896
7. Prof. Max Duncker–Ancient History of India (Translated by Abbot from German)
8. Nineteenth Century December 1898
9. " " February 1899
10. Review of Reviews–15th July 1901
11. Baron Ven Hubner–Through the British Empire
12. Merivale–Aurelius
13. Erskine–History of India
14. W C Banerjee–Indian Politics.
15. Elphinstone–History of India on the results of the Battle of Panipat

16 Extracts from the correspondence of the British Representatives to H.H. the Maharaja Nagraja
17. Benjamin-Social Evolution
18 G M Tripathi-Private Notes
19 Max Muller-Origin and Growth of Religion
20 Suryanarayan Rao-Astrological Self-Instructor

અનંતરાય પુરાણી

# ગો. મા. ત્રિ. કૃત 'અધ્યાત્મજીવન'

[શ્રી અંબુભાઈ પુરાણીએ મને જણાવેલું કે નડિયાદની 'ગોવર્ધનરામ ત્રિપાઠી વ્યાખ્યાનમાળા'માં વ્યાખ્યાન આપવા તેમને નિમંત્રણ મળેલું. સંજોગવશાત્ વ્યાખ્યાન આપી શકેલા નહિ. 'સંસ્કૃતિ'ના માર્ચ ૧૯૬૪ના અંકમાં તેમનું 'અધ્યાત્મજીવન' અંગેનું જે લખાણ પ્રગટ થયું છે તેને વ્યાખ્યાન ગણી લેવાનું છે. રમણલાલ જોશી]

શ્રી અરવિંદ આશ્રમ
૮-૧-૧૯૬૪

પ્રિય ભાઈ રમણલાલ જોશી

ભાઈ સુન્દરમ્ સાથે મોકલેલું પુસ્તક 'ગોવર્ધનરામ એક અધ્યયન' મળ્યું. વહેલો પહોંચ ન લખી શક્યો તેનું મુખ્ય કારણ મારી શારીરિક સ્થિતિ છે તથા પુસ્તક જોવાનો પણ અવકાશ મેળવવાનું બાકી હતું.

પુસ્તક ઝીણવટથી તો નહિ પણ ઠીકઠીક પ્રમાણમાં વાંચી ગયો છું. ભાઈ વિષ્ણુપ્રસાદ સાથે સંમત થઈને કહી શકું છું કે તમે 'ઉત્સાહ, ખંત, ચીવટ, ધીરજ અને મર્મગામી દૃષ્ટિથી વિષયનો સાંગોપાંગ અભ્યાસ કર્યો છે." ગોવર્ધનરામ પોતે ધન્યતા અનુભવે—જીવતા હોય તો—એવો પ્રયત્ન છે

ગોવર્ધનરામની સારસ્વત સેવા અને એની મહત્તા વિશે મારા મામા ઉડી ભક્તિ ૧૬-૧૭ વર્ષનો હતો ત્યારથી છે અને વડોદરાના મંદિરમાં એક મેના કાતરિયામાં લગભગ આખો 'સરસ્વતીચંદ્ર' વાંચ્યો ત્યારથી એમની પ્રૌઢગંભીર શૈલી, ઊંડુ ચિંતન, સૌંદર્યની ભાવના વગેરે ખૂબ આકર્ષક લાગેલાં

કેટલાંક મુદ્દાઓમાં મારો અભિપ્રાય ઘણા વિવેચકોના અભિપ્રાય કરતાં જુદો પડે છે મુખ્ય એટલું છે કે હું વિવેચક નથી એટલે તમને વિચારણામાં સહાય થાય એ ઉદ્દેશથી એ મુદ્દાઓ જણાવું છું. મૂળ તો, રજૂપણુંમાં અને શતાબ્દીમથમાં મે પુષ્કળ નોંધો ક્રી રાખેલી છે કારણ કે સોમાભાઈનો આગ્રહ હતો કે મારે ગોવર્ધનરામ પર વ્યાખ્યાન આપવું પણ લગભગ વર્ષની મુસાફરીમાં અતિશ્રમને કારણે મારી પથ્થર જેવી તંદુરસ્તી ભાગી પડી એમને ખરા માર્ગમો ફરી જાય એ પણ સ્વાભાવિક છે મુદ્દાઓમા શાંતિનાન ઠાકરના વિધાન વિશે મારો મતભેદ છે અને આ પુસ્તકમાં ભાઈ વિષ્ણુપ્રસાદે જણાવેલા અભિપ્રાય સાથે પણ મતભેદ છે ગોવર્ધનરામને શ્રી અરવિંદના પુરોગામી હું ગણતો નથી આખી ભારતની સાસ્કારિક જાગૃતિનો ક્રમ બનારસ હિંદુ યુનિવર્સિટીમાં મેં છ વ્યાખ્યાનો શ્રી અરવિંદ ઉપર આપેલાં તેમાં Sri Aurobindo Indian Cultural Renaissance ' એમાં આપેલો છે

શ્રી અરવિંદ કેવળ ગીતાનિર્દિષ્ટ કર્મ, જ્ઞાનભક્તિનો સમન્વય નથી આપતા આત્મસિદ્ધિ અને 'વિજ્ઞાનયોગ ઉપરાંત યોગ ઉપરનું વિશાળ પત્રસાહિત્ય એ એમની આગવી દેણગી છે જેનો ઉલ્લેખ શાંતિનાન કે વિષ્ણુપ્રસાદના વિધાનમાં નથી વળી ગીતામાં જ એ ત્રણેનો સમન્વય વિવક્ષિત છે તો એ દૃષ્ટિએ ગીતા ગોવર્ધનરામનો પુરોગામી યોગસમન્વય આપે છે એમ કહેવામાં હાસ્યાસ્પદતા આવે છે.

ખેર એ તો યોગસાહિત્યની વાત થઈ. દર્શનમાં શ્રી અરવિંદ

માનવજાતિ માટે નવુ પ્રસ્થાન થવાનો નિર્ણય બુદ્ધિની યુક્તિપૂર્વક આપે છે એવુ સમગ્ર માનવજાતિને આવરી લેતુ પ્રસ્થાન અન્ય કોઈ ચિંતનમા મળવુ મુશ્કેલ છે

હા, સાસ્કાતિક સદર્ભમા હિંદની સસ્કૃતિનાં ઉત્તમ તત્ત્વોમાનાં ઘણા જેમ ગોવર્ધનરામ પોતાની કૃતિમા વર્ણે છે તેના કરતા જુદી જ રીતે પણ અજબ સમગ્રતાપૂર્વક શ્રી અરવિંદ " The Foundations of Indian Culture " મા આપણને આપે છે એ વિષય, આપણે જોઈ શકીએ છીએ કે, સમગ્ર ભારતના સમકાલીન નેતાઓના ચિંતનનો વિષય બન્યો હતો

બીજો મુદ્દો રાજકીય દૃષ્ટિની વિશદતા વિષેનો છે એમાં સમકાલીનોમા મ ન દ્રિ વધારે સ્પષ્ટતાપૂર્વક દૃષ્ટિ કરી શકતા લાગે છે, અને હુ માનુ છુ કે કોઇ ઠેકાણે મે ઉલ્લેખ પણ કર્યો છે કે બકિમચદ્ર જેવા તે સમયના સાહિત્યના નેતા જેમ હિંદનુ રાજકીય ભાવિ સ્પષ્ટપણે જોઈ શક્યા અને ' આનદમઠ'મા એને સ્વરૂપ આપી શક્યા એમા જે તીવ્ર દેશભક્તિ, ભારતના આત્માની મુક્તિની તમન્ના, તથા ભાવિ સ્વાતત્ર્યનુ દર્શન છે તે ગોવર્ધનરામમા– (સમકાલીનોમાથી) દેખાતુ નથી એથી ગોવર્ધનરામની મહત્તા ઓછી થતી નથી એ મારે તમને જણાવવુ જોઈએ તેમ, શ્રી અરવિંદનો રાજકીયક્ષેત્રમા જે ફાળો છે તે એમને ગોવર્ધનરામથી નિરાળા વર્ગમા મૂકે છે એમ કહેવામા હકીકતનો ઉલ્લેખ છે એમ મને લાગે છે

ત્રીજો મુદ્દો યુરોપના તે વખતના કેટલાક લેખકોના ' જીવન ' કે ' ચેતના ' વિષેના વિચારોને ગોવર્ધનરામે, મારી દૃષ્ટિએ, જોઈએ તે કરતા વધારે મહત્ત્વ આપેલુ એટલે ઉપનિષદના કેટલાક ભાગોનુ અર્થઘટન એમણે એ લેખના વિચારો અને નિર્ણયો જોડે સરખાપણુ બતાવવા માટે કર્યાં છે એના સહ સ્ના–મનીષા હુ જોઈ શકુ છુ– પરતુ એવો પ્રયત્ન ભાગ્યે સફળ થાય છે એમ મને લાગે છે

આ તો કોઈ પુસ્તક જોયા વિના જે વિચારો તમારું સુંદર અધ્યયન વાંચીને ફરીને મનમાં તાજા થયા તે તમને મિત્રભાવે જણાવું છું. મારી તબિયત એવી છે કે ધારેલાં ઘણાં કાર્યો આદિમાં તમારા જેવા જુવાનો કરે એવી આશા સાથે મારે અધૂરાં મૂકવાં પડશે એમ લાગે છે, અને એનો શોક પણ નથી. સિત્તેર વર્ષ સુધી ભગવાને જે શારીરિક તંદુરસ્તીનું દાન કર્યું હતું તેનો યથાશક્તિ સેવામાં ઉપયોગ કરવા યત્ન કર્યો છે એટલે વધારે કાર્ય થાય ન થાય તેનો ઉચાટ નથી.

તમે સ્વસ્થ હશો. નૂતન વર્ષમાં વિશેષ ક્રાંતિ સાધો એવી શુભાકાંક્ષા કરું છું.

લિ. સ્નેહાધીન
અંબાલાલ પુરાણીના આશીર્વાદ

*

આશ્રમ
૧૩-૧-૧૯૬૪
પોંડિચેરી

પ્રિય ભાઈ રમણલાલ,

તમારો કાગળ મળ્યો તે અગાઉ મેં ગો. મા. ત્રિ. વિષે તમારું પુસ્તક વાંચીને જે બીના મુદ્દાઓ સૂઝ્યા તે વિશે પત્ર લખ્યો જે તમને ઘણું કરીને મળ્યો હશે. આમ એક રીતે મનોમન સાક્ષી જેવું થયું. પણ તમારો કાગળ વાંચીને થયું કે તમે વધારે જવાબદારીવાળું કાર્ય હું લખું એવી આશા રાખો છો. ખરું જોતાં ગો. મા. ત્રિ. વિષે સમકાલીન અને અનુકાલીન અનેક લેખકો અને વિવેચકોએ એટલું બધું લખ્યું છે, એટલાં પાસાંઓથી લખ્યું છે કે એમાં ઉપયોગી ઉમેરો હું કરી શકું એમ મને લાગતું નથી.

છતાં, તમારો પત્ર આવ્યા પછી હું ફરીને Scrapbook, 'અધ્યાત્મજીવન' વગેરે જોઈ ગયો પણ ક દા ચ પ દિત 'સાક્ષરજીવન' હાથ ન આવ્યું પણ એ વાત ઉપયોગની નથી

ગો મા ત્રિ ના 'અધ્યાત્મજીવન' વિષે હું લખું તે પહેલાં એમની જે વિશિષ્ટતા મને લાગી છે તે વિષે થોડુંક લખવું ઉચિત ધારું છું, જેથી ગેરસમજૂતી ન થાય

૧ ગો મા ત્રિ પૈસા વિષે, કીર્તિ વિષે, અમલ વિષે વિરક્ત હતા—સ પૂર્ણપણે એમ કહેવામા અતિશયોક્તિ નથી

૨ એમનું સ્વત્વ, મારી નજરે, ઈશ્વરમાં એમની જવલંત શ્રદ્ધા હતી તે છે શ્રદ્ધા તો આપણા આસ્તિક અને આધ્યાત્મિક સંસ્કૃતિવાળા દેશમા બધામાય હોય છે પણ જવલંત શ્રદ્ધા જે જીવનના અંધકારને પણ કોરીને પેલી તરફ દિવ્યતાના પ્રભુની સન્નિધિનો પ્રકાશ લાવે છે તે પ્રકારની શ્રદ્ધા એમને હતી એ એમનું કેન્દ્રસ્થ સત્ત્વ કહો સત્ય

૩ એ શ્રદ્ધાની સાથે જ જોડાયેલી વિશ્વમા કાર્ય કરતી કોઈ મહેચ્છામા એમની દૃઢ શ્રદ્ધા એ બીજુ સક્રિય આધ્યાત્મિક તત્ત્વ એમના જીવનમા જોવા મળે છે

આ મારા મુદ્દાઓના પુરાવા એમની સ્ક્રેપબુકમાથી તથા "સરસ્વતીચંદ્ર માથી (પાંચો ભાગ) એકથી વધારે મળી આવે તેમ છે અહીં એક જ નોંધુ છું

'દબાવેલા આંસુ પ્રભાવમય શાન્ત અભિભૂત કરે એવી નમ્રતા અને સમાધાનવૃત્તિ સાથે હું એમ કરું છું (નિવૃત્તિનો સં ૫)

આ છતા તે મહાન ઇચ્છા મારા હૃદયને આ મહાન અને ભયાનક કૂદકો મારવા પ્રેરે છે મહાન પ્રભુ! મારી દૃઢતા તારામાથી આવે છે અને મૂર્ખતાનું જોખમ મારું છે નાથ! આ ગરીબ જીવો દના કર તે

અહીં આપણે પંડિત ગો મા ત્રિ ને જોતા નથી, અહી મહત્ત્વાકાંક્ષાનો આભાસ પણ નથી, જ્ઞાનજન્ય આત્મવિશ્વાસ કેટલી "અભિભૂત કરે એવી નમ્રતા"થી ભરેલો છે કે તે છે એમ પણ આપણે પૂરી નજરે જોઈ શકતા નથી આ છે ગો મા ત્રિ ના અંતરાત્માનું સ્વરૂપ, જે એમના બુદ્ધિવૈભવ અને હૃદયની વિશાળતાથી જુદું પડે છે અને છતાં એમની પ્રકૃતિની સર્વ પ્રવૃત્તિઓને પોષે છે

આપણે એ પણ જોઈ શકીએ છીએ કે ગો મા ત્રિ જીવનમાં એ અંતર્કેન્દ્રની પ્રેરણા વડે જ પ્રવૃત્તિમાં પ્રેરાતા અને એમની પ્રકૃતિના બંધારણમાં પણ એ સામાન્ય પુરુષ તો હતા જ નહિ આપણે જેને પ્રતિભાવાન કહીએ છીએ તે પ્રકૃતિના હતા (નહિ તો ૧૮ વર્ષની ઉંમરે જીવનની મુખ્ય રેખાઓનો સ્પષ્ટ નકશો કેટલા જોઈ શકે છે? અને જોનારામાંથી કેટલા તો વફાદારીપૂર્વક પાર પાડી શકે છે?)

પોતાની નિવૃત્તિ દેશ પ્રત્યેની ફરજ અદા કરવામાં મને સમર્થ બનાવે તો એ બરોબર એ ન આપે તો મારી મારા પ્રભુ પ્રત્યેની અને મારા આત્મા પ્રત્યેનો ફરજ બજાવવામાં એ મને શક્તિમાન બનાવશે —એમ તેઓ નોંધે છે પોતાની મહાન ઇચ્છા જ આ બેમાનું એક કાર્ય કરવાની શક્તિ એમને નિવૃત્તિ દરમિયાન આપશે જ એવી દૃઢ શ્રદ્ધા અહીં દેખાય છે અને દેશ પ્રત્યેની એમની ફરજ અદા કરવાની શક્તિ એ મહાન ઇચ્છાએ એમને આપી અને એ દ્વારા પ્રભુ પ્રત્યેની ફરજ પણ બજાવવાનું કાર્ય થયું તે આપણે જાણીએ છીએ આમ એક રીતે એમનું સારસ્વત સર્જન એ મહાન ઇચ્છાની ગો મા ત્રિ ની પ્રકૃતિ દ્વારા (—એમની સર્જક-શક્તિ દેશભક્તિ સંસ્કૃતિ આરાધન વગેરે દ્વારા) ગુજરાતને દેણગી છે એમ કહેવામાં અસત્ય નથી એવી દિવ્ય મહાન ઇચ્છાની સરજત પૂર્ણ હોય એવી આશા —સદાગ્રહ રાખીએ છીએ, પણ માનવોની અત્યાર અપૂર્ણ છે એવો

પ્રકૃતિ દ્વારા એ મહાન-ઇચ્છાને કાર્ય કરવું પડે છે તેથી સર્જનની પૂર્ણતામાં ખામીઓ આવે છે ગો મા ત્રિ-ની મહત્તા એ છે કે એમણે એ પ્રેરણાને એવા અભિલાષભર્યા દર્શનમા મૂર્ત કરી છે કે એમા અપૂર્ણતાના થોડા જ અંશો એમની પ્રકૃતિમાથી કે આજુ-બાજુના વાતાવરણમાથી પ્રવેશ પામી શક્યા છે

કેવા શાંત ઉત્સાહભર્યા શબ્દોમા પોતાનો સંકલ્પ ગો મા ત્રિ. મૂકે છે! "તો, એમ જ થાઓ, નાથ! હુ મારી નહિ પણ તારી આજ્ઞાને આધીન થાઉં છુ અને મારી કિસ્તી કઈ તરફ ખેચાશે એ જોવાનુ કામ પણ તારુ જ છે"

એ જ્વલંત શ્રદ્ધા અને સનિષ્ઠ આત્મસમર્પણની શક્તિને લઈને મહાન ઇચ્છા એમને જીવનનુ દર્શન આપી શકી જે માટે આધાર તરીકે એમના અંતરમા તરવરતી દેશભક્તિ અને સારસ્વત પ્રેરણા આપવાની તમન્ના હતી ऋषिः दर्शनात् એ સાચુ હોય તો ગો. મા ત્રિ ઋષિત્વના અધિકારી છે નિઃસંદેહ

એમના જીવનદર્શન વિષે હુ વીગતમા ઊતરીશ નહિ, કારણ મે દર્શાવ્યુ જ છે એકબે મુદ્દાઓ અહીં વિચારણા માટે રજૂ કરુ છું સમગ્ર દર્શનમા ઉચ્ચ સ્થાને જેમનુ નિરૂપણ થાય છે તે વિષ્ણુ દાસ, ચદ્રાવલી વગેરેનો સાધુસમુદાય કેવળ કાલ્પનિક નથી એ વસ્તુ, કદાચ, આજકાલના વિવેચકોના ધ્યાનમા ન આવે એ બનવાજોગ છે ઘણા વિવેચકો ચમત્કારી કે દિવ્ય તત્ત્વના નિરૂપણને સર્જક માટે સગવડિયા ઉપાય જેવુ ગણે છે નિદાન, આપણી સસ્કૃતિને એનાથી ભારે અન્યાય બીજો ભાગ્યે હોઈ શકે સાહિત્ય એ જીવનમાથી વિકાસ પામતી સ ારી પ્રવૃત્તિ હોય તો તે જીવનના મૂળ તત્ત્વો વફાદાર પણ હો। એ સ્વાભાવિક છે વિષ્ણુદાસ જેવા પાત્રમા ગો મા ત્રિ જે અસાધારણ શક્તિઓ નિરૂપે છે તે આપણા દેશના વાસ્તવિક છે (સ્વામી સ્વતીચદ્રના માનસ ના ઉપર એમનો સયમ વગેરે) અને

નડિયાદમાં સંતરામનું મંદિર અને સંસ્થા હોય, પ્રો. કાશીરામ સેવકરામ દવે જેવા સ્વામીનારાયણના અનુયાયી હોય, તથા કાશીના ભાસ્કરાનંદ, રામકૃષ્ણ–પવહારી બાવા જેવી ઇતર પ્રાંતની ખ્યાત આધ્યાત્મિક વ્યક્તિઓ હોય તે સમયમાં ગો. મા. ત્રિ.ની શ્રદ્ધા એ વસ્તુઓમાં ન હોય એ બનવાજોગ નથી. કાલિદાસના શાકુન્તલ, રઘુવંશ અને કુમારસંભવથી માંડીને ગો. મા. ત્રિ.ના સુંદરગિરિમાં આપણી સંસ્કૃતિના આધ્યાત્મિક તત્ત્વની સક્રિયતાનો અને જીવનમાં તેની અસરનો ઉલ્લેખ જોવા મળે છે તે યોગ્ય જ છે. એ તત્ત્વો કાલ્પનિક નથી. નવલકથાને માટે ઉપયોગમાં લીધેલ સગવડિયા યોજના નથી

જે એક મુદ્દામાં ગો. મા. ત્રિ.નું દર્શન પાંખું લાગે છે તે એમનું ભારતના રાજકીય ભાવિનું દર્શન છે. એમાં ઘણાં તત્ત્વોએ ભાગ ભજવ્યો છે એમ મને લાગે છે; મૂળ તો ગો.મા.ત્રિ.ની પોતાની દ્રષ્ટા તરીકે અનાસક્ત રહેવાની અતિ ચીવટ છે. એક જગાએ લખે છે: "હું તો મારે તટસ્થ રહીશ, શું શું થાય છે તે જોયા કરીશ, તેનો અને આજુબાજુનો અભ્યાસ કરતો રહીશ. કાર્યક્ષેત્રમાં ઊતરવાનું ભવિષ્યમાં બની આવે ત્યારે, તેટલી લાયકી અને તેવા સંજોગો પાકે ત્યારે: ત્યાં લગી તટસ્થતા:" ('ગોવર્ધનરામ–એક અધ્યયન'–પૃ. ૧૪૬) આમ પ્રગટ થતી વૃત્તિ તે જમાનાના ઘણા આગળ પડતા બુદ્ધિમાનોમાં હતી. સંસારસુધારાના કાર્યક્ષેત્રમાં ગો. મા. ત્રિ. ખૂબ સાવધ હતા.[1]

---

૧. એક કે બે જ અવતરણો પૂરતાં છે: ૧ "She with three children at the age of 20!" ૨. "I am frozen by the social system that has done, and threatens to do, a lot of mischief to my poor family." ('સ્ક્રેપબુક'–૩, પૃ. ૨૬) પરંતુ વિરોધનો સામનો કરવાનું જાણે પોતાનું કાર્ય નથી એમ ગાંઠ વાળી હોય એવું જણાય છે, અને પોતાના કાર્યક્ષેત્રની મર્યાદાનો સ્વીકાર કરવાની સ્વતંત્રતા એમને, અલબત્ત, છે જ.

'સાક્ષરજીવન' માં પણ એ જ પ્રકારની તરફ્યનારો આગ્રહ દલીલો વડે કરેલો જણાય છે એટલે તે જમાનાના નાગરોમાં અને તેમા પણ નડિયાદના નાગરોમા સ્વતંત્ર ભાગ્ત કલ્પવા જેટલું માનસિક સાહસ કે દર્શન ન હતા એમ કહેવામા અતિશયોક્તિ નથી. એ વાતાવરણ તોડયુ ત્રીજી પેઢીએ (મન સુખરામ પછી તનસુખરામ અને એમની પુત્રી જોડે લગ્નથી જોડાયના) ઈન્દુલાલ યાજ્ઞિકે, અને ઈન્દુલાલને આરભમા નડિયાદના નાગરો તરફથી ખાસ સહાનુભૂતિ મળતી કે એમના કાર્યમા તેઓ ગૌરવ લેતા એવુ ન હતુ હું મહિનાઓ સુધી ઝવરિયા પાડામા ઈન્દુલાલ સાથે ૧૯૧૬મા રહેલો એટલે એ વાત જાણુ છુ દાખતમા પડેલી પ્રજાની સુષુપ્ત સમષ્ટિચેતના કેવી સમર્થ હોઈ શકે છે તેનો ખ્યાલ બાહ્ય સામાજિક, આર્થિક કે રાજકીય પરિસ્થિતિ ઉપરથી ભાગ્યે આવી શકે

એટલે બંકિમચદ્રે 'સુજલા સુફલા' ભારતમાતાને "વંદેમાતરમ્' -સૂત્રથી નવાજી અને એને જાગ્રત કરીને સ્વતંત્રતા સર કરવાનો મંત્ર ભારતને આપ્યો એ પ્રકારની પ્રેરણા ગો મા નિ પામી શક્યા નહિ.

'પુરોગામી'-વિષે ઘોડુક શ્રી અરવિંદના પુરોગામી ગણા હોય તો રામકૃષ્ણ—વિવેકાનદને ગણી શકાય આપણા નૂતન ભારતમાં આધ્યાત્મિક જીવનમા રામકૃષ્ણના સ્થાન વિષે કેવો મતભેદ એક વાર હતો તે મારા એક અનુભવ ઉપરથી તમને જણાવું છુ ઘણુ ખરુ ૧૯૦૬ (સન) મા પ્રેમાભાઈ હોલમાં 'રામકૃષ્ણજયતી' ઊજવાઈ હતી નર્મદાશંકર મહેતા પ્રમુખ હતા એવુ યાદ છે રમણભાઈ, આનંદશંકર વગેરે પણ આવ્યા હતા. પ્રવચન દરમિયાન મે એવી મતલબનુ વિધાન કર્યું કે રામકૃષ્ણમાં આપણી આધ્યાત્મિક સસ્કૃતિ એક નવુ જ પ્રસ્થાન કરે છે અને પ્રાચીન ધાર્મિક અને દાર્શનિક વાદોથી તે આગળ નીકળી જાય છે. રમણભાઈ રામકૃષ્ણને એ પ્રકારનુ સ્થાન આપવાને બિલકુલ તૈયાર

ન હતા! શંકરાચાર્યે ભાષ્ય આપ્યું એ એમને મન સનાતન વસ્તુ છે; એવા દાર્શનિક સાહિત્યનું સર્જન નહિ કરનાર રામકૃષ્ણ એમને મન એક સાધારણ 'મહાત્મા'–'સાધુ'–હતા. એ ન જોઈ શક્યા કે પશ્ચિમના જડવાદ–કાંઈ નહિ તો ઐહિકવાદ–પર ઝોક વાળી, પ્રાયઃ નાસ્તિક ગણાય એવી સંસ્કૃતિના આક્રમણ સામે આ નિરક્ષર ગામડિયો પડકાર ઝીલે છે એટલું જ નહિ, પશ્ચિમની સંસ્કૃતિના જુવાળને પાછો વાળે છે એ હકીકત પોતે જ ભાવિ માટે કેટલી બધી અર્થપૂર્ણ છે! ભાષ્યો અને શાસ્ત્રોને જીવનની ખેંચતાણમાં વટાવી શકાતાં નથી, અનુભૂતિનું–સાક્ષાત્કારનું–સ્થાન તે લઈ શકતાં નથી.

સર્વધર્મના સાચા અનુસરણને અંતે એક જ સાક્ષાત્કાર રહેલો છે એ મહાન સત્ય રામકૃષ્ણે વર્તમાન જગતને આપ્યું તે આપણા સાહિત્યકારોની નજરે ચડેલું જ નહિ. (મહાત્માજીએ સાહિત્યની સીધી કૃતિ આપ્યા સિવાય જે મહાન ફાળો આપ્યો છે તેના જેવું આ છે). માનવજાતિની આવી રહેલી એકતામાં એ સર્વધર્મના અનુસરણને અંતે રહેલા સાક્ષાત્કારની ઘટના કેટલો મોટો ભાગ ભજવશે એ ભાવિ જોઈ શકશે.

આધ્યાત્મિક જીવનના સીધેસીધા સ્વીકારમાં–એટલે કે ઈશ્વરપ્રાપ્તિનો માનવજીવનનો પરમ પુરુષાર્થ ગણીને તે પ્રમાણે આચરણ કરવાની બાબતમાં –શ્રી રામકૃષ્ણને શ્રી અરવિંદના પુરોગામી ગણવા વધારે યોગ્ય લાગે છે.

યોગસાધનાની પદ્ધતિના નિરૂપણમાં ગો. મા. ત્રિ. ગીતાની પેઠે કર્મ, જ્ઞાન અને ભક્તિનો સમન્વિત યોગ સ્વીકારતા જણાય છે. એમાં પણ પૂરો સમન્વય એમના પોતાના જીવનમાં તેઓ સાધી શક્યા ન હતા એમ મને લાગે છે. વળી શ્રી અરવિંદે જ્ઞાન, કર્મ, ભક્તિના સમન્વિત અભ્યાસના સ્પષ્ટીકરણ ઉપરાંત 'આત્મસિદ્ધિયોગ'

yoga of self perfection અને 'વિજ્ઞાનયોગ'-Supra mental yoga-એ બે રૂપે આગવો ફાળો પણ આપ્યો છે.

આટલી પ્રસ્તાવના પછી મૂળ 'અધ્યાત્મજીવન' વિષે થોડુંક જણાવું છું: ગો. મા. ત્રિ.ની એક શરતચૂક એ લાગે છે કે ભારતની સંસ્કૃતિને તેઓ "philosophic" તત્ત્વજ્ઞાનપ્રધાન ગણે છે. અને ભૌતિક વિદ્યાઓને "practical" -વ્યવહારુ માને છે આપણી સંસ્કૃતિમાં માનસિક તત્ત્વદર્શન મુખ્ય મનાયું નથી. 'શ્રુતિ'-પ્રેરણા-જન્ય જ્ઞાન એનાથી હમેશાં ઉચ્ચ પ્રકારનું ગણાતું આવ્યું છે.

મધ્યયુગમાં અને વર્તમાનમા પણ ઘણા લોકો એકતા, અદ્વૈત, વિશ્વમયના, વિશ્વચેતના આત્મા વગેરે પ્રત્યે-એક તત્ત્વ પ્રત્યે દૃષ્ટિ નાખતાં જણાશે, અને એક લેખે અદ્વૈત મૌલિક છે એટલે એમાં ખોટું કશુ નથી તે एकं सत् સાચું, પરંતુ विप्रा बहुधा वदन्ति- એનો ખુલાસો કરવામાં આવતો નથી પરંતુ સૂર્ય, ઇન્દ્ર, અગ્નિ, ઉષા વગેરે એ એકમાં રહેલા વિવિધરૂપ ઐશ્વર્યને પ્રગટ કરવા માટે આવશ્યક છે એ સત્ય જગતના બાહ્યદર્શનમા સહેલાઈથી થતુ નથી, અને એ અનંત અદ્વૈતની અભિવ્યક્તિમા વ્યક્તિત્વનો ઉપયોગ કેવળ એકતાની અનુભૂતિથી અટકી જવા માટે થાય છે એમ માનવુ પણ મુશ્કેલ છે. જીવનની-ખાસ કરીને માનવજીવનની-વિવિધતામા કોઈ આધ્યાત્મિક સકારણતા રહેલી છે એવું આપણી સંસ્કૃતિના મૂળમાં તો જરૂર સ્વીકારાયલુ છે. એ જ સત્યના ઉપર ગીતાએ, કહી શકાય કે પ્રથમ વાર, ભાર મૂક્યો: વ્યક્તિએ વિશ્વાત્માના સક્રિય સ્વરૂપ સાથે એકતા કરીને તેનો ઉદ્દેશ પાર પાડવો જોઈએ ગો. મા. ત્રિ. મહાન ઇચ્છા સાથે પોતાની ઇચ્છા સંકલ્પ-એક કરવાની પ્રાર્થના કરે છે તેમા આપણે જોઈ શકીએ છીએ કે એમણે એ સત્ય અપનાવ્યુ છે

પરંતુ એમની જ્ઞાનવિષયક જે વિચારણા છે તેમાં વ્યક્તિ,

સમષ્ટિ અને અનંત—કહો કે બ્રહ્મ કે સચ્ચિદાનંદ—એમના પરસ્પર સંબંધ વિષે તથા વ્યક્તિ અને સમષ્ટિની આધ્યાત્મિક ચરિતાર્થતા વિષે સ્પષ્ટતા જોવા મળતી નથી. એકમેવાદ્વિતીય—સત્ એની અનુભૂતિ ઉપરાંત વ્યક્તિ તથા સમષ્ટિની સાર્થકતા તેમની સકારણતા છે કે નહિ એ પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર એમના જ્ઞાનના નિરૂપણમાં મળતો નથી. એમના વ્યવહારમાં જરૂર ઉત્તર મળે તેમ છે. એમના જ્ઞાનના માનસિક દર્શન સાથે પૂરેપૂરો બંધબેસતો મને લાગતો નથી. ને એક સાધન છે, અધિકારી, આ રસ છે એમને એના જે આવિર્ભાવો છે—જે હેતુઓ છે તેમનો કયો ઉદ્દેશ—એકતાની અનુભૂતિ ઉપરાંત, અનંત—દિવ્ય પૂર્ણતાની શક્યતા, છે કે નહિ એ માનવના અપૂર્ણ જીવન માટે ઘણો ઉપયોગી પ્રશ્ન છે. તે પક્ષ પોતે હિત છે—અને તેથી પૂર્ણ પણ છે—તો એની ભૌતિક દિશાના સિવાય આવિર્ભાવની દિશા શક્ય જ નથી?

હું માનું છું કે આપણી સંસ્કૃતિએ તથા આપણી સાધના-પ્રણાલીઓએ એ દૃષ્ટિ સ્વીકારી નથી. કારણ કે તેમ હોત તો અવતારનું પ્રયોજન ભાગ્યે રહે. ‘પ્રસાદપતિત ગતિ’ સંપૂર્ણ તાટસ્થ્ય અનાસક્તિ કેવળ નિરાકાર પુરુષ ચેતનાનો દૃઢ સાક્ષાત્કાર એ બધાં ગોમાત્રિના જ્ઞાનમાં સમાવિષ્ટ અને એમની અનુભૂતિમાં પણ ખૂબ આગળ પડતાં તત્ત્વો છે. પરંતુ એમની ભક્તિ અને શ્રદ્ધા સાથે અને મહાન ઇચ્છાના અસ્તિત્વ તથા તેના કારણ અને ઉદ્દેશ સાથે એ કેવી રીતે મેળમાં બેસે છે એ પ્રશ્ન અનુત્તર રહે છે. મહાન ઇચ્છા શા માટે વિવિધ સ્વરૂપો ધારણ કરે છે? વિશ્વની અભિવ્યક્તિમાં એનો કોઈ (માનવીય નહિ પરંતુ) દિવ્ય ઉદ્દેશ છે ખરો? ગોમાત્રિ એ દિવ્ય મહાન ઇચ્છાનું અસ્તિત્વ સ્વીકારે છે એટલું જ નહિ પરંતુ એની સાથે અદ્વૈત જુએ છે, અને એમાં પોતાની સાર્થકતા જુએ છે.

મને લાગે છે કે માનવજાતિની અંતરની અભીપ્સાની ગતિ એને દિવ્યતાની માત્રા વધારે ને વધારે પ્રમાણમાં જીવનમાં પ્રગટ કરવાને પ્રેરે છે, અને એ પ્રમાણે વ્યવહારમાં-ભલે, ધીમેધીમે પણ-બની આવે તો જ સર્વ ધર્મોના પ્રવર્તકો તથા મહાન આધ્યાત્મિક વ્યક્તિઓએ વ્યષ્ટિમાં અને સમષ્ટિમાં દિવ્યતા પ્રગટ થશે અને પૃથ્વી ઉપર સત્યયુગ-સુવર્ણયુગ-આવશે એવી જે આગાહી કરી છે તેમાં ઈશ્વરરૂપી આ આવિર્ભાવની-અંતિમ સકારણતા તથા જડતત્ત્વથી થયેલા આ આરંભની દિવ્યતામાં યોગ્ય ચરમ અવસ્થા આપણને જણાય છે.

---

૨. પ્રસ્તાવના (લેખક શાંતિલાલ ઠાકર): એને હું મહત્ત્વ આપતો નથી, કારણ કે એમાં સૂક્ષ્મ વિવેચકશક્તિનો તથા વિશદ અભ્યાસનો અભાવ છે. લેખક વિચાર કરતાં, અભ્યાસ કરતાં, લાગણીથી વધારે દોરાઈ જાય છે. વધારે વિલંબ કર્યા વિના થોડાં સ્ખલનો અથવા બેદરકારીનાં વિધાનો રજૂ કરું છું :-

૧. (પૃ. ૧૩) રુદ્ર એટલે મનની અનેક પ્રકારની શક્તિઓ શ્રુતિ, સ્મૃતિ, દૃષ્ટિ, પ્રેરણા, તપસ્યા, એકાગ્રતા, સંયમ. આ વિધાન બરાબર નથી. રુદ્ર એટલે ઋગ્વેદમાં જે દેવ આવે છે તેની આ શક્તિઓ છે એમ કહેવું બરાબર નથી.

૨. "યજુર્દેવ વિશાળતાનો દેવ છે" આ અર્થઘટન શ્રી અરવિંદના વેદરહસ્યમાંથી લઈને ગો. મા. ત્રિ. ના ઉપનિષદના અભ્યાસમાં બેસાડવાનો પ્રયત્ન બરાબર નથી.

૩. ૩. (પૃ. ૧૪) अयं निज परोवेति-એનો અર્થ પહેલી લીટીમાં વર્ણવાયાં છે તે "દૈત્યો"-અને બીજી લીટીમાં વર્ણવાયા છે તે "આદિત્યો" -એવું જે વિધાન છે તે બરાબર નથી. 'લઘુચેતસ્' નો ઘણાયે માણસો હોય છે-દૈત્યો નહિ.

૪. પિતૃઓ હજી મનુષ્યમાંથી પૂરા દેવ બન્યા નથી વગેરે વિધાન પણ મને અતિવ્યાપ્ત લાગે છે. अस्माकं पितरो दिव्य એવો ઉલ્લેખ ઋગ્વેદમાં

'અધ્યાત્મજીવન"—ગો. મા. ત્રિ. નું ગુજરાતની પ્રજાની વાચનશક્તિનું માપ પણ જોવા જેવું છે. આજે એમાં ઘણો સુધારો થઈ ગયો છે એમ માનવાને કારણ નથી. "having...come to the conclusion that things of this kird written in Gujrati would not be intelligible or useful either to Gujarat or outside."

ઉપોદ્‌ઘાત અને ઉપક્રમદર્શન :– પ્રથમ પ્રશ્ન–" આપણા જ્ઞાની 'વિરક્ત પુરુષોને માટે આ સંસારમાં કાંઈ કાર્યપરતા ખરી કે નહીં'?" –આ પ્રશ્નના ઉત્તરમાં ગો. મા ત્રિ. પહેલી નજરે જ દેખીતી દલીલોમાં ગૂંચવાઈ જતા લાગે છે.

' જ્ઞાની વિરક્ત" થવું એ વસ્તુ જ એક કાર્ય નથી ? આ આખા પ્રશ્નમાં આધ્યાત્મિક સ્થિતિ સંસાર પરત્વે અક્રિય જ છે, પરિણામશૂન્ય છે, નિરુપયોગી છે એવી સ્વીકૃત દલીલ કામમાં લેવામાં આવે છે પણ આધ્યાત્મિક અનુભૂતિ કશું જ કાર્ય નથી કરતી–સંસાર પરત્વે પણ એનો શો પુરાવો છે ? રામકૃષ્ણે કશું જ કાર્ય "સંસારમાં" કર્યું નથી એમ કહી શકાશે ? બધાં જ કાર્યો માત્ર-સ્થૂલ સ્વરૂપમાં હોવાં જોઈએ એ માગણી પર બરાબર નથી

ગો. મા ત્રિ. જીવનને "અધ્યાત્મરૂપ માનનાર" જ્ઞાનીઓની વાત કરે છે। અને ઉત્તરમાં પંચદશીકારની " નટન" રૂપે વ્યવહાર કરવાની દલીલ આપે છે. પરંતુ એ નટન માટેની સામગ્રી એવા જ્ઞાની વિરક્તમાં ક્યાંથી આવે છે? શા માટે આવે છે ? અને કોઈ પણ રીતે ' આવે છે" એમ માનીએ તો પણ એનો સ્વેચ્છા નટન નહીં કે શા માટે એનો સ્વીકાર કરવો જોઈએ ?-એ પ્રશ્નો અનુત્તર રહે છે અન્ય લોકો જ્ઞાની અને અજ્ઞાની-પાસેથી મુક્તાત્માની અંદર વૃત્તિઓ આવે છે એવી દલીલ ગો મા ત્રિ કરે છે ને સ્વીકારતાં પણ એવી સ્થિતિ ઉત્તમોત્તમ તો ન જ ગણી શકાય જ્ઞાની વિરક્ત

આત્માની દૃષ્ટિ કાં તો એના અંતરાત્માના ઊંડાણમાં અથવા ઊર્ધ્વમાં પ્રભુ પ્રત્યે વળેલી હોય એ વધારે ઉપયુક્ત છે

વળી આ ઉક્તિ ગીતાના ઉક્તિ કરતાં જુદી પડે છે ત્યાં કેવળ 'નટન' કરવાનું અર્જુનને કહેવામાં નથી આવતું, ત્યાં તો વિશ્વરૂપે પરાત્પર પુરુષોત્તમના સંકલ્પને પાર પાડીને આધ્યાત્મિક સાર્થકતા પ્રાપ્ત કરવાનું કહેવામાં આવે છે ત્યાં આત્મસમર્પણ કરીને પ્રભુના સંકલ્પને પાર પાડવાની આજ્ઞા આપી છે

વળી આગળ જતાં જે દલીલ ગો મા ત્રિ. કરે છે તે પણ ખાતરી કરાવે એવી લાગતી નથી જ્ઞાની પુરુષ એક પ્રસંગે એક વર્તન કરે, બીજે પ્રસંગે બીજું કરે વગેરે-એમાં આપણા મધ્યયુગના વેદાન્તનો જ્ઞાનીનો આદર્શ-બાળ, પિશાચ, ઉન્મત્ત અને જડ-તેઓ સ્વીકારતા લાગે છે મુક્ત આત્મા માટે એ પ્રકારનું વ્યવહાર-ધોરણ ભાગ્યે ઉચિત ગણી શકાય. બાળ કે પિશાચ જેવું વર્તન કે ઉન્મત્ત જડ જેવી જીવનયાત્રા આપણી સંસ્કૃતિના ઉત્તમોત્તમ દર્શનમાં સૌથી ઉચ્ચ આધ્યાત્મિક અવસ્થા મનાઈ નથી. નહિ તો, 'અવતાર' આવીને 'ધર્મસંસ્થાપન' શા માટે કરે-જો બધા જ માણસોએ પૂર્ણતાની સ્થિતિમાં બાળ કે ઉન્મત્ત જેવા થવાનું હોય તો? (અને પૂર્ણતાનો આદર્શ હોય તો તેની પ્રાપ્તિ બધા જ માણસોનો જન્મસિદ્ધ અધિકાર હોવો જોઈએ) અને સાધુઓનું પરિત્રાણ-શા માટે?

શ્રીકૃષ્ણ પોતાને વ્યક્તિરૂપે કર્મ કે કર્તવ્ય નથી તે છતાં હું કર્મમાં પ્રવૃત્ત થાઉં છું એના કારણમાં 'લોકસંગ્રહ'ની આવશ્યકતાને આગળ ધરે છે અને ત્યાં લોકોની ઊર્ધ્વગતિ, માનવચેતનાની ઊર્ધ્વગતિ, કાયમ રાખવાનો નક્કર પ્રભુનો સંકલ્પ છે તેથી જ્ઞાની કર્મમાં પ્રવૃત્ત થાય એ સમજી શકાય તેવું છે ગો મા ત્રિ પોતે (પૃ ૮

ઉપર) આ દલીલ આપે છે. પણ તેનો મર્મ જોતા લાગતા નથી–પ્રભુનો પોતાનો સંકલ્પ એ આનંદિતના માટે છે, લોકસંગ્રહ માટે છે એ વાત એમના વિવરણમાં સ્વીકાર પામતી નથી. શ્રીકૃષ્ણ એવું નથી વિધાન કરતા કે હું માત્ર દૃષ્ટા છું અને આ બધું નટન માત્ર છે, એમના અંતરમાં કર્મની પ્રેરણા તરીકે આજુબાજુના લોકોની સારી ખરાબ વૃત્તિઓ આવે છે તે પ્રમાણે પોતે વર્તે છે એવું પણ તે કહેતા નથી પોતાના, એટલે કે પુરુષોત્તમ સ્વરૂપ પ્રભુના, દિવ્ય. સંકલ્પ પ્રમાણે પોતે વર્તે છે અને સમષ્ટિમાં પણ એ સંકલ્પને પૂર્તિ કરવા પ્રયત્ન કરે છે એમ જણાવે છે. એ કાર્યમાં વ્યક્તિ દ્વારા તે પોતાનું કાર્ય કરે છે; વ્યકિત કઈ બાજુ ઢળે છે તેના ઉપર તે પ્રભુના સંકલ્પની સહાયક કે બાધક બને છે અને તદનુસાર ફળ પામે છે.

વળી 'અજ્ઞ', 'સ્તનધય' વગેરે શબ્દો સામાન્ય માનવની અજ્ઞાનમય સ્થિતિ માટે વાપર્યા છે તે એક નજરે બરાબર છે. પણ આખરે એ 'અજ્ઞ' કે 'સ્તનધય' કોણ છે? તે एकमेव સચ્ચિદાનંદ જ છે ને? તો પછી એની એ મૌલિક દિવ્યતાનો જ સ્વીકાર શા માટે મુક્તાત્મા ન કરે?

ગો. મા. ત્રિ. સ્વીકારે છે કે "યોગશાસ્ત્ર પાશ્ચાત્ય દૃષ્ટિની શ્રદ્ધાને અનુકૂળ નથી" (પૃ. ૫) કશું નાશ પામતું નથી એ સિદ્ધાંત પ્રમાણે "કાર્ય સમરૂપથી અનેક બ્રહ્માંડની સમષ્ટિ અમર છે" "પોતાનાં તત્ત્વમાત્રને અમર જોઈ લેનાર" વિદ્વાન અમરતાનો આનંદ લે છે એ સાચું, પરંતુ એ તત્ત્વના-અસલ સત્ સ્વરૂપના આવિર્ભાવમાં પણ તે એ પરમ જ્ઞાનની અને આનંદની અમરતાની અનુભૂતિ કરી એ પણ આધ્યાત્મિક જીવનની ઊંચામાં ઊંચી સ્થિતિ ગણી શકાય.

એ કાર્ય માનવ એની અત્યારની ચેતનાના બંધારણમાં

ગુરુગમ્ય હતી ઉપનિષદ્નો અર્થ જ " પાસે બેસીને ' સમજાવાની વિદ્યા થાય છે એ તો કાલગ્રસ્ત થઈ ગઈ પરંતુ જે શ્રુતિ છે તેના વિવિધ પ્રકારના અર્થઘટન શક્ય છે ગો મા ત્રિ નુ અર્થઘટન અનુભૂતિ કરતા બુદ્ધિપ્રધાન ( અધ્યાત્મવૃત્તિના ફળરૂપ હોઈ એવુ જ હોય ) વધારે છે અને એની સમીક્ષા એ દૃષ્ટિએ થાય એ જ મને યોગ્ય લાગે છે

પ્રકરણ બીજામા " દેવ' શબ્દ મનુષ્યના બુદ્ધિમત્વનો વાચક છે' એ વિધાનને ઉપનિષદ્ના અને ખાસ કરીને તો ઋગ્વેદમા થયેલા એના પ્રયોગનો ટેકો નથી. આર્યસમાજના પ્રણેતા દયાનંદ સરસ્વતી પણ દેવા વિદ્વાંસ એવો અર્થ કરે છે અને વિશ્વમાં કાર્ય કરતી શક્તિઓના વિરાટ સ્વરૂપને દેવ કહી પણ શકાય પરંતુ એ કેવળ ' Energies' છે એવો અર્થ કરવો બરાબર નથી ' દેવો અમૃત ભોગવે છે ' એનો અર્થ " Energies જાતે અમર છે' એ પણ સાચુ નથી અમૃત ભોગવનાર સત્ છે, તે સચેતન છે, Energies સચેતનપણે અમરતાનો ભોગ લે છે એવુ ભૌતિકશાસ્ત્ર માનતુ નથી.

પ્રશ્ન તો એ છે કે વિશ્વમા કાર્ય કરી રહેલી શક્તિઓ સર્વ પ્રકારની જડ-સ્થૂલ વગેરે-સચેતન છે કે અચેતન ? ઉપનિષદ્ અને ખાસ કરીને ઋગ્વેદ અનુસાર તો તે સચેતન છે વળી, આગળ ' મૂર્ત' અને ' અમૂર્ત' એવો જે ભેદ ગો મા ત્રિ ઉપનિષદ્મા સ્વીકારે છે તેમા ' અમૂર્ત' કોને ? કોને માટે અમૂર્ત ? અમૂર્ત અસ્તિત્વમા તો છે-ઇન્દ્રિય પ્રત્યક્ષ કે મન પ્રત્યક્ષ ન હોય તો પણ બીજરૂપે અથવા તો વર્તમાન પ્રાકૃતિક બંધારણની અપ્રાપ્યરૂપે એ અમૂર્ત હોવુ તો જોઈએ

વળી " આપણા શાસ્ત્રોમા આકાર અમૂર્ત રૂપ abstracti-onsનુ શોધન પાશ્ચાત્ય શાસ્ત્રના મૂર્તીકરણ Objectificationsના

કરતાં આ યુગમાં વધારે દુર્ઘટ અને દુર્બોધ નીવડે છે" એ વિધાનમાં અમૂર્તીકરણ એ હદ સુધી આપણાં શાસ્ત્રોને લાગુ પડે છે કે નહિ એ જ પ્રશ્ન છે, કારણ કે એ શાસ્ત્રોનો ખરુ જેનાં શ્રુતિઓનો, દાવો તો એ છે કે એના સત્યો અનુભવગમ્ય છે, સાક્ષાત્કાર કરી શકાય તેવાં છે જ્ઞાન મેળવવાની પદ્ધતિમાં પણ-પૂર્વપશ્ચિમની સંસ્કૃતિમા-ભેદ રહેલો છે. શ્રુતિમાં અને ભૌતિકશાસ્ત્રના મૂર્તીકરણ વચ્ચે સમીકરણ સ્થાપન કરવુ મુશ્કેલ છે એનું એક કારણ તો એ છે કે ભૌતિક વિદ્યાની જ્ઞાન મેળવવાની પદ્ધતિ એવી છે કે એમાં એનું મૂર્તીકરણ હમેશા બદલાયા જ કરે–વાસ્તવમા "એ બદલાવુ જોઈએ" એવો લગભગ હવે તો ભૌતિકશાસ્ત્રનો સિદ્ધાંત થયો છે-એટલે ગો મા ત્રિ. નો પ્રશ્ન interesting-રસપૂર્વક જોવા જેવો બને છે, પ્રતીતિજનક ભાગ્યે થાય છે પૂર્વના દ્રષ્ટાઓ 'અમૂર્તીકરણ' કરતા નથી પરંતુ 'ક્રાંતદર્શન' પામે છે- (Vision)-અને એ દર્શન વાસ્તવિકતાનું હોય છે, બુદ્ધિએ રચેલા અમૂર્તીકરણનું નહિ.

અને પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનો 'સંગમ' (પૃ ૯) આવશ્યક હોય તો એમા ભારતની સંસ્કૃતિએ જ નવા તત્ત્વોનો સ્વીકાર કરવાનો છે, પાશ્ચાત્યજીવનને કાંઈ પૂર્વની સંસ્કૃતિમાથી મેળવવાનુ, લેવાનું નથી?

પાશ્ચાત્ય શાસ્ત્ર "આ વિશ્વસમષ્ટિમા સર્વ તત્ત્વનાં અંતે બે તત્ત્વો જુએ છે ૧ વસ્તુ(Matter) અને ૨. શક્તિ(Power)–આ બન્ને, ભૌતિકવિદ્યાની માન્યતા પ્રમાણે, અચેતન છે, જડ છે. આપણા દર્શનોમા "સાંખ્ય" એ દૃષ્ટિબિંદુની વધારેમાં વધારે સમીપ છે. જડતત્ત્વ પણ એના અસલ સ્વરૂપમા 'મૂર્ત' નથી એ વાત ગો મા. ત્રિ. તેમ જ આજની ભૌતિકવિદ્યા પણ સ્વીકારે છે પરંતુ હવે "પરમાણુઓના પરિમાણુ નિત્ય છે, સંખ્યા નિત્ય છે, અને વિશેષ નિત્ય છે"–એ વાત ભૌતિકવિદ્યા આજે સ્વીકારતી નથી એના બધા સિદ્ધાંતો, "hypothesis," ક્રિયા અને પ્રક્રિયા તથા પરિણામ સમજાવવા-

માટેની માનસિક યોજના માત્ર હોય છે એટલે, આજે તો ૨૬ પ્રકારના સૂક્ષ્મ અણુઓ ગણિતની ગણતરી પ્રમાણે જડતત્ત્વના બંધારણના પાયામા છે 'ભાર' અથવા 'ગુરુત્વ' પણ આજે પહેલાની પેઠે સ્વીકૃત નથી આઈન્સ્ટાઈને એને ઠેકાણે Relativity-સાપેક્ષતાનો સિદ્ધાત ગણિતની મદદથી સ્થાપન કર્યો છે 'ભાર' છે નહિ ફક્ત લાગે છે વળી પરમાણુ અણુ વગેરે આખરી પૃથક્કરણમા એક જ વસ્તુ નીવડે એ—જડ વિશ્વના મૂળમા જડનુ વૈદ્યુતિક અદ્વૈત પ્રવર્તે છે ફક્ત, ભૌતિકવિદ્યાની માન્યતા પ્રમાણે એ અદ્વૈત અચેતન છે, આપણી સસ્કૃતિમા એ સચેતન છે "Science has or believes in the monism of Inconscient, ours is monism of Consciousness' ભૌતિકવિદ્યાને આશ્રયે જે જીવનદર્શન પશ્ચિમ માથી સર્વત્ર પ્રસાર પામી રહ્યુ છે તેમા જડતા જ—Inconscient વિશ્વના મૂળમા છે ત્યાથી આગળ વધીને Vitalism પ્રાણવાદ—ત્યાથી આગળ મનસિકવાદ બુદ્ધિવાદ અને છેવટે અજ્ઞેયવાદ આવે છે

ગો મા ત્રિ ની નજર બહાર સમુત્ક્રાતિવાદ રહી ગયો લાગે છે અને જડમાથી કે અચિતમાથી ક્રમે ક્રમે વનસ્પતિની, જતુની, પ્રાણીઓની પ્રાણમય સૃષ્ટિ અને તેમાથી ક્રમે માનસિક ચેતનાવાળી માનવસૃષ્ટિ આવે છે એ રીતે જોતા સમસ્ત ચેતના અચિતની પાછળ, એના ઢાકણ નીચે તિરોભૂત હોવી જોઈએ—**ન અસતો વિદ્યતે ભાવ**—શુ જ ન હોય એમાથી અસ્તિત્વ પ્રગટ થાય નહિ એટલે દેખીતા જડ તત્ત્વમા—અચિતમા—સમગ્ર ચિત્ તિરોભૂત (involved)—હોવુ જોઈએ પશ્ચિમ તો એના કોઇ ચેતન તત્ત્વમા ગઈ કાલ સુધી માનતુ ન હતુ પરતુ ભવિષ્યમા ધીમે ધીમે માનતુ થાય એ અસભવિત નથી એ સસ્કૃતિ સાથે સમન્વય કરવામા ઘણી ભાંગતોડ કરવી પડે તેમ છે ગો મા ત્રિ એ પ્રયત્ન કરતા ભાંગતોડમા આપણી સસ્કૃતિની વ્યવહારુ ઉપયોગિતાને દૂર મૂકીએ છીએ એ ભૂલી

જાય છે એમ તો ભૌતિકવિદ્યા।। નિષ્ણાતોમા સર આર્થર એડીંગ્ટન અને એવા બીજા વિદ્વાનો જ્ઞાનપ્રાપ્તિનુ સાધન કેવળ ઇન્દ્રિ પ્રત્યક્ષ પૂરાવા, કે પ્રયોગો માત્ર નથી એમ તો સ્વીકારે છે અને એ રીતે આપણી જ્ઞાનપ્રાપ્તિની યોગની રીતની શકયતાનો સ્વીકાર પણ કરે છે પણ ભૌતિકવિદ્યામા થયેલી પ્રગતિનો પ્રયોગ સામૂહિક જીવનમા થતા સમગ્ર પૃથ્વી ઉપરની સસ્કૃતિઓમા આર્થિક મૂલ્ય આગળ પડતુ થઈ રહ્યુ છે અને અર્થ–કેન્દ્રિત વ્યકિતગત અને સામૂહિક જીવન માનવસસ્કૃતિના બીજા ઉચ્ચ મૂલ્યોને દૂર ને દૂર સેરવી રહ્યુ છે એટલે ગો મા ત્રિ ના જમાનામા હતો તેના કરતા આજનો મસ્કૃતિસઘર્ષ વધારે કરો છે એમ કહેવામા અતિશયોક્તિ નથી

(પૃ ૩૦) "પ્રાણ આત્મામાથી જન્મ પામે છે–" આપણી સસ્કૃતિમા સર્વં આત્મા બ્રહ્મ–સત્ય જ્ઞાન અનત બ્રહ્મ–અન્નબ્રહ્મ વિજ્ઞાન આનદ બ્રહ્મ એ પ્રમાણે સર્વવ્યાપી અનત સત્ ચિત્, આનદનો સ્વીકાર છે પશ્ચિમની સસ્કૃતિમા એનો સ્વીકાર નથી– –એટલે *, તત્ત્વજ્ઞાનના નિર્ણયરૂપે ચિતનના ફળરૂપે અને Infinity અને Eternity ના દર્શનનુ જે વર્ણન ગો મા ત્રિ કરે છે તે એક માનસિક, બૌદ્ધિક વલણ–mental attitude લાગે છે, અનુભૂતિ નહિ ધ્યાન કે એકાગ્રતા કરવામાં આવે તો તે માનસિક સાક્ષાત્કાર સુધી જઈ શકે વળી બુદ્ધિસત્વ ના કરતા વધારે દઢપણે અતરાત્માની પ્રનિષ્ઠા ઉપનિષદોમા જણાય છે (પૃ ૩૨) ગો મા ત્રિ સાક્ષીત્વ સુધીની અનુભૂતિનો ઉલ્લેખ કરે છે અને એ પણ આપણે નોધવુ જોઈએ કે એ સાક્ષીત્વ ઘણુ ખરુ માનસિક ભૂમિકા પ્રત્યેનુ સાક્ષીત્વ –મનોમય પુરુષનુ સાક્ષીત્વ છે ગીતામા જે સાક્ષીત્વની સરણી આપણે જોઈ રહ્યાં છીએ સાક્ષી અનુમન્તા ભર્તા, ભોક્તા ઈશ્વર

પૃ ૩૪ ઉપર સત અને સત્નો ભેદ કર્યો છે તે બરાબર નથી સત' એટલે ગતિનુ ક્રિયાનુ સત્વ સત્ય એવ્મે સત્–નાનુ

અસ્તિત્વનુ સત્ય ઋત ઉપરથી ઋતુ શબ્દ આવ્યો છે–જડ વિશ્વના પરિભ્રમણમા એક પછી આવતા વાયુમંડળના પરિવર્તનને 'ઋતુ' કહે છે ઋ ધાતુ ગતૌમાથી ઋત આવે છ "gradual advance towards harmony,'-સંવાદ પ્રત્યે, સુમેળ પ્રત્યે ધપી પ્રગતિ કરતા પણ greatest perfection and the most complete happiness" (પૃ ૩૪) સ્થાપન થશે એમ માનવાને કારણ નથી ઋતમા સમુત્ક્રાંતિની તેમ જ બીજી બધી ગતિનો સમાવેશ થાય છે ખરુ જોતા અંતિમ વાસ્તવિકતાની ક્રિયાત્મક બાજુ ઋત છે વાસ્તવિકતામાથી શક્તિને, ક્રિયાને બાતલ કરવુ યોગ્ય લાગતુ નથી પ્રશ્ન તો એ છ કે ઋતની ગતિ ઉત્પન્ન કરનાર કોણ છે, શુ છે?

પૃ ૩૬ ઉપર **ઈશાવાસ્ય**મા 'વાસ્યનો અર્થ' 'આચ્છાદન' કર્યો છે તે વિચારણીય છે-"રહેવાને યોગ્ય" "યોગ્ય નિકેતન", **ઈશાવાસ્ય**–"ઈશ્વરને રહેવાને યોગ્ય" એવો અર્થ વધારે ઉપયુક્ત લાગે છે

પૃ ૩૬ ઉપર—"આવા નાસ્તિકોમા અને આસ્તિકોમા ફેર માત્ર આ શક્તિનુ સ્વરૂપ જડ કે ચેતન કહેવુ એટની નાતના મતનો જ છે–" મને લાગે છે કે એ ફેર મૌલિક છે એનો ઉલ્લેખ મે કરેલો જ છે

આગળના લખાણનુ વીગતવાર વિવેચન મને જરૂરી જણાતુ નથી ગો મા ત્રિ નુ આ લખાણ એમની પ્રતિભા કેટલી સર્વતોમુખી હતી અને પ્રત્યેક વિષય જેમાં એમને રસ પડતો તેમા પોતે કેવી મહેનત લઈને વીગતવાર ચર્ચાપૂર્વક અભ્યાસ કરતા એ જોવા મળે છે ભૌતિકવિદ્યામા અને પાશ્ચાત્ય ફિલસૂફીમા ત્યાર પછી ઘણા વાગફેરા આવી ગયા છે એટલે આ લખાણ ગો મા ત્રિ ના દૃષ્ટિબિંદુને –ભૌતિકવિદ્યા અને શ્રુતિ વચ્ચે સમન્વય કરવાના પ્રયત્નરૂપે–રજૂ કરનાર તરીકે ઉપયોગી છ

વિ અંબાલાલ પુરાણી

શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ

# ગો. મા. ત્રિ. ની મનોભૂમિમાં ડોકિયું

નવલકથા વિહોણા ગુજરાતમા 'સરસ્વતીચન્દ્ર' જેવા મહાગ્રંથનું સર્જન કરનાર નવલસ્રષ્ટા ગોવર્ધનરામ ચિરસ્મરણીય છે અને રહેશે. મહાત્મા ગાંધીજીના શબ્દોમા કહુ તો ગુજરાતને એમણે એમના પાસે જે કઈ હતુ તે બધુ જ આપી દીધુ છે 'સદેવંત સાવળીંગા, અને 'બત્રીસ પૂતળીઓ' નો યુગ આથમ્યો હતો કરણઘેલા જેવી ઐતિહાસિક નવલકથાનુ માત્ર સર્જન થયુ હતુ એ સમયે 'સરસ્વતીચંદ્ર' જેવુ યુગલક્ષી સર્જન એ સ્રષ્ટાની મહાન સિદ્ધિ છે એમના અભ્યાસકાળમા એમિન ઝોના, બાલ્ઝાક, વિક્ટરહ્યુગો અને વિયો ટોલ્સ્ટોય જેવા મહાન નવલકથાકારો મુબઈના કોલેજિયનોમા ખૂબ વચાતા આમા બાલ્ઝાકનુ Guest of the Absolute અને એમિલ ઝોલાનુ Parisએમના સર્જનમા અગત્યનો ભાગ ભજવી ગયા છે

એમણે ચાર ભાગમા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય પાસાની જે તલસ્પર્શી છણાવટ કરી છે એવી વિશ્વના કોઈ નવલકથાકારે કરી હોય એમ લાગતુ નથી આદિ કવિ વાલ્મીકિના સર્જન રામાયણમાં રામે વૃદ્ધ પિતા અને અપર માતાના સતોષ અને પિતૃવચનના પાલન માટે રાજ્યત્યાગ કર્યો સરસ્વતીચન્દ્રે પણ વૃદ્ધ પિતાની શાન્તિ જાળવવા અને અપર માતાને સતોષ આપવા ગૃહત્યાગ કર્યો.

આદિ કવિના મહાકાવ્ય સાથે સરસ્વતીચન્દ્રનું આ સામ્ય જેવું તેવું નથી.

'સરસ્વતીચન્દ્ર'ના સર્જન વખતે એમની દૃષ્ટિએ પ્રેરણા નડિયાદમાંથી જ લીધી છે. નડિયાદનો નાગરવાડો નાગરવાડાની પાછળનું મલાવ તળાવ, મલાવ તળાવને પશ્ચિમ કાંઠેનું મહાદેવનું મંદિર આ એમના પ્રથમ પ્રકરણની કલ્પના ભૂમિ. સરસ્વતીચન્દ્રના સર્જન સમયે નડિયાદમાં ભાઉસાહેબ દેસાઈનુ કુટુંબ સૌરાષ્ટ્રમાંનાં ઘણાં રજવાડાંમાં અનેરું વર્ચસ્ ભોગવતું. ભાવનગર, લાઠી, જુનાગઢ, પોરબંદર ઇત્યાદિ રજવાડાંઓમાં દિવાનો તો નડિયાદના, જેમનાં નામો માન સાહેબ, તાત્યા સાહેબ, નાના સાહેબ, દ્દા સાહેબ. રાવ સાહેબ, માનચતુર, ગાનચતુર, વિદ્યાચતુરની કલ્પનામૂર્તિ એમાંથી જડી. સંતરામ મહારાજ એ ચંદ્રશ ગના મૂર્તિમત વિ ણુદાસ.

એમની સર્વદેશીય પ્રતિભા એટલી મનોવેગી છે કે ઘડીકમાં નડિયાદ, ઘડીકમાં મુંબઈ તો ઘડીકમાં સૌરાષ્ટ્ર પહોંચી જાય છે. બંગીય સાહિત્યમા નવલકથાકાર તરીકે અપૂર્વ પ્રતિષ્ઠા પામનાર શરદ્‌બાબુનુ નામ સમસ્ત દેશમાં પ્રસિદ્ધ છે. સરસ્વતીચદ્રને એ સદ્‌ભાગ્ય હજુ સાપડયુ નથી શરદ્‌બાબુનો દેવદાસ અને ગોવર્ધનરામનો સરસ્વતીચન્દ્ર બને હૃદયભગ્ન નાયકો. સરસ્વતીચદ્રના હૃદયના વ્રણ રૂઝવવા ગોવર્ધનરામ સરસ્વતીચદ્રને સુદરગિરિના સાધુ સંઘમા મોકલે છે. જ્યારે શરદ્‌બાબુનો દેવદાસ કલકત્તાની ગલીઓમા શરાબખાનાં અને વેશ્યાગૃહો ખોળે છે. શરદ્‌બાબુના દેવદાસ કરતાં સરસ્વતીચન્દ્ર સુદરગિરિનાં ઉન્નત શૃગો જેટનો ઉન્નત છે. મુબઈ પાસેથી કેનેરીની ગુફાઓ જેણે જોઈ હશે તેને સુદરગિરિની કલ્પના સહેજે આવશે.

પાશ્ચિમાત્ય સ્થૂળ સાહચર્ય ભાવના ભોગનાં કિશોર કિશોરીઓને—

ઉન્નાર્ગે ન દોરી જાય એટલા માટે સુંદરગિરિનો પથ દાખવવામાં એમણે અપૂર્વ આર્ષદૃષ્ટિ વાપરી છે આવતા યુગની એંધાણ પારખનાર આવો યુગદૃષ્ટા નવલકથાકાર વિશ્વસાહિત્યમાં ક્વચિત્ સાંપડશે. સરસ્વતીચન્દ્રના ચોથા ભાગમાં પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય સાહિત્યનો જે સુમેળ એમણે સાધ્યો છે મેકસ મેડૌનાં પેરેડોક્સીસ કોન્વેન્શનલ લાઈઝ ઓફ અવર સિવિલિઝેશન અને ડિજનરેશન તેમજ યુટોપિયા એ ભવિષ્યના રાજકીય પ્રશ્નો અને નાયક નાયકાવિષયના મનોમંથનોના ન્યાય પ્રવીણ થાય છે ઉમરની સ્વપ્નસૃષ્ટિમાં ઊતરતા વડીલોના આશીર્વાદ એ પણ નવલકથામાં ભાગ્યે જ સાંપડે તેવું અતિ વિલક્ષણ છે સુંદરગિરિની સાધ્વીઓ અને કુમુદના પ્રસંગમાં ઉત્તરરામચરિત અને માલતીમાધવ છૂટથી વણાયાં છે સ્નાનની મૈયા કુમુને પ્રમાદધન તારો ભર્તા છે અને સરસ્વતીચન્દ્ર તારો સાધ્યો પતિ છે એમ કહી અભિસારનો ઉપદેશ આપે છે ત્યાં ભવભૂતિએ માલતીના મુખમાં મૂક્યો શ્લોક ગોવર્ધનરામ કુમુના મુખમાં સહજમાં મૂકે છે આકાશવાસી ચન્દ્ર મન અને મૃત્યુ એ ત્રિપુટી મળી મારાં રોમેરોમને બાળી મૂકે તો પણ મારા વિમળ કુળના જનકજનનીને લાંછન લાગે એવું કાર્ય હું નહિ કરું લક્ષ અનક્ષ પ્રકરણમાં લક્ષ અને અનક્ષની મીમાંસા એમની વિશદ રીતે કરવામાં આવી છે કે એમને આચાર્યપદે સ્થાપવાનું મન થાય.

જવનિકાનું ઇડન એ પ્રસંગ શરદ્બાબુના દેવદાસમાં અને એમિલ ઝોલાના પેરિસમાં અને ગોવર્ધનરામના સરસ્વતીચન્દ્રમાં લગભગ સરખો છે છતાં ગોવર્ધનરામની શૈલી અનોખી છે ચન્દનવૃક્ષ પર ઊઠેલો પ્રહાર આ પ્રકરણમાં ગોવર્ધનરામ પ્રમાદધનના મૃત્યુના સમાચાર સરસ્વતીચન્દ્રને મુખે જ કહેવરાવવા માગે છે અને સરસ્વતીચન્દ્રને કહેવા જ પડે છે આ પ્રકરણને મથાળે ગોવર્ધનરામ અંગ્રેજ કવિની ચાર સુંદર કાવ્યપંક્તિઓ ટાંકે છે

Woodman, spare that tree!
Touch not a single bough!
So lorg it sheltered me,
And I'll protect it now.

આજની કુમારિકાઓના મનોરથ એમણે કુસુમના પાત્ર દ્વારા એટલી તો સરસ રીતે વ્યક્ત કર્યાં છે કે જાણે એ વર્તમાન યુગમાં જ જીવતા હોય. મહાકવિ નાનાલાલે સરસ્વતીચન્દ્રને જગત્‌ કાદંબરીઓમાં સ્થાન આપ્યું છે એ યોગ્ય જ છે. ચોથા ભાગના ઉપસંહારમાં એ પોતે વાચકને ઉદ્‌બોધન કરે છે કે તું પુરુષ હો કે સ્ત્રી હો, સાક્ષર હો કે પ્રાકૃત હો, રાજાઓ હો કે પ્રજા હો...સર્વથા તું જે હો તેને માટે યથાશક્તિ યથામતિ થોડી થોડી સામગ્રી આ ગ્રંથમાં મળી આવશે તો હુ મારા સર્જનની સાર્થકતા માનીશ.

ગુજરાતના આ સંસ્કારસ્વામીના આદર્શો આજના નવલકથાકારો સર્વાંશે ભૂલી ગયા છે, ભૂલે ભૂલ્યા! ગુજરાતી નવલકથા સાહિત્યમાં 'સરસ્વતીચન્દ્ર' ચિરંજીવ છે અને રહેશે.

પ્રો. ધર્મેન્દ્ર મ. માસ્તર (મધુરમ્)

## પંડિતપ્રવરના પ્રેરક પ્રસંગો

'સરસ્વતીચન્દ્ર' જેવી ચક્રવર્તી ગુજરાતી નવલકથાના લેખક ગોવર્ધનરામ ત્રિપાઠીનો જન્મ ઈ. સ. ૧૮૫૫માં વિજયાદશમીએ નડિયાદમાં થયો હતો. તેમનું જીવનઘડતર ચરોતર, મુંબઈ અને ભાવનગરમાં થયું હતું. ચરોતરના ઘરસંસારનો, મુંબઈના મહત્ત્વાકાંક્ષી આદર્શનો અને ભાવનગરની અટપટી રાજ્યસ્થિતિનો પટ એમને બેઠો હતો. તેમની તબિયત નાનપણથી જ નરમ રહ્યા કરતી. આંખો પણ કાચી હતી. મુંબઈમાં જ્યારે એમની વકીલાત ધૂમ ચાલતી હતી ત્યારે પોતે અગાઉ કરેલા સંકલ્પ મુજબ તેતાળીસમે વર્ષે અર્થોપાસનાનો ત્યાગ કરીને સાહિત્યદ્વારા લોકકલ્યાણની ઉપાસનાનું કાર્ય એમણે આરંભ્યું. ૧૮૮૪-૮૫ની આસપાસ એમણે 'સરસ્વતીચન્દ્ર'નો પહેલો ભાગ લખવો શરૂ કરેલો. એના ચાર ભાગ લખતાં પંદર વર્ષ લાગેલાં. ત્રીસ વરસની ઉંમરે લખવાની શરૂ કરેલી એ મહાનવલકથા એમણે પિસ્તાળીસ વર્ષની વયે પૂરી લખી કાઢી હતી. એમાં સરકાર વિરુદ્ધની ઘણી વાતો હોવાનું માનીને એને છાપવા માટે એક છાપખાનાવાળાએ પણ વાંધો ઊભો કરેલો અને એ અડધી છાપ્યા બાદ વધુ છાપવા માટે સાફ ના પાડેલી. એમણે થોડા ફેરફાર અને સુધારાવધારા સૂચવ્યા અને એમ કરવામાં

આવે તો જ છાપવાની હા પાડી. પણ આ વાત ગોવર્ધનરામે માન્ય ન કરી એમણે તો સાફ જણાવી દીધુ : 'ના. એમ તો ન જ થાય. હું કઈ જ સુધારાવધારા કે ફેરફાર ન કરુ. તમારે નવલકથા છાપવી હોય તો છાપો અને ન છાપવી હોય તો કઈ નહિ. એ નવલકથા નહિ છપાય તો ભલે, પણ લખાણ તો નહિ જ બદલુ.' આમ થવાથી મડાગાઠ પડી. લેખક અને છાપખાનાવાળામાથી કોઈએ નમતુ ન આપ્યુ. આમ ને આમ ત્રણ વર્ષ પસાર થઈ ગયાં. છેવટે બીજા છાપખાનામા એને છપાવવાની ગોઠવણ થઈ અને કામ પાર પડ્યુ. ગોવર્ધનરામની સિદ્ધાતપ્રીતિ અને સ્વમાનપ્રીતિ આવી હતી. સ્વમત માટેનો આગ્રહ પણ એમનો એટલો જ પ્રબળ હતો.

ગોવર્ધનરામ બી. એ. થયા હતા એ અરસામા એમના પિતાની પેઢી ભાગી અને તે દેવાદાર બન્યા. એ પછી બીજી અનેક વિપત્તિઓમાં એ સપડાયા. આથી ભાવનગરના તત્કાલીન દીવાન શામળદાસ પાસે એમણે રહેવા માંડ્યુ. તેમના તરફથી રૂ. ૧૫૦) જેટલી રકમની શિષ્યવૃત્તિ મળતી. આવી સ્થિતિમા તેઓ ત્રણ વાર વકીલાતની પરીક્ષામા નાપાસ થયા પણ નાઉમેદ થયા વિના ચોથી વાર પરીક્ષામાં એ બેઠા અને ઉત્તીર્ણ થયા એ પછી ભાવનગર છોડી એમણે વકીલાતમા ઝપલાવ્યુ કિસ્મતે એમને યારી આપી. તેમના નાના ભાઈ નરહરિરામની આખ કાચી હોવાથી તેનો અભ્યાસ એમણે છોડાવ્યો અને રૂપિયા પાચસોની રકમ આપી તેને પુસ્તકવિક્રેતાની દુકાન ખોલાવી આપી આજે તે એન. એમ. ત્રિપાઠીની કપનીને નામે પ્રખ્યાત છે. આ ઘટનામા એમનો કુટુબપ્રેમ પ્રગટ થાય છે.

ગોવર્ધનરામની સાહિત્યપ્રવૃત્તિ ઈ સ ૧૮૮૭મા 'સરસ્વતીચન્દ્ર' નો પહેલો ભાગ પ્રગટ થયો ત્યારથી શરૂ થયેલી લેખાય. એ પ્રવૃત્તિ ઠેઠ ઈસ. ૧૯૦૫મા 'લીલાવતી જીવનકલા' પુસ્તક પ્રગટ થયુ ત્યાં સુધી સતત ચાલુ રહી હતી. મુબઈમા પ્રારભના સમયમાં તેઓ

પોતાના કાકા મનસુખરામ ત્રિપાઠીને ત્યાં રહેવા. એમણે 'સરસ્વતીચન્દ્ર'નો પહેલો ભાગ મનસુખરામ ત્રિપાઠીને જ અર્પણ કર્યો છે, જ્યારે ત્રીજો ભાગ પોતાની બહેન સમર્થલક્ષ્મીને અર્પણ કર્યો છે તેમના આ માર્ગમાં તેમની કૃતજ્ઞતાવૃત્તિ જોઈ શકાય છે

પૂર્વનિર્ણયાનુસાર એમણે લેખ્મેના માટે બેતાળીસ વર્ષની વયે સક્રિય વ્યવસાયમાંથી ક્ષેત્રસન્યાસ લીધો અને કીર્તિ તથા વૈભવ પ્રતિ જે વૈરાગ્યભાવ દર્શાવ્યો એમાં જ એમના જીવનની ઉત્તમતા રહી છે ક્ષેત્રસન્યાસ લીધા પછી મોટા મોટા દાવા તેમની સમક્ષ આવ્યા અને વડોદરા રાજ્યના વિદ્યાધિકારીની રૂ ૫૦૦ના પગારની અને કચ્છના દીવાનની રૂ ૧૫૦૦ના પગારની કે એવી બીજી ધીકતી કમાણીવાળી સરસ માનવતી નોકરીઓનુ કહેણ પણ આવ્યુ. આમ છતાં આવી લાલચો આગળ પણ પોતાના ટેકમાંથી તેઓ ન ડગ્યા આવા ટેકીલા તેઓ હતા તેઓ માનતા હતા "એવુ કાંઈ પણ કૃત્ય ગુપ્ત ન કરવુ કે જે આપણે બીજાઓની સમક્ષ ના કહી શકીએ કે કબૂલ કરી શકીએ"

ગોવર્ધનરામના પોતાના જ શબ્દોમાં કહીએ તો તેમનુ શરીર "માત્ર દવાના પોપણથી જ ટકી રહ્યુ હતુ" તેઓ પોતાના કુટુંબના સુખે સુખી અને કુટુંબના જ દુખે દુખી હતા તેમને નોકરી પ્રત્યે નફરત હતી પોતાના પુત્ર રમણીયરામને તેઓ કહેતા "રમણીય! તારા વડવાઓએ નોકરી નથી કરી તારા મોટા કાકાને નોકરી પ્રત્યે અત્યત તિરસ્કાર હતો તારા નાના કાકાએ પણ વ્યાપાર કરી મર્દાનગીનુ કાર્ય કર્યું છે તો તુ પણ નોકરી ન કરે એવી મારી હાર્દિક ઇચ્છા છે" એમની પ્રકૃતિને નોકરી કરતા સ્વતત્ર વ્યવસાય જ પ્રિય હતો તેનુ પ્રતિબિબ અહી જોવા મળે છે

ગોવર્ધનરામ તેમના જમાનામા ધારાશાસ્ત્રી તરીકે પ્રખ્યાત હતા. એક વાર એમની કને એક આદીવૃદ્ધીવાળો ખટલો આવેલો

તેમણે રાતદિવસ ભારે પરિશ્રમ કરીને અનેક દાખલા દલીલોવાળી એ કેસની 'બ્રીફ' તૈયાર કરી અને પોતે એ કેસમાં સફળ થશે એવી તેમને પાકી ખાતરી થઈ. એ પછી સફળતાના આનંદ સાથે તેઓ નાહવા માટે ગયા અને પછી બહાર ફરવા ગયા. તેમની ગેરહાજરીમાં તેમની આઠ-દશ વર્ષની એક છોકરી એમના ઓરડામાં આવી અને કેસના તૈયાર કરેલા કાગળોનો મકરસંક્રાંતિના આવી રહેલા તહેવાર માટે સરસ મજાનો પતંગ બનાવવા લાગી. તેણે બેચાર કાગળ બગાડયા પણ પતંગ ન બન્યો. પણ છેવટે કેટલાય કાગળો બગાડીને એણે એક પતંગ તૈયાર કર્યો. પછી તે ઓરડામાં આનંદથી ફરવા લાગી. એટલામાં ગોવર્ધનરામ ત્યાં આવી પહોંચ્યા. પુત્રીએ આનંદપૂર્વક પોતે બનાવેલો પતંગ શાબાશી મળશે એ આશાએ પિતાને બતાવ્યો. પરિશ્રમપૂર્વક તૈયાર કરેલા કેસના કીમતી કાગળોની આવી દશા થયેલી જોઈ પિતાને ઘણો આઘાત થયો. પણ એમણે ન તો પુત્રી પર ક્રોધ કર્યો, ન તો ઘાંટા પાડ્યા કે ન તો તમાચા માર્યા. તેમણે તો ક્રોધ કર્યા વિના પોતાની પુત્રીને એટલું જ કહ્યું. "બહેન! જ્યારે તને કાગળની જરૂર પડે ત્યારે મને કહેજે. હું તને આપીશ. પણ હવેથી ટેબલ પરથી પૂછ્યા વિના કશું ન લઈશ. મારા કાગળોને ન અડકાય, હો!" તેમનામાં જે અનેક સંયમ અને શાંતિ હતાં તેની અહીં પ્રતીતિ થાય છે.

ગોવર્ધનરામ જ્યારે એમ. એ. ની પરીક્ષા અંગે મુંબઈ ગયા હતા ત્યારે તેમના ભાણેજ કાંતિલાલ પંડ્યા અને તેમના મશિયાઈ ભાઈ ભાનુશંકર યાજ્ઞિક મેટ્રિકની પરીક્ષા આપવા મુંબઈ ગયા હતા. તે વેળા ચંદ્રશંકર ન. પંડ્યા એલ્ફિન્સ્ટન કૉલેજમાં પ્રિવિયસના વર્ગમાં હતા કાંતિભાઈ અને ભાનુશંકર પરીક્ષા આપવા જવા માટે નીકળ્યા ત્યારે ચંદ્રશંકર પંડ્યાએ ગોવર્ધનરામને કહ્યું "આ તમારા ભાણેજો પરીક્ષા આપવા જાય છે. તેમને આશીર્વાદ આપો" એના ઉત્તરરૂપે

ગોવર્ધનરામે ત્યારે લાક્ષણિક ઢગે જણાવ્યુ હતુ "એ બંને પાસ થવા યોગ્ય હોય તો પાસ થાય એવા મારા આશીર્વાદ છે" પાત્રતા હોય તો જ ઉત્તીર્ણ થાય એવા પ્રકારના તેમના આ આશીર્વાદમા તેમની નૈતિમત્તાનુ દર્શન થાય છે એક વા વિદાય પ્રસંગે તેમણે સદેશો આપ્યો હતો "સત્ય અને સ્વાસ્થ્યને ।યવજો." તેમનો જીવનમત્ર બની ગયેલા આ સૂત્રમા તેમની સત્યભક્તિ અને જીવનદૃષ્ટિ દૃષ્ટિગોચર થાય છે

એક વાર ઘર આગળ એકાદ વાઘરી પિજરામા પોપટ લઈ પોપટ વેચવા આવ્યો. ઘરના બાળકો તો પોપટ જોઈને રાજી રાજી થઈ ગયા અને તેમણે તો પોપટ વેચાતો લઈને પાળવા માટેની જીદ લીધી. ગોવર્ધનરામને તો પક્ષીને પાંજરામા પૂરવાનુ ગમે જ નહિ તેમણે બાળકોને સમજાવ્યુ કે જેવી રીતે તમને દોરીથી બાધવામા આવે તો ન રુચે તેમ પક્ષીને પણ બધાઈને રહેવાનુ ન જ ગમે. બાળકો આ વાત સમજી ગયા પણ ગોવર્ધનરામનો દયાભાવ ન દબાયો. તેમણે તો વાઘરી પાસેથી પોપટ ખરીદ્યો તેને ખોરાક આપ્યો અને પછી છોડી મૂક્યો આવી હતી તેમની દયાવૃત્તિ પોતાના રહેઠાણ પામે ગાય કે એવા બીજા પ્રાણીને પજવતા બાળકોને એટને જ તેઓ વારતા હતા

ગોવર્ધનરામ મુંબઈ યુનિ ની ગુજરાતી વિષયની અભ્યાસ સમિતિના સભ્ય હતા એક વાર એમ એ.ની પરીક્ષામા બીજા સભ્યો તરફથી સરસ્વતીચન્દ્રને પાઠ્યપુસ્તક તરીકે નિયત કરવાની દરખાસ્ત આપી. એ વેળા ગોવર્ધનરામ તે સભામા હાજર હતા તેમણે એ દરખાસ્ત તરફ પોતાની નાપસદગી બતાવી, પણ બીજા સભ્યોએ ન માન્યુ ત્યારે તેમણે કોઈ હયાત લેખકનુ પુસ્તક પાઠ્યપુસ્તક તરીકે પસદ ન કરવાની નીતિ મજુર કરાવી પોતાનુ જ પુસ્તક નિયત થતુ અટકાવ્યુ કેટલી નિઃસ્પૃહતા! કેટલી તટસ્થતા!

ગોવર્ધનરામ વિદ્યાર્થી હતા અને મેટ્રિકના વર્ગમાં હતા ત્યારે તેમનું સંસ્કૃત પાકું હતું પણ તેના વ્યાકરણમાં તેઓ ખૂબ કાચા હતા. એક વાર લેખિત પરીક્ષામાં તેમણે વ્યાકરણના સવાલોના જવાબોમાં ઉકાળ્યું. એમાં કશું સંગીન ન કર્યું, એટલે એમને ભારે નિરાશા થઈ, પણ હિંમત હાર્યા વિના એક મહિના બાદ થનારી સંસ્કૃતની મૌખિક પરીક્ષા તરફ તેમણે દષ્ટિ રાખી. બધી શક્તિ કેન્દ્રત કરીને તેમણે ત્યારે એવી તનતોડ મહેનત કરી કે પરીક્ષાને દિવસે પરીક્ષાખંડની બહાર જ ઉજાગરાને કારણે તેઓ તો ઘસઘસાટ ઊંઘી ગયા પરીક્ષાના ઉમેદવાર તરીકે તેમનો ક્રમ છેલ્લો હતો. તેમનું નામ બોલાયું છતાં તેમણે ન સાંભળ્યું ત્યારે ખુદ પરીક્ષક બહાર આવીને તેમને ઢંઢોળ્યા. અને ઊઠાડયા. પરીક્ષક થોડા ચીડાયા પણ વિદ્યાર્થી ગોવર્ધનરામે ચિત્તની શાંતિ ન ગુમાવી અને બધા પ્રશ્નોના જવાબ ગભરાયા વિના એવા તો ફક્કડ આપ્યા કે પરીક્ષકો તો મુગ્ધ જ થઈ ગયા. તેમની ચીડ જતી રહી અને લેખિત પરીક્ષા પછીના મહિનાનાં ગાળામાં જે રીતે સંસ્કૃત વ્યાકરણનું જ્ઞાન ગોવર્ધનરામે પાકું કરેલું તેમાં દેખાતી તેમની ચીવટ અને લગની જોઈને ચકિત થઈને તેમને ભારે શાબાશી તેઓએ આપી હતી. એ પછી તો ગોવર્ધનરામ આગળ ઉપર સંસ્કૃતમાં એટલા પારંગત થયા કે સસ્કૃતમાં તેઓ નિબંધો અને શ્લોકો લખતા અને વિદ્વાનો તરફથી તેનાં વખાણ પણ થતાં. પ્રો. કાથવટેએ કહ્યું છે: "મેં અનેક વિદ્યાર્થીઓ જોયા છે, પણ અભ્યાસ કરવાની ગોવર્ધનરામના જેવી ઉત્તમ પદ્ધતિ કોઈની દીઠી નથી."

ગોવર્ધનરામના વખતમાં સ્નાતકની ઉપાધિ મેળવ્યા પછી નવલકથા વાચનમાં સ્નાતકો વખતનો જે દુર્વ્યય કરતા હતા તે તેમને રુચતું નહોતું બી. એ. થયા એટલે ભણી પરવાર્યા એવી લોકપ્રચલિત માન્યતા તેમને ગમતી નહોતી. આ બંને વૃત્તિઓ દૂર કરવા

તેઓ અવારનવાર કહેતા હતા "સ્નાતક થયાપછી વ્યક્તિ ગમે તે ધંધો શીખવાને માત્ર યોગ્ય થાય છે અને વિદ્યામંદિરમાં માત્ર તેણે પ્રવેશ કર્યો છે એમ સમજીને તેણે હરકોઈ વિષયનો ખાસ અભ્યાસ, શરૂ કરવો જોઈએ અને તેમા પ્રવીણ થઈ આજીવિકાના સાધન, મેળવવાની સાથે દેશસેવામા પોતાનો કેટલોક સમય અર્પણ કરવો જોઈએ પોતપોતાના આજીવિકાના વ્યવસાય ઉપરાંત કોઈ પણ એક બાબત અભ્યાસ માટે રાખવી જોઈએ અને ઓછામા ઓછો અર્ધો એક કલાક તેના અભ્યાસમાં ગાળી બૌદ્ધિક જીવનને માટે તૈયારી રાખવી જોઈએ આ પોતાને તથા દેશને માટે ખાસ જરૂરનુ છે" અંતમાળના દિવસોમા તેમના સ્નેહી શ્રી દોલતરામ કૃપારામ પડ્યા તેમને મળવા ગયા હતા તે વેળા ગોવર્ધનરામને થતી અસહ્ય વેદના જોઈ તેમણે તેમને પૂછ્યુ "કંઈ સંકલ્પ થાય છે?" જવાબમા ત્યારે ગોવર્ધનરામે જણાવ્યુ હતુ "My mind is perfectly blessed these are only physical tears (મારુ મન સંપૂર્ણ પ્રસન્ન છે, આ અશ્રુપાત માત્ર દેહના જ છે) આમ કહી વેદના હોવા છતા તેઓ વિવિધ વિષયો પર વાતચીત કરવા મંડી પડ્યા હતા, ત્યારે તેમની શારીરિક પીડ તો જાણે જતી જ રહી અને મુખમુદ્રા પર પ્રસન્નતા છવાઈ ગઈ હતી. જાણે બાણશય્યા ઉપર સૂતેલા છતાં યુધિષ્ઠિરના મનનુ સમાધાન કરતા ભીષ્મપિતામહ ન હોય એવી કલ્પના ત્યારે મુલાકાતીના મનમાં ઉદ્ભવી હતી

તેમનુ જીવન નિયમબદ્ધ હતુ અને બધા નિયમો મુજબ જ જીવન નિર્ગમન કરતા એમા અપવાદ તેઓ ભાગ્યે જ કરતા પોતાના પુસ્તકો ઘરની બહાર વાચવા કોઈને ન આપવા એવો તેમનો સ્વીકૃત નિયમ હતો એક વાર નડિયા મા રહેતા એમના મિત્રે એમની પાસેથી કોઈ ચોપડી વાચવા ને જોઈ લેવા માટે મગાવી હતી એના જવાબમાં ગોવર્ધનરામે લખી જણાવ્યુ હતુ 'મારા કેટલાક પુસ્તકો મુંબઈમા

આમ ખોવાયાં છે. તેથી મેં નિયમ કર્યો છે કે મારા ઘરની બહાર કોઈને પુસ્તક આપવું નહિ. એ નિયમમાં મારા મિત્રના લાભમાં અપવાદ કરવા હું ઇચ્છતો નથી." આવું ચુસ્ત હતું તેમનું નિયમપાલન

કદાચ પોતાના અભિપ્રાયથી સામાના મન ઉપર અસર કરવાની વાત ગોવર્ધનરામને પસંદ નહોતી એટલે કે અન્ય કોઈ કારણે પણ તેઓ સલાહ લેવા આવનાર સમક્ષ પોતાનો સ્પષ્ટ મત ભાગ્યે જ ઉચ્ચારતા. અમુક ખાસ મુદ્દા કે વિષય ઉપર એમનું ચોક્કસ દૃષ્ટિબિંદુ પૂછવા જનારને તેઓ તો વિષયના બંને પક્ષમાં તપાસવાની હકીકત જ પોતાના અખૂટ જ્ઞાનભંડારમાંથી સ્પષ્ટ શબ્દોમાં રજૂ કરી દેતા. એ પછી તેઓ કહી દેતા: "મારે કહેવાનું હતું તે હું કહી રહ્યો. તમે તમારો માર્ગ આમાંથી પસંદ કરી લ્યો. મારે પણ જો વર્તન કરવું હોય તો હું ગમે તે માર્ગ પ્રસંગાનુસાર લઈ લઉં." અમુક રીતે જ વર્તન કરો એમ સ્પષ્ટપણે તેઓ કદાચ ન કહેતા. પોતાના પક્ષની તમામ વાત રજૂ કરી જેમ વકીલ નિર્ણયનું કાર્ય ન્યાયાધીશ પર છોડી દે છે તેમ જ ગોવર્ધનરામ સલાહ આપતી વખતે કરતા. તેમની આ પદ્ધતિમાં ધારાશાસ્ત્રી ગોવર્ધનરામની અસર વરતાય છે તે તો ઠીક, પણ સામાની નિર્ણયબુદ્ધિ અને સ્વતંત્રતા પર તરાપ ન મારવાની તેમની વૃત્તિ પણ અહીં જોઈ શકાય છે.

ગોવર્ધનરામની નિર્ણય કરવાની આગવી પદ્ધતિ હતી. એ વિષે 'વસંત'ના ગોવર્ધનરામ સ્મારક અંકમાં નરસિંહરાવ દિવેટિયાએ ઉલ્લેખ કર્યો છે અને તે નોંધપાત્ર છે. એલ. એલ.બી. થયા પછી નોકરી કરવી કે સ્વતંત્ર વ્યવસાય કરવો તે અંગે નિર્ણય કરવાનો પ્રશ્ન જ્યારે તેમની સમક્ષ આવ્યો ત્યારે તેમણે નોકરી અને સ્વતંત્ર વકીલાતનાં કાર્યોને યોગે કુટુંબના માણસોની સુખસગવડ, બાળકોનું શિક્ષણ, પ્રવાસાદિનો સંભવ અને પરાધીનતા વગેરે જુદા જુદા

મુદ્દાઓના અલગ અલગ મથાળા મૂકી દરેક મથાળા નીચે એ બને વિકલ્પ-ધધાઓને માર્ક આપ્યા અને છેવટે તેનો કુલ સરવાળો કર્યો આમ કરતા સ્વતત્ર વકીલાતના ધધાને વધારે માર્ક મળવાથી તેમણે એ વ્યવસાય પસદ કર્યો બહુ વર્ષો અગાઉ જૂની મુબઈ સરકારે પોતાનુ કેન્દ્રસ્થાન મુબઈ, નાસિક કે પૂના રાખવુ તે અગે નિર્ણય કરવા માટે પણ આ માર્ક આપવાની પદ્ધતિ અપનાવી હતી અને તે મુજબ નિર્ણય લીધો હતો

ગણપતરામ અનુપરામ ત્રવાડી સાથે ગોવર્ધનરામ જુનાગઢ મુકામે થોડા દિવસ માટે ગયા હતા તેઓ બને શહેરની બહાર અર્ધો કોશ જેટલે અતરે આવેલ 'પહાડ-ખાણુ' જોવા ગયા હતા. એ ખાણુ ગિનારની તળેટી પાસે છે ગાડી ઝપાટાબધ પસાર થતી હતી ત્યારે બને બાજુએ પથ્થરના ઢગલા જોઈને ગોવર્ધનરામ મુગ્ધ થઈ બોલી ઊઠ્યા 'હુ આ પથ્થરોને જીવવાળા જોઉ છુ અને જાણે વાતો કરતા સાભળુ છુ" આ વખતે સહપ્રવાસી તરીકે રહેલા શ્રી. ત્રવાડીને કવિ વર્ડ્ઝવર્થનુ સ્મરણ થઈ આવ્યુ આવુ હતુ તેમનુ કવિહૃદય.

વકીલાતના વ્યવસાયમા ઝપલાવતા અગાઉ એક યા બીજા પ્રસગે ગોવર્ધનરામ જૂના જામેલા અને પ્રતિષ્ઠિત વકીલોને મળવા જતા, પણ તેમની વ્યર્થ ખુશામત કે કાલાવાલા કર્યા વિના સામાન્ય વિનતી કરતા "કામ આપશો તો કરીશ, પણ આગ્રહ કરતો નથી, કેમ જે તમારે જૂના વકીલો સાથે આડતો બધાઈ ગયેલી છે તે જાણુ છુ, અને વળી છેલ્લી અદાલત આગળ કામ ચલાવવા માટે નવા માણસને કામ સોપતાં સ્વાભાવિક રીતે અદેશો થાય, એ સમજુ છુ. માટે કામ આપશો તો કરીશ એ ઉપરાત એક અક્ષર પણ વધારે કહેવાનો મારો હક્ક નથી"

સરસ્વતીચન્દ્રમાં કોઈ પણ સ્થળે કોઈ પરિચયમાં આવેલા

સ્ત્રીપુરુષનું કે કોઈ હકીકતનુ કે કોઈ ગામ, જંગલ કે નદીનું પણ ઓળખાય એવું ચિત્ર ન આવે તે માટે ગોવર્ધનરામભાઈએ ખાસ સંભાળ રાખી છે. પહેલો ભાગ છપાતો હતો તે વખતે પ્રૂફ વાંચનારાઓને પોતપોતાના અનુભવ પ્રમાણે લાગેલું કે આમાં લેખકે કાઠિયાવાડ કે રેવાકાંઠા કે ખંભાત કે મહીકાંઠાની રાજખટપટોનું ચિત્ર ઊતાર્યું છે ખંભાતનો તો તે વખતે એક કેસ જ ચાલતો હતો અને ગોવર્ધનરામભાઈ તેમાં વકીલ હતા. ખંભાતના એ કેસના અરજીએ તો પ્રસ્તુત નવલકથાનાં પ્રૂફ વાચી ગોવર્ધનરામ ઉપર વાતચીતમા ખાનગી અને અધિકૃત માહિતીનો ગેરઉપયોગ કર્યા બાબતનો આરોપ પણ મૂક્યો હતો. પણ તરત જ ગોવર્ધનરામે નવલકથાનાં એ પ્રકરણો લખાયાની તારીખ અને કેસની તારીખો બતાવી તો તરત જ પ્રતીતિ થઈ કે કેસની માહિતી મળી તે અગાઉ નવલકથાનાં એ પ્રકરણો લખાયાં હતાં. આ ઉપરાંત બીજી બીના પણ નોંધપાત્ર છે. જૂના મુબઈ ઈલાકાના ઘણા ભાગોમાં ગોવર્ધનરામ ફરેલા હતા અને ખટપટો, બનાવો, જનસ્વભાવ, ગૃહસંસાર તેમજ જગલ, ગિરિ નદી, ગામડા વગેરે કુદરતની અનેક જગ્યાએથી જાણેલી માહિતીમાંથી તેના આગવા અશ સ્વીકારી તથા તેમાંના આકસ્મિક અશ છોડી દઈને એમણે પોતાની વાર્તાની ગૂથણી કરેલી છે. અને તેથી કરીને જ ભાવનગર, ખભાત, મહીકાંઠા, રેવાકાંઠા, એમ જુદા જુદા પ્રદેશના લોકો ઉપર છાપ પડવા પામી કે લેખક અમારા પોતાના અનુભવમા આવેલી વાતોનો જાણકાર અને અમારી પોતાની ઓળખાણનાં સ્ત્રીપુરુષોને જાણતો હોવો જોઈએ. આ મુદ્દા અગે 'વસંત'ના ગોવર્ધનરામ સ્મારક અકમા બ. ક. ઠાકોરે સારી સ્પષ્ટતા કરી છે.

કોઈ એક વાર ગોવર્ધનરામે કુશળ જ્યોતિષીને પોતાના જન્માક્ષર બનાવ્યા જોશીએ કહ્યુ "તમારા ૪૨-૪૩ મા વર્ષમા તમને બહુ દ્રવ્ય મળશે' જોશીના આ કથનથી ગોવર્ધનરામને

શંકા ઉત્પન્ન થઈ, કેમ કે પોતે પોતાના જીવનસંકલ્પ મુજબ તો જે વર્ષમા જ્યોતિષીએ બહુ દ્રવ્ય તેમને મળશે એવુ ભવિષ્યકથન કર્યુ હતુ તે જ વર્ષમા દ્રવ્યોપાર્જનના સાધનરૂપ તેમનો વકીલાતનો વ્યવસાય છોડીને વાનપ્રસ્થ થવાનો તેમણે નિશ્ચય કર્યો હતો! પોતે વકીલ હોવાથી તેમણે તો જોશીને વિવિધ પ્રશ્નો પૂછ્યા ને જાણવા ઇચ્છ્યુ કે આમ કહેવાનુ શુ કારણ છે પરિણામે જોશી તરફથી તેઓ જાણી શક્યા કે તેમને જન્મકુંડળીનો ગુરુ તે સમયે અમુક સ્થિતિમા આવી તેમને તેમનુ ઇષ્ટ ફળ આપશે હવે ગુરુ ઇષ્ટ ફળ આપશે એવો જ્યોતિષશાસ્ત્રનો અભિપ્રાય જોશીએ આપ્યો અને ઇષ્ટ ફળ એટલે લૌકિક મત મુજબ દ્રવ્યલાભ એમ સમજીને તેણે તો એવુ કહી દીધુ આથી પ્રારભમા ગોવર્ધનરામ તો વ્યાકુલ બન્યા ને માની બેઠા કે પોતાનો વાનપ્રસ્થ લેવાનો નિશ્ચય ગ્રહોને અનુકૂળ નથી. પણ જોશીની સ્પષ્ટતા પછી તેમના મનમા પ્રસન્નતા છવાઈ ગઈ અને તેમને થયુ "ચાલો, ગુરુ ઇષ્ટ ફળ આપશે અને મારુ ઇષ્ટ ફળ તો વાનપ્રસ્થ લઈ શાસ્ત્રાદિનુ મનન અધ્યાપન કરવુ એ છે તેમ મારા વિચારો અને ગ્રહોના ફળ મળતા આવે છે." આમ થવાથી તેમને અત્યત સતોષ ને આનદ મળ્યા જ્યોતિષ વિદ્યામા તેઓ કેટલેક અશે માનતા હતા અને અગાઉ તેમણે એનો અભ્યાસ પણ શોખ ખાતર થોડો કર્યો હતો

ગોવર્ધનરામે વિવિધ વિદ્યાઓનો અભ્યાસ કરેલો તેઓ એક વાર ઉપનિષદ્ વાચતા હતા, તેમા એક સ્થળે જીવને 'સપ્રસાદ' કહેવામા આવેલો, એટલે તેમને થયુ જીવને સપ્રસાદ શા માટે કહ્યો અને મનના સમાધાન માટે તેમણે વૈદકશાસ્ત્ર ચરક સુશ્રુત આદિ સસ્કૃત ગ્રથો વાચ્યા વાચીને સ્થૂળમાથી સૂક્ષ્મ અને સૂક્ષ્મમાથી સ્થૂળ કેમ થાય છે તથા સ્થૂળ સૂક્ષ્માવસ્થાને અધીન તત્ત્વોનુ આશ્રયભૂત તથા તેમા ઓતપ્રોત અદ્વૈત શુ એ સર્વ ગહન વિષયો ઉપર તેમણે શોધ

ચલાવી. એક શબ્દને માટે આટલુ બધુ વાંચનાર અને વિચારનાર ગોવર્ધનરામનો વિદ્યાભિનિવેશ કેટનો ઉત્કટ હશે તેનુ અનુમાન થઈ શકે છે

ગોવર્ધનરામના અધ્યાપક થી પેસ્તનજી કા. સંજાણાએ ઈ સ. ૧૯૦૨ મા ગોવર્ધનરામના પુત્ર શ્રી. રમણીયરાયને પોતાના વર્ગમા જોઈને અનુમાન કરીને પૂછ્યુ. Mr Tripathi, are you related to that young but intelligent and well-bred Mr Govardhanram Tripathi ? જવાબમાં રમણીયરાયે પોતે ગોવર્ધનરામના પુત્ર હોવાનુ જ્યારે જણાવ્યું ત્યારે શ્રી સંજાણાએ ફરી કહ્યુ "Whenever you drop lines to him, convey my best cherished wishes to him, my dear Govardhan and always let me know how his health and learned mind progress. આવી ઉત્તમ છાપ એમના ગુરુઓને ગોવર્ધનરામ વિશે હતી

ગોવર્ધનરામ સ્વાસ્થ્યની ઘણી કાળજી રાખતા અને ખોરાકમાં પણ સયમ રાખતા. ભાવનગરમા દિવાળીના માગલિક પ્રસગે તેમની વૃદ્ધ માતાએ સારુ સારુ ખાવાનુ કર્યું અને પુત્ર ગોવર્ધનરામને કહ્યુ "મોટા! કોઈ વખત તો આવી ભારે વસ્તુઓ ખાવા આગ્રહ કરતી નથી, પરતુ આજે દિવાળી છે અને આજે આવુ સારુ ખાવાનુ છે તો જરાક ખા" પુત્રે જવાબ આપ્યો "બ તારી આજ્ઞા કબૂલ છે પરતુ મારુ શરીર બગડશે પણ તુ કહેશે તો મારે ના નથી. પાછળથી તારે ને મારે ઉપાધિ થાય એવો પ્રસગ આવવો જોઈએ નહિ" આવો ઉત્તર મળવા છતા માતાએ પોતાનો આગ્રહ ન છોડ્યો એટલે પુત્રે માતાની આજ્ઞા માથે ચઢાવી પણ રાતના જ ગોવર્ધનરામની વાત સાચી ઠરી. તેમના પેટમા દુખાવો થઈ આવ્યો અને ઉપચાર કરવા પડ્યા માતા ચિંતાગ્રસ્ત થઈ ગઈ

તરત જ તેણે પછી તો કહ્યું "મોટા, હવે હું તને કોઈ પ્રસંગે આગ્રહ કરીશ નહિ. તારી ઇચ્છાનુસાર વર્તજે !"

પ્રીવિયસની પરીક્ષામાં ગોવર્ધનરામના પુત્ર રમણીયરામ જ્યારે નિષ્ફળ ગયા ત્યારબાદ બે ત્રણ દિવસ પછી તેમણે રમણીયરામ પાસે કેટલાં પુસ્તકો જોતાં ત્યારે એ પુસ્તકો કયાં હેતાની બાબત પૂછી જવાબમાં રમણીયરામે જણાવ્યું "ગ્રીક ઇતિહાસ સાથે મેં વાંચવા પસંદ કરેલું પુસ્તક Social life in Greece આ છે" આ જવાબ સાંભળીને તેમણે જણાવ્યું "Well, Ramaniya I wished you fail આ સાંભળી પુત્ર આશ્ચર્યચકિત થયો અને તેણે પૂછ્યું "મોટા કાકા, પુત્રની નિષ્ફળતાથી સાધારણ રીતે વડીલને ગ્લાનિ થાય ત્યારે તમે આનંદ પામો છો તેનું શું કારણ?" ઉત્તરમાં ત્યારે ગોવર્ધનરામે જણાવ્યું "For now you shall learn how great were the Greeks, there you shall learn the spirit of true patriotism"

એક પ્રસંગે બે ત્રણ યુવકો ગોવર્ધનરામ પાસે આવ્યા અને તેમણે તેમની સલાહ પૂછી "નોકરી કરવી કે વ્યાપાર?" આ પ્રશ્નનો ઉત્તર સરલ અને મદલાભ્ય કરતા દીધો "નોકરી કરવી એ મને તો સ્ત્રીઓનું કામ લાગે છે મર્દાનગી અને સાહસપણું મેળવવું હોય તો કરો વ્યાપાર અને દુ:ખનો અનુભવ પ્રાપ્ત કરો !"

નિર્મલ ભાષા તરફ ગોવર્ધનરામને ભારે સૂગ હતી. એક વાર જ્યારે તેઓ અધ્યયનમાં તલ્લીન થઈ પોતાના મકાનમાં બેઠા હતા ત્યારે પોતાની જ્ઞાતિના કિશોર વયના પાંચેક બાળકો બહાર ચોગાનમાં આનંદ-ચેષ્ટાઓ કરતા કરતા એકમેકને 'સાળા' શબ્દ વડે સંબોધતા હતા. સાક્ષરશ્રીએ એ સાંભળ્યું અને તે જરા ખિન્ન થયા. તેમણે એ કિશોરોને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું "ભાઈ, તે પોતાને ગાળ દીધી એ સારું કર્યું? કોઈને ગાળ ન દેવાય એવું તું શું નથી શિખ્યો?

બહુ ચિડાઈએ ત્યારે 'સાળા' ને ઠેકાણે 'વહાલા' કહીએ, પણ ગાળ ન દઈએ આપણે લોક નાગર કહેવાઈએ, આપણો ઉચ્ચ અને ખાનદાન કુટુંબમાં જન્મ થયો છે માટે એવું બોલવું નહિ!" છોકરો બિચારો શરમાઈને જતો રહ્યો.

આમ, ગોવર્ધનરામનું જીવનકમળ સુંદરતા અને સદ્‌ગુણોથી સભર છે. તેમના જીવનકમળની એકેક પાંદડી પૂર્ણ વિકસિત છે. તેમના સાહિત્યના જેટલું જ સમૃદ્ધ તેમનું જીવન છે. બીજી રીતે કહી શકાય કે તેમના જીવનની સમૃદ્ધિ ને ભવ્યતા જ તેમના કવનમાં પ્રગટ થઈ છે. તેમની સંયમમંડિત રસિકતા, ચિંતનશીલતા, સંસ્કારિતા, નીતિપ્રીતિ, નીડરતા અને તટસ્થતા ન્યાયપરાયણતા આદિ સર્વે તત્ત્વો તેમના સાહિત્યમાં સારી રીતે પ્રગટ થયાં છે. તેમના સાહિત્યના જેટલું જ પ્રેરક તેમનું જીવન છે અને સૌને માટે રહેશે એમાં નથી અતિશયોક્તિ ને નથી સંશય.

શ્રી ધર્મેન્દ્ર મ માસ્તર (મધુરમ)

# સાક્ષર ત્રિપુટીની

## ગઝલો

### (૧) ગઝલ–પ્રકાર અને સ્વરૂપ

ગઝલ આપણે ત્યા સૉનેટની જેમ જ પરભાષાના સંપર્કથી આવેલો કાવ્યપ્રકાર છે, પણ સમયની દૃષ્ટિએ સૉનેટ કરતા એ વહેલો ખેડાયો અને પ્રચલિત બન્યો હતો. સૉનેટ તો અર્વાચીન યુગની પેદાશ છે, પણ ગઝલ તો દયારામે અને દયારામની પૂર્વે નયસુંદર, કવિ ખેના દીપવિજય અને કવિ વિહ્વાવ જેવા જૈન મુનિઓએ પણ એક યા બીજા ઉદ્દેશથી ખેડી છે કવિ ખેનાએ સં ૧૭૪૮ના અરસામા રચળ વર્ણનની કેટલીક ગઝલો લખી છે તો નયસુંદરે રેખતામા એક પ્રેમગમ લખ્યો છે એ અગાઉ લગભગ સોળમા સત્તરમા સૈકામા ભવાઈના જુદા જુદા વેશોમા રેખતાના સ્વરૂપમા આ પ્રકાર ખેડાયેલો દૃષ્ટિગોચર થાય છે આ પ્રકાર દયારામના અરસામા એટલો પ્રચલિત બન્યો હતો કે સં ૧૮૭૦ મા કવિ કૃષ્ણરામે એના 'કળિકાળના ગરબા'મા ત્રિપ્રેની વાણીમા ગઝલ રેખતા જેવા સ્વરૂપોમા વમેલા અને ગાનમા ગમતા દીવાના ફારસીઓના દરેક વિષે નિર્દેશ પણ કર્યો છે આ રીતે આપણે ત્યા પ્રચલિત બનેલા પરદેશી સાહિત્યપ્રકારોમા ગઝલ સૌથી જૂનુ અને સૌથી અધિક લોકપ્રિય કાવ્યસ્વરૂપ છે

આમ ગઝલ સરિતાનો પ્રભાવ નયસુંદર અને કવિ ખેનના સમયમાં નાના ઝરણાં રૂપે થયો, પણ દયારામે હિંદી અને ગુજરાતીમાં ભક્તહૃદયની આરઝૂ વ્યક્ત કરીને એમાં વિશેષ વારિસિંચન કર્યું છે. મધ્યકાલીન યુગમાં ફૂટેલું આ ઝરણું અર્વાચીન યુગમાં વધુ વિસ્તૃત અને વ્યાપક બન્યું. નર્મદયુગમાં એનો પટ પહોળો અને ગહન બન્યો ત્યારે 'જય જય ગરવી ગુજરાત'ના ગાયક નર્મદના સુરતમાં ફારસીનો ઉજાસ અને પ્રચાર ઝાઝો હતો. પણ સાચો પ્રભાવ તો તેણે પંડિતયુગમાં પ્રાપ્ત કર્યો. ત્યારે ગઝલસરિતાને અપૂર્વ સમૃદ્ધિ લાધી. એ પછી મુનશી-ગાંધી યુગથી માંડી અદ્યાપિ સ્વરાજ્ય યુગ પર્યંતના અરસામા ગઝલકાર 'નસીમ' ના શબ્દોમાં કહીએ તો ગઝલની રસકુંજોમાં ઘણા કવિ કોકિલોનાં રસિક કૂજનો સંભળાવા માંડયાં અને પરિણામે ગુજરાતમાં એ ગઝલસરિતા વધુ વ્યાપક, સમૃદ્ધ અને ગહન બની. આમ નયસુંદરથી નસીમ સુધી વિસ્તરેલી ગઝલસરિતાના પટ પર દૃષ્ટિપાત કરતાં રામનારાયણ પાઠકનું કથન સર્વાંશે યોગ્ય લાગે છે. "ગુજરાતમાં ગઝલ ઊતરી એમાં કશું ખોટું નથી થયું, એમાં ગુજરાતી પ્રતિભાનો વિજય છે. ગઝલ આપણો એક જીવતો પ્રવાહ છે."[૧] એને લોકપ્રિયતા મળતી જતી હતી ત્યારે આરંભના તબક્કામાં આપણે ત્યાની તત્કાલીન ગઝલોને નરસિંહરાવ દિવેટિયાએ "સૂફીવાદની ઘોષણા કરનારાં ફારસી કાવ્યોની કૃત્રિમ નકલ અને ગુજરાતના પ્રજાજીવનથી વિચ્છિન્ન"[૨] ગણી હતી. પણ ગઝલસરિતાનો વેગ ન ઘટયો. એટલું જ નહિ પણ એક વિવેચકના શબ્દોમાં કહીએ તો "આપણા કવિઓએ ગઝલનાં મૂળ બંધનો છોડી તેને માત્રામેળ રચના-તરીકે વિકસાવી છે તે યોગ્ય કર્યું છે. અને ગઝલના હરેક જાતના ભાવોને વ્યક્ત કર્યા છે. ગઝલને ઊંડા

૧ 'નભોવિહાર' પૃ ૧૯૪

૨ 'વાર્ષિક વ્યાખ્યાનો' પૃ. ૧૧૮

અને માત્ર ઉદ્દામ નહિ પણ સયમી ભાવોનુ પણ વાહન કર્યું છે" ૩

મૂળ અરબી ભાષામાં લખાતી ગઝલ ફારસી ભાષામા પ્રચલિત બની અને ત્યાથી ઉર્દૂ ભાષામા થઈ તેના પ્રભાવરૂપે આપણે ત્યા આવી 'મુગાઝેલત' શબ્દ પરથી ગઝલ શબ્દ આવ્યો છે અને તેનો અર્થ છે 'પ્રેમ વિશે સ્ત્રીઓ સાથે પ્રેમયુક્ત ભાષામા કાવ્યરૂપે વાતચીત કરવી વળી એવુ પણ માનવામા આવે છે કે આખી જિંદગી સ્ત્રીઓ સાથે મોજમઝા માણવામા જેણે ગુજારેલી એવા ગઝલ નામના માણસના નામ ઉપરથી એવી મોજમઝા વર્ણવનારા કાવ્યને ગઝલ નામ આપવામાં આવ્યુ છે[૪] એ ગમે તેમ હોય, પણ એક વાત સાચી છે કે ગઝલ નામના પદ્યપ્રકારમાં પ્રેમ મોહ, રૂપ સુદરતા, મોજ, આશા, ખુશી ગમી પાનખર, ફૂલ પતગિયુ, મજનુ લયલા સનમ સાકી માશૂક, વેદના, વિયોગ, બેચેની, નિશ્વાસ, વસ્લ-મિલન આદિ શબ્દો વડે માનવપ્રેમ (ઇશ્કે મિજાજી) અને ઈશ્વરપ્રેમ (ઇશ્કે હકીકી અને 'ઇશ્કે ઇલાહી')નુ એટલે કે ઐહિક ને આધ્યાત્મિક પ્રેમનુ આલેખન થાય છે એક ફારસી લેખક કહે છે ઇશ્ક ના ગદમા નહતી પારાવાર વેદના એ જ ગઝલની પક્તિઓ ગઝલમા ખાસ કરીને પ્રિયતમાના વિરહથી થયેલી પ્રેમીની દર્દી દશાનુ નિરૂપણ તેનો વિરહાક્રન્દ પ્રેમમૂર્તિના સ્વરૂપનુ સતત સ્મરણ અને તેનુ બયાન તેના દર્શનની ઉત્કટ આતુરતા, તેના વગરની તેની અસ્વસ્થતા, પ્રેમી જિગરની ભગ્નતાના ઊભરા-દુ ખભર્યું રુદન વગેરે અવશ્ય હોય છે અને જેમા એ ન હોય તે ગઝલ 'ગઝલ' નામને પાત્ર નથી. પ્રિયતમાના વિરહથી થયેલી દુ ખદ દશા ઉપરાત પ્રેમી હૃદયના વખતોવખતના નમ્ર કાલાવાલા પ્રિયતમા તરફથી તેની સુનવણી અને તેના જુદા જુદા પરિણામોનો અનુભવ

૩ ા વિ પાઠક નમોવિહાર પૃ ૧૯૪
૪ ક મો ઝવેરી. 'ગુજરાતની ગઝલો પૃ ૬

પણ ગઝલમા આવેખાયેલ હોય છે. પ્રેમભક્તિના મધુપાનમાં મત્ત થયેલા હૃદયની મસ્તી અને પ્રેમને અનુકુળ વસત ઋતુના બહારનું વર્ણન પણ ગઝલોમા આવે છે" વળી એમા માશૂકની ખૂબસૂરતીનુ બયાન, મહોબ્બતમા ફસાયલા આશકની દુર્દશા, દુનિયા પ્રતિ વૈરાગ્ય, માશુકના વિરહથી ઉપજતી વેદના અને વસવસાટ, માશૂકને મળવાની ઉમેદ અને તેના મુખ પરના તલની તારીફ પણ હોય છે આ દષ્ટિએ સમજાય છે કે ગઝલનુ શરીર તે ગઝલ નથી, પણ તેનો પ્રાણુ કે આત્મા તે જ ગઝલ છે 'ગઝલ' તે છદોબદ્ધ રચનાનુ નામ નથી, પણ અમુક રચનાના સૂક્ષ્મભાવ શરીરનુ નામ છે.[૫] ગઝલ તો કવિ 'મસ્તમાલ' કહે છે તેમ કવિતાના વિષય સબધી સામાન્ય નામ છે અને છદનુ નામ 'હઝ્ઝ્જ મુસમ્મન' છે[૫] 'મ-ફા-ઈ-લુન-મ-ફા-ઈ-લુન, માપની રચનાના છદને આમ છતા, આપણે ગઝલ તરીકે ઓળખીએ છીએ ગઝલ તો લાગણીની લીલા છે. એમાં દર્દની મધુરતા અને મધુરતાનુ દર્દ છે. મુગ્ધ પ્રણયગાન સાથે એમા આછેરુ જીવનદર્શન ઝળકે છે એમા શાયરનુ હૃદય ઠલવાયું હોય છે એમા સવેદનની સચ્ચાઈને પડછે જીવનના સત્યો માર્મિક છટા અને રમણીયતાથી વાચા પામે છે શ્રી 'મરીઝ' એક શેરમા કહે છે તેમ 'હૃદયનુ રક્ત, નયનના શર, જીવનનો નિચોડ, ભળે તો ગઝલોમા આવે છે તરબતર બાબત' એમા જીવન ને જમાનાનું દર્દ કલનરૂપ પામે છે, ઊર્મિનુ કબૂતર બોલી ઊડે છે, રસાનદની રમણા છે, મનગમતી સમરસા ઉદ્ગાર પામે છે, અને હૈયાના મધુરા દર્દ ગાન બને છે શ્રી મકરદ દવે 'મારી ગઝલ'મા જે આલેખે છે તે સર્વે ગઝલો માટે સામાન્ય રીતે કહી શકાય કે ગઝલમા છે અનાદિ મથામણ, નશીલું વાતાવરણ, ફાગણની અગન-ઝાળ, દીવાનાનુ ડહાપણ, ધરતીનું સાનણ, નદવાયેલી માસુમ નજરના કામણ, દિલની પાંખોનો ફફડાટ, ભીતર બિરાજેલા ભવોની ભલામણ, અનામીની થાપણ, ને અભાગીનું

[૫] જગન્નાથ ત્રિપાઠી (સાગર) 'ગુજરાતી ગઝલિસ્તાન" પૃ. ૬ ૭

અને માન ઉદ્દામ નહિ પણ સંયમી ભાવોનું પણ વાહન કર્યું છે" ૩

મૂળ અરબી ભાષામાં લખાતી ગઝલ ફારસી ભાષામાં પ્રચલિત બની અને ત્યાંથી ઉર્દૂ ભાષામાં થઇ તેના પ્રભાવરૂપે આપણે ત્યાં આવી 'મુગાઝેલત' શબ્દ પરથી ગઝલ શબ્દ આવ્યો છે અને તેનો અર્થ છે "પ્રેમ વિષે સ્ત્રીઓ સાથે પ્રેમયુક્ત ભાષામાં કાનરૂપે વાતચીત કરવી" વળી એવું પણ માનવામાં આવે છે કે આખી જિંદગી સ્ત્રીઓ સાથે મોજમઝા માણવામાં જેણે ગુજારેલી એવા ગઝલ નામના માણસના નામ ઉપરથી એવી મોજમઝા વર્ણવનારા કાવ્યને ગઝલ નામ આપવામાં આવ્યું છે ૪ એ ગમે તેમ હોય, પણ એક વાત સાચી છે કે ગઝલ નામના પદ્યપ્રકારમાં પ્રેમ, મોહ, રૂપ, સુંદરતા, મોજ, આશા, ખુશી, ગમી, પાનખર, ફૂલ, પતંગિયું, મજનુ લયલા, સનમ, સાકી, માશુક, વેદના, વિયોગ, બેચેની, નિશ્વાસ, વસ્લ-મિલન, આદિ શબ્દો વડે માનવપ્રેમ ('ઇશ્કે મિઝાજી) અને ઈશ્વરીપ્રેમ ('ઇશ્કે હકીકી' અને 'ઇશ્કે ઈલાહી')નું એટલે કે ઐહિક ને આધ્યાત્મિક પ્રેમનું આલેખન થાય છે એક ફારસી લેખક કહે છે "ઇશ્કના રાહમાં નડતી પારાવાર વેદના એ જ ગઝલની પંક્તિઓ ગઝલમાં ખાસ કરીને પ્રિયતમાના વિરહથી થયેલી પ્રેમીની દર્દ દશાનું નિરૂપણ, તેનો વિરહાનંદ પ્રેમમૂર્તિના સ્વરૂપનું સતત સ્મરણ અને તેનું બયાન, તેના દર્શનની ઉત્કટ આતુરતા, તેના વગરની તેની અસ્વસ્થતા, પ્રેમી જિગરની બળતરાના ઊભરા-દુખભર્યું રુદન વગેરે અવશ્ય હોય છે અને જેમાં એ ન હોય તે ગઝલ 'ગઝલ' નામને પાત્ર નથી પ્રિયતમાના વિરહથી થયેલી દુખદ દશા ઉપરાંત પ્રેમી હૃદયના વખતોવખતના નમ્ર કાલાવાલા, પ્રિયતમા તરફથી તેની સુનવણી અને તેના જુદા જુદા પરિણામોનો અનુભવ

---

૩ ન વિ પાઠક 'નભોવિહાર' પૃ ૧૯૪

૪ ફ. મો. ઝવેરી. 'ગુજરાતની ગઝલો પૃ ૬૦

પણ ગઝલમાં આ નેખાયેલો હોય છે પ્રેમભક્તિના મધુપાનમા મત્ત થયેલા હૃદયની મસ્તી અને પ્રેમને અનુકૂળ વસંત ઋતુના બહારનું વર્ણન પણ ગઝલોમા આવે છે" વળી એમા માશૂકની ખૂબસૂરતીનુ બયાન, અહોગતમા ફનાનના આશકની દુર્દશા, દુનિયા પ્રતિ વૈરાગ, માશુકના વિરહથી ઉપજતી વેદના અને વલવલાટ, માશૂકને મળવાની ઉમેદ અને તેના મુખ પરના તનની તારીફ પણ હોય છે આ દષ્ટિએ સમજાય છે કે ગઝલનુ શરીર તે ગઝલ નથી, પ઼ તેનો પ્રાણ કે આત્મા તે જ ગઝલ છે 'ગઝલ' તે છંદોબદ્ધ રચનાનું નામ નથી, પણ અમુક રચનાના સૂક્ષ્મભાવ શરીરનુ નામ છે [૫] ગઝલ તો કવિ 'મસ્તભાવ' કહે છે તેમ કવિતાના વિષય સબધી સામાન્ય નામ છે અને છદનુ નામ 'હઝજ મુસમ્મન' છે [૫] 'મ-ફા-ઈ-લુન્-મ-ફા-ઈ-લુન્, માપની રચનાના છંદને આમ છતા, આપણે ગઝલ તરીકે ઓળખીએ છીએ ગઝલ તો લાગણીની લીલા છે. એમાં દર્દની મધુરતા અને મધુરતાનુ દર્દ છે મુગ્ધ પ્રણયગાન સાથે એમા આછેરુ જીવનદર્શન ઝળકે છે એમા શાયરનુ હૃદય ઠલવાયુ હોય છે એમા સવેદનની સરવાણીને પડછે જીવનના સત્યો માર્મિક છટા અને રમણીયતાથી વાચા પામે છે શ્રી 'મરીઝ' એક શેરમા કહે છે તેમ 'હૃદયનુ રક્ત, નયનના શર જીવનનો નિચોડ, ભળે તો ગઝલોમા આવે છે તરબતર ખાસત' એમા જીવન ને જમાનાનું દર્દ કલારૂપ પામે છે ઊર્મિનુ કબૂતર ઓની ઊડે છે રસાનંદની રમણા છે, મનગમતી સમસ્યા ઉદ્‌ગાર પામે છે, અને હૈયાના મધુરા દર્દ ગાન બને છે શ્રી મકરંદ દવે મારી ગઝલ'મા જે આલેખે છે તે સર્વે ગઝલો માટે સામાન્ય રીતે કહી શકાય કે ગઝલમા છે અનાદિ મથામણ, નદીનુ વાતાવરણ ફાગણની અગન-ઝાળ, દીવાનાનુ ડહાપણ, ધરતીનું ચાવણ નદવાયેલી માસુમ નજરના કામણ, દિલની પાખોનો ફફડાટ, ભીતર બિરાજેલા ભવોની ભલામણ, અનામીની યાપણ, ને અભાગીનું

[૫] જગન્નાથ ત્રિપાઠી (સાગર) 'ગુજરાતી ગઝલિસ્તાન' પૃ ૬ ૭

આપણુ પ્રણયની મીઠાશ કે મૂઝવણુ એમાં એટલી વ્યાપક રીતે રજૂઆત પામે છે કે 'આદિલ' પોતાની એક ગઝલના શેરમા કલ્પના કરે છે : "જ્યારે પ્રણયની જગમા શરૂઆત થઈ હશે, ત્યારે પ્રથમ ગઝલની રજૂઆત થઈ હશે." પણ આને કલ્પના જ ગણવી રહી. એમાં બળબળના હૈયાં ને મનગમતા નયનોની વાત હોય છે. શ્રી અમૃત 'ઘાયલ'ની એક પંક્તિનો ઉપયોગ કરી કહી શકાય કે ગઝલ તો 'ગીત છે જખમી કંઠેનુ' અને તેનો લેખક છે 'કંઠ જખમી ગીતોનો.' શ્રીમતી કંવલનો એક શેર ગઝલમાં ગવાતા દર્દની સરસ રજૂઆત કરે છે.

કયસી ગઝલ ઔર શએર કહાઁ ?
શાયદ કોઈ ઝખ્મ રિસા હૈ.

('અરે! ગઝલ અને શએર શાના? એ તો હૈયે પયેલો કોઈ ઘા દૂઝયો છે") શ્રી. 'શૂન્ય' પાલનપુરીના શબ્દોમા કહી શકાય કે કવિ 'ગઝલરૂપે જીવનની દર્દબાની ને બધા સમજી શકે એવી કલાની લઈ ને' આવે છે એ તો છે હૃદયરક્તથી જેનુ સિંચન થયું છે એવા જીવન ચમનના સુમન

ગુલઝારે ગઝલ શાયરીના નામાંકિત શાયર 'સયદા' પણ 'ઉદય—અસ્ત મારો' ગઝલના એક શે'રમા ગઝલને 'હૃદયના છે ટુકડા' કહે છે

ગિરા—ગુર્જરી, આ નથી શે'ર મારા,
હૃદયના છે ટુકડા, હુ ચરણે ધરુ છુ.

શ્રી મરીઝ કહે છે "જીવનની વેદના છે ગઝલની કલાની સાથ" ગઝલ એટલે 'પ્યારનો કીર્તિસ્તંભ' ગઝલમા દિલની દિલરુબા વાગી રહે છે અને સારી ગઝલમા ખુમારી ને ખામોશી, ભાવપ્રતીકોની ઋજુતા ને હૃદયસ્પર્શિતા, તરંગિત લયબદ્ધતા, આબેહૂબ અભિવ્યક્તિ, જીવનની વિષમતા અને પ્રસન્નતા, કથનની સરળતા અને સચોટતા,

વેદનાનુ દર્દ અને દર્દની વેદના, જવાનીની મજા અને સજા, ઊર્મિની સચ્ચાઈ અને સચોટતા, ભાવની વેધકતા અને પ્રેરકતા, જમાનાની ઝનક અને ઝાખી, જીવનનુ ઝેર અને અમૃત, જગત બગીચાના ફૂલ અને કાટા, જીવનની શાન અને ગુલામી મનમોજી તાન, જીવનપુષ્પના વિવિધ રગ ને સુગધ, એેતમા મિજાજની ખુશી ને ગમી, પ્રણયની કથા અને વ્યથા, આશા અને નિરાશા સૌન્દર્ય અને પ્રેમ, લાગણીના નૂર અને પૂર, અશકયની પ્રાપ્તિ માટેની પિપાસા અને પ્રાપ્તિનો ઉલ્લાસ, અનુભૂતિની ગહનતા અને ગભીરતા, વિચારના ચમકારા અને કલ્પનાના કનકવાનુ ઉડ્ડયન સવેદનની સૌરભ અને અહોભ્ભનની મસ્તી ને મીઠાશ મધુરા મથનની માદકતા જીવનના આઘાત પ્રત્યાઘાતોની વાણી, કથનની રમિકતા, વગેરે તત્ત્વો બહુધા ચમકી જાય છે શ્રી કદર્પ મહેતા તો ગઝલને 'જીગરનુ ખૂન' કહે છે ' કોણ કહેશે આ કવન છે ? જીગરનુ આ તો કફન છે " શ્રી. વેણીભાઈ પુરોહિતની પક્તિ વાપરીએ તો કવિ 'ગુમાનીને ગઝલમા ગાઈ' નાખે છે એમા કથેલી દર્દની દાસ્તાન વિશે એક શાયર જે કહે છે તેમા સારી ગઝલની શક્તિ પરખાય છે

ચૂટકિયા સી દિલમે લે લેતા હે કૌન ?
શેર તો જાહિરમે હૈ તેરે સપાહ.

(તારા શેર તો દેખાવમા સાદા સીધા ને સરલ છે છતા દિલમા તો ચૂટકી ખણતા લાગે છે)

એ પછી તો વિષયની દૃષ્ટિએ પ્રારભમા પ્રણયને કેન્દ્રમા રાખીને લખાતી ગઝલ પ્રકૃતિ, દેશભક્તિ વ્યક્તિ કે વિભૂતિ-ભક્તિ ને અનુલક્ષીને પણ લખાવા લાગી 'ઇશ્કે ઇલાહીની ગઝલોમા ઇશ્કે મિજાજીની જેમ શબ્દોના લૌકિક અર્થ ન લેતા સૂફી રગને અનુસરવાનો કાયદો, શરાબ એટલે ભક્તિની મસ્તી, સનમ એટલે સદ્‌ગુરુ,

મયખાના એટલે તપની જગ્યા અને ચુંબનાદિ એટલે પ્રભુપ્રેમનાં ચિહ્નો એવા અલૌકિક અર્થ લેવાના હોય છે.

વિષયની દૃષ્ટિએ ગઝલને જોયા બાદ સ્વરૂપની દૃષ્ટિએ તેને વિચારીએ તો ગઝલ એટલે એક જ છંદ ને પ્રાસવાળી પંક્તિઓનું કાવ્ય. તેની પહેલી કડીની બંને પંક્તિઓ સપ્રાસ અને તે પછીની કડીઓની પહેલી પંક્તિમાં કોઈ પણ શબ્દો અને બીજી પંક્તિ સપ્રાસ હોય છે એવી ગમે તેટલી કડીઓ લખી શકાય છે. તેની પ્રથમ કડી પૂર્વ કડી (મત્લઅ) કહેવાય છે અને અંતિમ કડી પૂર્ણ કડી (મક્તા) કહેવાય છે. પૂર્વ કડી પછીની પહેલી કડી સુંદર પૂર્વ કડી-(હૂસ્ને મત્લઅ) કહેવાય છે. એ પછી સાદી કડીઓ આવ્યા બાદ જે અંતિમ પૂર્ણ કડી આવે છે તેમાં કવિ પોતાનું નામ યા ઉપનામ યોજે છે ગઝલની દરેક કડી અલગ સ્વતંત્ર એકમ હોય છે અને પ્રત્યેક કડીએ વિષય અને ભાવ બદલાય છે અરબી ભાષામાં કડીને શે'ર, છંદને બાહ્ર અને પંક્તિને મિસ્ત્ર-એ-તર્દ કહે છે સર વિલિયમ જોન્સ ગઝલને "અસંગત પરોવેલા પૂર્વનાં મોતી" કહે છે. બીજા શબ્દોમાં કહીએ તો ગઝલ એટલે ભિન્નભિન્ન વિચાર ધરાવતા શે'રરૂપી મૌક્તિકોની માળા. ઉર્દૂ કહેવત 'બિગળા શાઈર મર્સિયહગો" મુજબ ગઝલમાં મરશિયાના ભાવ ન ગૂંથાવા જોઈએ. એમાં વળી કરાની કે કોમી જુસ્સાના વિષય ન યોજી શકાય. એ સર્વ તો રૂબાઈ મુસ્દદ્સ કે કતઅ જેવા ફારસી પ્રકારોમાં યોજી શકાય વળી ફારસીના આપણે ત્યાં મુરબ્બઅ, રૂબાઈ, મુસલ્લસ, ગઝલ, મુખમ્મસ, મુસદ્દસ, મસ્નવી, કસીદહ્, મુસ્તઝાદ, અને કતઅ, આદિ જે દસ જેટલા લઘુ કાવ્યપ્રકારો પ્રચલિત બન્યા છે તે પૈકી ગઝલ સૌથી વધુ ખેડાયેલો અને લોકપ્રિય કાવ્યપ્રકાર છે એની પ્રત્યેક પંક્તિમાં ચૌદ માત્રા અને ચાર તાલ હોય છે એમાં રદિફ (પ્રાસ) અને કાફિયા (અનુપ્રાસ) બરાબર જાળવવાના હોય છે. પૂર્વ કડી (મત્લઅ) ની પ્રથમ બંને

પંક્તિઓ ને અંતના શબ્દોમા એના રદિફ (પ્રાસ) જળવાયેલા હોવા જોઈએ અને એના ઉપાન્ત્ય શબ્દોમાં એના કાફિયા (અનુપ્રાસ) જળવાયેલા હોવા જોઈએ. એ પછીની દરેક કડીની બીજી પંક્તિમાં આ કાફિયા-રદિફની જાળવણી થવી જોઈએ. ઉદાહરણ તરીકે કહીએ તો ગઝલની પૂર્વ કડીની પ્રથમ બે પંક્તિઓના અંત્ય શબ્દોમાં 'હોય છે' રદિફ હોય તો એ પછીની પ્રત્યેક કડીની બીજી પંક્તિમાં અંતિમ શબ્દ તરીકે 'હોય છે' નો પ્રાસ જળવાવો જોઈએ. વળી એ જ રીતે પૂર્વ કડીની પંક્તિઓમાં 'આભાર' અને 'સમજદાર' શબ્દો ક્રમશઃ કાફિયા (અનુપ્રાસ) તરીકે હોય તો એ પછીની પ્રત્યેક કડીની બીજી પંક્તિમાં એ શબ્દોના અનુપ્રાસ તરીકે 'અધિકાર' 'ભાર,' 'પ્રકાર,' 'અપાર,' 'સાર,' પ્રચાર,' 'સારવાર,' 'આવકાર,' 'એકરાર,' 'શિકાર, 'વિકાર,' દરકાર,' 'યાદગાર,' 'રોજગાર,' 'વિસ્તાર,' 'વણઝાર,' 'વફાદાર,' 'રોજગાર,' 'બેકાર,' 'ઉમેદવાર,' 'ગિરફતાર,' 'વિગતવાર, 'જયજયકાર,' 'ગુનેગાર,' દોસ્તદાર,' 'અણસાર,' 'સહાર,' 'સરકાર, અને 'હાહાકાર' જેવા શબ્દો યોજાવા જોઈએ.

શ્રી. રણછોડભાઈ ઉદયરામ દવે યોગ્ય રીતે કહે છે તેમ દુહાની પેઠે ગઝલની કડીના બે ચરણ રચાય છે. મત્લઅ એટલે પૂર્વ કડીની પહેલી પંક્તિનો અંત્યાક્ષર ધ્રુવપદ કે ટેક કહેવાય છે. ગઝલની રચનામા રૂબાઈ પ્રકાર બહર (રાગિણી) નો ઉપયોગ કરવામા આવતો નથી. તેની ઇબારત સાદી, રસિક લહેજતદાર, કર્ણપ્રિય જોઈએ, અને હીન ગામડી કે રૂઢિગ્રસ્ત ન જોઈએ, કેમ કે એ તો છે આશિક માશૂકની ગુફતેગો. એટલે કર્ણકટુ એવુ કશુ એમા ન જોઈએ. સર્વોત્તમ શેર શાહબેત કહેવાય છે.[૬] ગઝલનુ બંધારણ આપણી દૃષ્ટિએ કહીએ તો 'લલગાલગા લલગાલગા લલગાલગા જેવુ લગભગ લલગાનગા' હોવાનુ રા વિ. પાઠક જણાવે છે[૭] જ્યારે 'મરતબાલ' ગઝલમાં

૬ 'ગુજરાતી ગઝલિસ્તાન'માંનો 'ફારસી કાવ્યરચના' લેખ, પૃ. ૪૯.
૭ 'નમોવિહાર' પૃ ૧૮૭-૧૮૦ 'ગુજરાતી ગઝલિસ્તાન' (સાગર) પૃ. ૪૭.

હઝજ છંદ હોવાનો મત ધરાવે છે અને તે મુજબ તેની રચનામાં ફારસી પ્રમાણે ચાર ચાર અક્ષરી ચાર ગણ દરેક ચરણમાં આવવા જોઈએ. એનું ગણ પ્રમાણ લગુગુગુ છે. આપણી અક્ષરી રીત લાગુ કરતાં આ છંદનું પ્રમાણ 'યરગુગુ યરગુગુ' છે. પ્રથમ બે પાદ અંત્યાનુપ્રાસવાળાં હોવાં જોઈએ; વળી બે પાદનો એક શ્લોક ગણાય છે તે પ્રમાણે દરેક શ્લોકનું બીજું ચરણ પ્રથમ શ્લોકની સાથે અંત્યાનુપ્રાસવાળું હોવું જોઈએ. આવા પંદર શ્લોક (બયેત) અગર તેથી ઓછાવત્તા લખવાનો રિવાજ છે. ચરણમાં આઠ અક્ષરે યતિ હોય છે, જો કે યતિ વિષે ફારસી છંદ શાસ્ત્રમાં નિર્દેશ નથી. પણ યતિ હોય તો વધારે સારું.[૮] પણ આપણે ત્યાં 'ગાગાલગા ગાગાલગા ગાગાલગા ગાગાલગા'ના માપવાળી સપ્તકલ સંધિની ગઝલો વધારે લખાઈ છે. આ રીતે પણ શ્રી. 'સગીર' કહે છે તેમ "સર્વ ભાષાઓની ઓઢી ઓઢણી, દેહથી નિજના ગઈ દીપી ગઝલ" અને "આ અરબ, ઈરાન ને ઉર્દૂ તણી, થૈ ગઈ ગુજરાતને પ્યારી ગઝલ." ગઝલ ફારસી કાવ્ય પ્રકારોમાં લઘુતમ કાવ્ય પ્રકાર હોવાનું મંતવ્ય રણછોડભાઈ ઉ. દવે ધરાવે છે.[*] ગઝલ એટલે એક રીતે બે પંક્તિની કડીવાળા મુક્તકોની જ માળા.

ઈરાન અરબસ્તાનમાં પ્રભુને પ્રેમસ્વરૂપ પ્રિયતમા માનીને તેની હૃદયની લગનીથી પૂર્ણ પ્રેમથી ભક્તિ કરનાર ભક્તો 'સૂફી' કહેવાય છે અને એમની ભક્તિપ્રણાલી સૂફીવાદના નામે ઓળખાય છે. એમાં ભક્ત તે આશક અને પ્રભુ તે માશૂક હોય છે. સૂફ એટલે ઊનનો જામો અને તે પહેરીને ફરનાર સૂફી એટલે પવિત્ર મનુષ્ય. આ સૂફીવાદ ઈસ્લામનો રહસ્યવાદ (mysticism) છે અને તે ગઝલના આત્મારૂપ અને ભૂષણરૂપ છે. પ્રેમને સૂફીઓની પરિભાષામાં 'શરાબ, અને સૂફીની આવી ભક્તિદશાને 'તસવ્વર' કે 'તફક્કુર' કહે છે તથા એ પ્રેમભક્તિને 'તરિક્ત' કહે છે. આપણે ત્યાં વૈષ્ણવ સંપ્રદાયની પ્રેમલક્ષણા ભક્તિમાં આનાથી ઊલટી રીતે ભક્તકવિ પોતાની જાતને ગોપી એટલે કે પ્રિયતમા (માશૂક) માને છે અને પ્રભુને પ્રિયતમ (આશક) માને છે. મીરાં અને

૮ ગુજરાતી ગઝલીસ્તાન (સાગર)

દયારામની ભક્તિ આ પ્રકારની છે દયારામનો ઇશ્ક એટને જ દર્દરૂપે ગઝલમા પુકારી ઊઠે છે "મદનમોહન પ્યારે મહેબૂબ મેરા હૈ" મીરાબાઈએ ગઝલ લખી નથી પણ 'ગોવિંદો પ્રાણ અમારો રે,' 'હા રે કોઈ માધવ લ્યો,' મેરે જનમ મરણ કે સાથી,' 'તમ રે વિના હુ જનમ જોગણ છુ' અને 'મૈ તો હરિચરણકી દાસી' જેવા પદોમા તેણે આ પ્રકારની પ્રેમભક્તિ વહાવી છે

ગઝલરૂપી રાજકુમારીની નમણી નાજુક સવારી આપણે ત્યા આવી અને જે વાતાવરણ બદલાયુ અને નવી વસ્તુનો ઉમેરો થયો તેનુ આલેખન કરતા એક વિવેચક સરસ રીતે જણાવે છે "આપણા કાવ્યો અને કવિઓની કલ્પનામાં સાકી અને સનમ નહોતા, સમરકંદ-બુખારા નહોતા સૌન્દર્યના આવરણ માટે આપણે ત્યા ઘૂઘટ હતો, બુરખો નહોતો હવે ધીમે ધીમે ગઝલમા રસમાધુર્યની સાથે સુરાહી અને જામનો ખણખણાટ સભળાવા લાગ્યો ખજર અને સમશેરની ધારો સરાણ પર ચઢી અને તેનાથી ચિનગારીઓ ઝરવા લાગી સધ્યાપૂજાના ઘટારવની સાથે નમાઝની બાગો સભળાવા લાગી આપણા કવિઓ એકલદોકલ લખતા અને ઘરને ખૂણે પોતાનુ કાવ્ય પોતે વાચી મનોરજન કરતા તેને બદલે કવિસમેલન અને શેરોસુખનની અજુમન યોજાવા લાગી ગુન બુનગુન અને શમા પરવાનાના વર્ણન સામાન્ય શ્રોતાઓને પ્રથમ વાર રસિક લાગવા માડયા આપણા વાચકો અને શ્રોતાઓએ પ્રથમ વાર નરગિસના ફૂલ અને સુરેયાના નક્ષત્રની કહાણી મુગ્ધભાવે રસપૂર્વક ગ્રહણ કરી વાતાવરણ રગીન અને રસમય બન્યુ શાયરીનુ શબનમ ટપકી રહ્યુ સર્વત્ર એક મોહક મધુર માદકતા મ્હોરી રહી હૃદયોના ધડ઼કારા વધ્યા અને સ્ત્રિઓને વાચા ફૂટી ગઝલનુ આગમન થયુ પછી તેની આપણે ત્યા પ્રણાલિકાઓ બધાવા માડી

૯ 'જયહિંદ' દૈનિકના તા ૧૩ ૮ ૬૨ના અકમા ગુજરાતી સાહિત્યમા ગઝલ વિષયક લેખમા લેખકનો નામોલ્લેખ થયો નથી

## (૨) સાક્ષર ત્રિપુટીની ગઝલો

ગઝલનું આગમન થયું આપણા મધ્યકાલીન યુગમાં, પણ તેનો સભાન અને સાચો પ્રારંભ થયો નર્મદ યુગમાં અને આપણાં બીજાં સાહિત્યસ્વરૂપોની જેમ તેને પણ સમૃદ્ધિ લાધી પંડિત યુગમાં. તેમાં નડિયાદની સાક્ષર ત્રિપુટીનો ફાળો અનન્ય છે. ગોવર્ધનરામે (ઈ. સ. ૧૮૫૫–૧૯૦૭) ઉત્તમ નવલકથા આપી મણિલાલ દ્વિવેદીએ (ઈ. સ. ૧૮૫૮–૧૮૯૮) ઉત્તમ નિબંધો આપ્યા, અને "મસ્ત બાલ" બાલાશંકર કંથારિયાએ (ઈ. સ. ૧૮૫૮–૧૮૯૮) 'સૌન્દર્ય લહરી'ની અનુકૃતિરૂપે મસ્ત વિરહશૃંગારની ઉત્તમ રચના 'ક્લાન્ત કવિ' આપી. પણ આ સાક્ષરત્રયીએ ગઝલની આરાધના પણ સારી એવી કરી છે. કલાપીએ ભલે ગઝલને લોકપ્રિય કરી અને લોકોને ગઝલપ્રિય બનાવ્યા, પણ ગુજરાતી સાહિત્યમાં ગઝલની સાચી પ્રાણપ્રતિષ્ઠા તો બાલાશંકરે જ કરી. ગુજરાતને ગઝલનું ઘેલું એમણે જ લગાડ્યું અને મણિલાલે બાલાશંકરે કરેલી ગઝલપ્રતિષ્ઠાને સુદઢતા આપી. પંડિત યુગના અન્ય કવિઓને મુકાબલે ગુણવત્તાની દૃષ્ટિએ ગુજરાતી ગઝલના ક્ષેત્રે આ ત્રયીએ જે અર્પણ કર્યું છે તે ચઢિયાતું છે.

### ગોવર્ધનરામની ગઝલો

આ સાક્ષરત્રયી પૈકીના પ્રથમ તે પંડિત યુગના પ્રવર્તક ગોવર્ધનરામ. તેમની નવલકથા 'સરસ્વતીચન્દ્ર' યોગ્ય રીતે જ વિશ્વનાથ ભટ્ટ જેવા અભ્યાસી વિવેચક દ્વારા 'પંડિત યુગનું મહાકાવ્ય'નું બિરુદ પામી છે[10] જીવનનું માધુર્ય સારામાં સારી રીતે સમજાવનાર[11] આ કથાકૃતિમાં કલ્પનાનું બળ અને અનુભવની ઉત્કટતા એટલી માત્રામાં છે કે જેથી તેની શૈલી કાવ્ય જેવી બને છે એટલું જ નહિ

૧૦ 'નિકષરેખા' પૃ ૮૧, ૧૧ આનંદશંકર ધ્રુવ : 'સાહિત્યવિચાર' પૃ. ૧૯૬

પણ તેમા વિષ્ણુપ્રસાદ ત્રિવેદીના શબ્દોમાં કહીએ તો નર્યું કવિત્વ જ નીતરે છે અને તેથી તેઓ જણાવે છે તે યોગ્ય છે "

'ગોવર્ધનરામ માત્ર વાર્તાકાર નથી કવિ છે, દ્રષ્ટા છે ગોવર્ધનરામ મહાન કવિ છે કલ્પનાને જગાડી, ઉત્તેજી, પાંખો આપી ઉન્નત લાગણીનુ પ્રબળ પૂર તે વહેવરાવે છે તેવુ બીજા કોઈ ગુજરાતી કવિમા નથી સરસ્વતીચન્દ્રની અદ્ભુત કાવ્યમયતા, તેનુ કાન્ત્યોચિત વાતાવરણ સૌ કોઈ સ્વીકારે છે ગોવર્ધનરામ કવિની, ચિંતકની, સાધકની તદ્રૂપતા સાધી શકે છે" ૧૨ 'સરસ્વતીચન્દ્ર' ના બીજા ભાગના સાતમા પ્રકરણમાના અંધારી રાતના ભીષણ વર્ણનમા તેમની અદ્ભુત કવિત્વશક્તિ પ્રગટ થઈ છે આવુ ઉત્તમ કવિહૃદય ધરાવનાર ગોવર્ધનરામે કોણ જાણે કેમ પણ સ્વતંત્ર ગઝલો લખી નથી કદાચ એમની સયમશીલ આર્યપ્રકૃતિને ગઝલનુ ઉન્મત્ત પ્રણયગાન રુચિકર નહિ બન્યુ હોય નરસિહરાવ દિવેટિયાને તેમની માતબા 'કોલરિજ, અને કાઈક આઉનિંગની પેઠે, હમેશા સાગરનુ સ્મરણ આપે છે તોફાની, પ્રચડ તરગ ઉછાળનારો સાગર નહિ પણ શાન્ત ગાન ગાતો પ્રભાતના અધકારમા ઘેરા પ્રભાતિયા ગાતો રાત્રિના ચમકતા અંધારામા ઊડા ભાવ ઉદ્દીપતો, સાગર"[૧૩] આની પ્રતિભાની ભવ્યતાને લીધે ગોવર્ધનરામને નરસિંહરાવ દિવેટીયાની જેમ જ ગઝલ બહુ આકર્ષી ન શકી હોય એ સ્વાભાવિક લાગે છે આમ છતા નરસિંહરાવના હાથે થઇ છ તેવી ગઝલની સદંતર અવગણના ગોવર્ધનરામના હાથે નથી થઈ ફારસી ગઝલોના સંપર્કની અસર એમની સરસ્વતીચન્દ્ર' નવલકથામા સારી રીતે પ્રતિબિંબિત થઈ છે અને એ રીતે નવલકથાના ઉત્તમ પાત્ર સરસ્વતીચંદ્રના દુખના ઉદ્ગારો રૂપે આપણને કેટલીક ગઝલો મળે છે 'સરસ્વતીચંદ્રના પહેલા ભાગમા આવી સુખી દુ

૧૨ વિવચના પૃ ૭૪ ૭, ૮૨

૧૩ 'વસત ના ગાવધનરામ સ્મારક અક, ચૈત્ર સ ૧૯૬૩ પૃ ૧૫૪

તેથી કોને શું ? દુઃખી હું તેથી કોને શું !' (પૃ. ૨૪૮) 'દીધાં છોડી પિતામાતા, તજી વહાલી સુખી દારા' (પૃ. ૩૨૯), તેના ત્રીજા ભાગમાં 'ગુર્જર વાર્નિક'માં કવિ તરગશંકરના નામે આવેલી 'દુઃખી તું તે પિતાને શું ? સૂરે ઘેનો, બાજું તે શું ?' (પૃ. ૭૭) અને ચોથા ભાગમાં 'સુખી શાને નહી પિતા ? હવે શાની કરો ચિંતા,' (પૃ ૧૨૭) 'હવે આ ભેખ મેં ધાર્યો, નવો રસધર્મ છે જાયો,' (પૃ ૫૧૨). 'તપ્યાં તપ તોય હરિ ક્યાંથી ? જપ્યા જપ તો ય હરિ ક્યાંથી ?' (પૃ ૬૦૦) અને 'પ્રિયા ! તું શોક છોડી દે ! જગતના બધ તોડી દે !' (પૃ. ૭૨૯) વગેરે ગઝલો મળે છે. આમાંની ઉત્તમ તો છે 'સુખી હું તેથી કોને શું ?' અને 'દીધાં છોડી પિતામાતા' ગઝલો. આમાં રસ અને હૃદયનું ઘેરું દર્દ સઘન રીતે અંકિત થયાં છે. એમની ગઝલોની વિશિષ્ટતા એ છે કે એમાં ફારસી–ઉર્દૂ ભાષાના ક્લિષ્ટ શબ્દો નથી, પણ ભાવનો ઉત્કટ વેગ, લાગણીનો ઉછાળો પ્રસાદ, કલ્પનાલાલિત્ય, અલંકારોનું સૌન્દર્ય, માધુર્ય અને વ્યાકુલતા ઉપજાવે તેવી હૃદયસ્પર્શિતાનાં તત્ત્વો એમાં દૃષ્ટિગોચર થાય છે. શ્રી. 'સાગર'ના સમુચિત મત મુજબ એ ગઝલો મનોરંજક અને સુશ્લિષ્ટ છે અને કલાની દૃષ્ટિએ કેટલી સમર્થ છે, તેનો અચ્છો નમૂનો એ છે. આ ઉપરાંત ગોવર્ધનરામે 'મુખમ્મસ'ના મિઝાન પર ગઝલો રચવાનો પ્રયત્ન કર્યો હતો, પણ એમણે વધારે ગઝલો લખેલી જણાતી નથી.[14] આમ છતાં ગઝલોમાં સરસ્વતીચન્દ્રનું તીવ્ર ઊંડું મનોમંથન મૂર્તિમંત થયું છે–ખાસ કરીને મૂર્છિત કુમુદને જોઈને કહેલી ગઝલમાં. એમની ગઝલોની 'જહાંગીરી ફકીરી એ લલાટે છે લખાવી મેં, છૂટે ના તે નીભાવી લે, પડ્યું પાનું સુધારી લે,' 'સુખી હું તેથી કોને શું ? દુખી હું તેથી કોને શું ?' 'ન ભુલાતું તું ભૂલી જા ! વિધિનું પાયું તે પી જા,' 'ફૂલધીને વિમાસો ને ! જનારાને જવા દો ને !' અને 'હું ય આ જોડયું ત્યાં જોડયું; શરીર જ્યાં હોમ્યું ત્યાં હોમ્યું,' જેવી પંક્તિઓ તો લોકકંઠે રમી રહી છે. એની અન્તરણુક્ષમતા

---

[14] 'ગુજરાતી ગઝલિસ્તાન પ્રસ્તાવના, પૃ ૩૬ ૬૭

પણ સારી એવી છે. એમની 'દીધાં છોડી પિતામાતા' ગઝલ તો દર્દની અભિવ્યક્તિ અને કલ્પનાની દૃષ્ટિએ એમની ગઝલોમાં સર્વોત્તમ છે અને ગુજરાતી સાહિત્યના ગઝલગુલઝારમાં પણ ઉત્તમ સ્થાન પામી શકે તેવી છે. એનો છેલ્લો ભાગ ઘણો સરસ છે. અહીં રા. વિ. પાઠક કહે છે તેમ ગોવર્ધનરામની કલ્પના ઉત્તુંગ છે, લગભગ ભવ્ય છે. સરસ્વતીચન્દ્ર પોતાને ભસ્મથી છાયેલા ગિરિ સાથે યોગ્ય રીતે સરખાવે છે, પણ ખાસ ખૂબી એ છે કે કુમુદ એ ગિરિ સાથે સંકળાએલી નદી બને છે, અને એવી દશામા એને અબ્ધિમાં સમાવું પડે છે. આકાશમાં ઉદ્‌ગ્રીવ થઈ ગિરિ જોયા કરે છે અને નદીને અબ્ધિમાં જઈ રોવું પડે છે. આ સળગ રૂપક ત્રણ કડીમાં સુઘડ રીતે લખાયું છે; એવું કદાચ ગઝલસાહિત્યમાં બીજે જવલ્લે જ મળશે[૧૫] વળી સન્યાસને જ્વાળામુખીની, સ્વચ્છંદાચારને પતગોકુળની, સરસ્વતીચન્દ્રની તત્કાલીન જીવનદશાને અરણ્યના એકલા વાયુની તથા તેની ત્યારની ગતિને પક્ષીગણના ઉડ્ડયન અને સમુદ્રમાના મોજાની ગતિની, પ્રીતિ વિનાના જીવનને શબની, તથા સરસ્વતીચન્દ્રના ખોળાની શિલા કરતાંય અધિક કઠોરતાની સાથે આલંકારિક સરખામણી કરે છે અને ઉપમા, રૂપક તથા વ્યતિરેકનો વિનિયોગ સુપેરે કરે છે. ફારસી માપ મુજબ જોવા જઈએ તો તેમની ગઝલોમા રદિફ્‌–કાફિયા ઘણી વાર જળવાયેલા હોતા નથી.

### મણિલાલની ગઝલો

ગોવર્ધનરામ કરતા સંખ્યા અને ગુણવત્તામાં મણિલાલ દ્વિવેદીની ગઝલો ચઢિયાતી છે. તેમણે ઈ સ. ૧૮૮૭મા પ્રગટ કરેલા 'પ્રેમજીવન'માં, ઈ સ. ૧૮૯૪મા પ્રગટ કરેલા 'અભેદોર્મિ'મા. અને ઈ. સ. ૧૮૯૫મા પ્રસિદ્ધ કરેલ 'આત્મનિમજ્જન'મા મળીને કુલ ચૌદ જેટલી ગઝલો આપી છે ઈ. ૧૮૮૦ થી ૧૮૯૮ સુધીના ૧૮ વર્ષના સમયમાં–

---

૧૫ 'નકોવિહાર, પૃ. ૬૮

—લખેલા ૫૫ જેટલા કાવ્યોમાં આ પ્રમાણ ઓછું ન ગણાય તે પોતાની આ રચનાઓને 'ઊર્મિવિક્ષોભજન્ય કાવ્યો' કહે છે અને હૃદયરસના સાર સમા પોતાના તત્ત્વજ્ઞાનના નિર્વિવાદ પ્રમાણનો અનુભવ કરવા કરાવવાના સાહજિક સાધનરૂપે તે ઘણાખરી હોવાનું જણાવીને તેમાં આત્મવિશ્વાસના રમનો અને આત્માનુભવનો ઇતિહાસ રહેલો હોવાનો નિર્દેશ કરે છે એમ જ ચમત્કારના સૂચક હેવાનો પણ ઇશારો તેમણે કર્યો છે[16]

ગાનની અલૌકિક શક્તિમાં તેઓ માનતા હોવાથી સંગીતશાસ્ત્રનો અનભ્યાસ અને અપરિચય હોવા છતાં તેમણે પોતાના 'કાનરસ'ને અનુસરીને એ રચનાઓને 'હૃદયને દ્રાવક' એવા લાગેલા વિવિધ રાગોની સરણિ ઉપર ઉતારી છે યોજેલા રાગના બંધારણ અને તાલની પદ્ધતિની દૃષ્ટિએ રુચિકર થઈ પડે તે માટે તેમણે ઉર્દૂ શબ્દોનો ઉપયોગ કર્યો છે એ માટે તેમણે 'અભેદોર્મિ' ની પ્રસ્તાવનામાં પોતાનો મત સ્પષ્ટ રીતે દર્શાવ્યો છે "સંસ્કૃત શબ્દો ગઝલોમાં જરા પણ શોભતા નથી, ઉર્દૂ ગઝલોની મીઠાશ ગુજરાતીમાં આવતી નથી. ફારસી છંદશાસ્ત્રનું મને જ્ઞાન નથી તેથી ગઝલોના બંધારણમાં ઠેકાણે ઠેકાણે દોષ હોવાનો સંભવ છે, રદીફ અને કાફિયા છ ક્વચિત્ નહિ પણ હોય, પરંતુ મારી ઉક્તિ સાથેની મારી તન્મયતા એ જ અંતે પણ મારો બચાવ છે"[17] તેમની આ સ્પષ્ટતા છતાં 'અમર આશા' અને 'હું એકનો બટકુ' જેવી ગઝલોમાં ગઝલનું શુદ્ધરૂપ સચવાયું છે

પ્રેમ, ધર્મ, અને તત્ત્વજ્ઞાન એ તેમના પ્રિય કાવ્યવિષયો છે અને 'અભેદોર્મિ'ની રચનાઓ તો અભેદોર્મિ ઉપરનો ઊર્મિપ્રલાપ જ છે. 'શિક્ષાશતક'ની દલપત શૈલીમાં રાચતા મણિલાલ અહીં ગઝલોમાં દેખાતા નથી. સૂફીઓની જેમ મણિલાલ પણ ઐહિક પ્રેમને આધ્યાત્મિક

૧૬ 'અભેદોર્મિ'ની પ્રસ્તાવના, 'આત્મનિમજ્જન' પૃ. ૧૪-૧૭

૧૭ 'આત્મનિમજ્જન' (સં. ધીરુભાઈ ઠાકર) પૃ ૧૮

પ્રેમના સોપાનરૂપ માનતા હોવાથી તેમની અભિમત વિચારસરણીના પ્રતિપાદન માટે તેમને ગઝલોનુ વાહન ઠીક અનુકૂળ બન્યું છે. પણ 'અભેદોર્મિ' ના બીજા ગુચ્છની 'વૈરાગ્યોર્મિ' 'કષાયોર્મિ' 'વિક્ષેપોર્મિ' આદિ ગઝલોને અમુક ક્રમમા ગોઠવીને તેમણે અદ્વૈત સાક્ષાત્કાર માટે વાસનાક્ષયનો ક્રમ દોરી આપવાનો જે યત્ન કર્યો છે તેમા, 'કષાયોર્મિ' ગઝલમા 'દર્દેદિલ' નો અર્થ આશક કે પ્રેમને બદલે 'વાસના' કરવામા, 'વિક્ષેપોર્મિ' મા સૂફી કવિના મુખમા મૂકેલા તેમની પ્રેમ ભાવનાની વિરુદ્ધના 'કહે તુ સાચુ થઈ છુ ધન ધન' ના ઉદ્ગારમા, ડૉ ધીરુભાઈ ઠાકર કહે છે તેમ અનૌચિત્ય અને દૂરાકૃષ્ટતા છે[૧૮] 'હુ એકલો ભટકુ' 'કિસ્મતની દગાબાજી' 'આનંદોર્મિ' અને 'સિદ્ધાંતોર્મિ'ની ગઝલોમા તો અભેદમાં શરીરસબધ નિર્વાહ અને અપાપમય હોવાનુ તેઓ પ્રતિપાદન કરે છે 'સનમ', 'દર્દ,' 'દિલબર,' 'ઇશ્કે હકીકી,' 'જામે ઇશ્ક,' 'ખુદાઈ' 'મસ્તી' 'ઇશ્કેશરાબ,' 'મિજાજે ઇશ્ક,' 'મઝા આનોઈ,' 'વસ્લયહ્સાન,' 'ઇશ્કયથ્માન' વગેરે સૂફી પરિભાષાના શબ્દો તેમની ગઝલોમા જોવા મળે છે, પણ સદૈવ કઈ એમાથી અનિવાર્ય રીતે એવો ફલિતાર્થ નીકળતો નથી માત્ર 'આનંદોર્મિ,' 'અમર આશા' ને 'સ્વરૂપોર્મિ'ની ગઝલો સહજ રીતે સૂફી અર્થ સ્ફુટ કરે છે

એ સિવાયની રચનાઓમા બહુધા તો તેમણે આવી પરિભાષા દ્વારા વેદાન્તનો ઉપદેશ જ આપ્યો છે ઇશ્કની ખૂબી, મસ્તી અને દર્દ તેમની ગઝલોમા સારી પેઠે ઘૂટાયા છે અને સચોટ બન્યા છે 'હુ એકલો ભટકુ'મા પ્રેમની ઝખના અને તજ્જન્ય નિરાશાનુ હૃદયસ્પર્શી આલેખન છે 'કિસ્મતની દગાબાજી'મા કલ્પનાને કટુતાનો અનુભવ કરાવતા કિસ્મતની કરામતની બલિહારીનુ ગાન છે 'સિદ્ધાન્તોર્મિ'મા ઇશ્કની ખૂબી અને ખુમારીનુ વર્ણન છે.

૧૮ એજન, પૃ ૨૩-૩૩

'આનદોર્મિ'મા ઇશ્કની પરમ પવિત્ર વેદી પર કુરબાની કરતા અને તેમા મગ્ન માણુના મસ્તોની મસ્ત ખુમારીનુ ગૌરવ ગાન છે 'અમર આશા'મા લાખો નિરાશામા છુપાયેની આશાની અમરતાનુ મહિમાકથન થયુ છે આ બધી તેમની ઉત્તમ રચનાઓ છે, પણ તે સર્વમા 'અમર આશા' સર્વોત્તમ છે, એટલુ જ નહિ પણ ગુજરાતી ગઝલમહાલયનુ તે ઉન્નત શિખર છે ગુજરાતી ગઝલિસ્તાનમા મણિલાલનુ નામ સુવર્ણાક્ષરે લખનાર ને અમર કરનાર એ રચના ગુજરાતી ભાષા બોલાશે ત્યા સુધી ચિરજીવ રહેશે એમા કોઈ શકા નથી ગાધીજીને પણ લાગ્યુ હતુ કે એને અડી શકે એવા ઘણા કાવ્યો હાલના લખનારા કવિઓના નથી અને તેથી નભામા ગાયનોને બદને આવા કાવ્યનુ સેવન તેમણે ઇષ્ટ ગણ્યુ હતુ[૧૮]

સરળતા રસિકતા અર્થસભરતા અને સગીતમયતા એ મણિલાલની ગઝલોની વિશિષ્ટતાઓ છે મસ્તી અને 'દર્દ' એમા પ્રધાનસ્થાને છે તેમણે મહદશે મફાઈલુન (લગાગાગા)ના ચાર આવર્તનવાળા હઝ્જ છદમા પોતાની ગઝલો લખી છે અમર આશા' 'હુ એકનો ભડકુ' કિસ્મતની દગાબાજી,' અનુભવોર્મિ',' 'કૃપાર્મિ',' 'નિરાશા' અને ભેદમા અભેદનો સાક્ષાત્કાર' રચનાઓ આ પ્રકારની છે 'એ મૂરતિ કો' કોણ છે?' અને માયાનો પ્રેમરૂપે બ્રહ્મભાવ' જેવી ગઝલકૃતિઓ ફાઈલાતુન' (ગાલગાગા)ના ત્રણ આવર્તનસહિત ફાઈલુન' (ગાલગા) ના અન્ત્યમાપવાળી છે આ સિવાયની ગઝલો આવા નિશ્ચિત માપવાળી નથી 'જામ્ય ઇશ્ક' 'મ્ય આદમ' નિગાહ્ સનમ અને 'વસ્લયફ સાન' આદિ ફારસી વ્યાકરણની દૃષ્ટિએ થરેલા ક્ષતિકર પ્રયોગો અર્થમા સ્હેલો 'ખ્યાલ સારી છે'નો ફારસી પ્રયોગ પણ વર્ણસકર સમો લાગે છે 'એ મૂરતિ કો કોણ છે?' ની બીજી પક્તિમા માપની અનિયમિતતા છે રદિફ–કાફિયાના માપવાળા ફારસી ગઝલના

૧૮ શ્રા, ૧મદ સ ગાધી કૃત નીતિના કાવ્ય, મૂળ 'ઇન્ડિયન ઓપિનિયન'મા

ભાષાની દષ્ટિએ 'અમર આશા,' 'આનંદોર્મિ,' 'સ્વરૂપોર્મિ,' અને 'સિદ્ધાન્તોર્મિ' ગઝલો અણીશુદ્ધ ને ખામી વિનાની છે. એ સિવાયની ગઝલોમાં માત્ર રદિફ જ સચવાયા છે. 'હું એકનો ભટકું'માં એક જ સળંગ ઊર્મિનું નિરૂપણુ અને પ્રત્યેક કડીએ સ્વતંત્ર પ્રાસની યોજના છે અને તેથી ફારસી પદ્ધતિ મુજબ ખામીરૂપ છે. ફારસી શબ્દોના વધુ પડતા વિનિયોગથી ક્યાંક દુર્બોધતા દેખાય છે. આમ છતાં, પ્રસાદ કંઈ સર્વત્ર જોખમાતો નથી અને ડૉ. ધીરુભાઈ ઠાકર કહે છે તેમ "તેમની ભાષા સચોટ, બળકટ, અનુભવના રણકાવાળી તેમ કર્ણ-મધુર છે. ઉત્કટ આવેગ અને મસ્તી તેનાં મુખ્ય લક્ષણો છે. શબ્દને મચડીને કૃત્રિમ રીતે પ્રાસ મેળવવાનો તેમણે પ્રયત્ન કર્યો નથી. ઉક્તિની તન્મયતા સધાતાં આપોઆપ રદિફ અને કાફિયા મેળવાઈ જાય છે ને ગઝલની ચોટ સધાય છે."[૨૦] શ્રી. સુંદરમ્ પણુ "ઉક્તિની તન્મયતાને બળે જ" તેમની કેટલીક ગઝલો ખામીવાળી છતાં ચિરંજીવ બની હોવાનું ગણે છે. મણિલાલ કેવળ સંસ્કૃત અને ફારસી શૈલીના જ નહિ પણ અંગ્રેજી શૈલીના પણુ એક ઊંચી કોટિના ઊર્મિકવિ છે. 'પ્રેમજીવન' અને 'અભેદોર્મિ'નાં કાવ્યો ગુજરાતી કવિતાનાં ઉત્તમ ઊર્મિકાવ્યોમાં સ્થાન લે તેવાં છે,[૨૧] તેમણે ગઝલોની અંતિમ પંક્તિમાં પોતાનો નામાક્ષર "મણિ" ઉપનામરૂપે કયારેક કયારેક યોજ્યો છે અને ભૈરવી, સોરઠ, તથા બિહાગમાં ગઝલ-રચના કરી છે ને તેમાંય ભૈરવીમાં સવિશેષ.

**બાલાશંકરની ગઝલો :**

પણુ આ બંને કરતાં ય બાલાશંકરે ગઝલક્ષેત્રે કરેલું અર્પણુ સંખ્યા અને ગુણવત્તામાં વધુ મહત્વનુ, આગવું અને ચિરસ્મરણીય છે. 'બાલા' દેવીની ઉપાસના તેમના પિતાએ કર્યાથી તેમને પુત્રલાભ

૨૦ એજન પૃ ૩૪-૩૬

૨૧ 'અર્વાચીન કવિતા' પૃ ૧૭૩—૧૭૪

થવાથી તેમનું નામ 'બાલાશંકર' પાડવામાં આવેલું અને તેમનામાંના દર્દની ભક્તિની મસ્તી માટે ને તેમના "મસ્ત બાલ" તખલ્લુસ માટે પણ આ હકીકત કારણભૂત હોય. આર. કોર્ટની નામના અધિકારીને પણ કવિના ગુજરાતી, વ્રજ, પર્શિયન, ઉર્દૂ, સંસ્કૃત, અરબી અને અંગ્રેજી ભાષાઓના જ્ઞાનની પ્રતીતિ થયેલી. તેમના ઘણુ ઘણુ કરવાના મનસૂબા પરિપૂર્ણ ન થયા, તથાપિ મણિલાલ દ્વિવેદી નોંધે છે તેમ 'તેમની અતિ આનંદક અને લાવણ્યમયી અતિ મધુર આસક્તિક ગઝલકના જ તેમનું નામ અમર કરી શકે તેવી છે. તેમાં તેમની પૂર્ણ પ્રતિભાનું આપણને પ્રમાણ મળી રહે છે.'[22] તેમણે પચીસ જેટલી ગઝલો આપી છે, પણ તેમાં બે હાફિઝની કૃતિના અનુવાદરૂપે છે. આ તો સંપૂર્ણ ગઝલો છે, પરંતુ બીજી અપૂર્ણ એવી ૧૯ જેટલી ગઝલો પણ તેમણે આપી છે. આ બધી ગઝલો તેમણે પોતાના 'ભારતીભૂષણ' સામયિકના પહેલા અંકથી શરૂમાં 'હરિપ્રેમપંચદશી' ના નામથી પ્રગટ કરવા માંડેલી, પણ પાછળથી હરિપ્રેમને બદલે, પ્રેમાંશ પ્રબળ બનતાં એ 'પ્રેમપંચદશી'ના શીર્ષકમાં ફેરવી નાખેલું. એની પ્રત્યેક કૃતિમાં પંદર કડી હોવાથી 'પંચદશી' અને તેમાં હરિપ્રેમનું ગાન હોવાથી એનું 'હરિપ્રેમપંચદશી' નામ યથાર્થ રીતે અપાયેલું. કવિએ જ નોંધ્યા મુજબ એમાં 'પ્રેમાંશ તરતો છે અને અનંતરોત્તર જ નાશ થમનો ચઢતો જાય છે'[23] આ કવિરાજ ને મસ્તફકીરે શરૂમાં 'જયવિજય' ઉપનામ રાખેલું ને તેમની ગઝલરીતિ સ્નેહાળવાળો ઝમાર કરે છે. તેમના અર્પણથી ગુજરાતનું ગઝલ ગુલશન મગ્ન બનીને મઘમઘી ઊઠ્યું. તેમાં 'બુલબુલની ચહક,' 'ગુલની મહક,' 'માશૂકની પદરજ,' 'ગજબનાક ભૂરી આંખોના ચમકાર' વગેરે તત્ત્વોની આસપાસ તેમનો હૃદયનો અગાધ ફુવારો

૨૨ 'સુદર્શન એપ્રિલ,' ઇ સ. ૧૮૯૯

૨૩ 'ભારતીભૂષણ' પ્રથમ અંક,

ફૂટયો વીરપુરથી આવેલા પીરના દીવાની અદમ્ય સાધનાગત શક્તિ–પૂજાથી ને ફારસી ભાષાના ગાઢ પરિચયથી ઉમાશંકર જોશી કહે છે તેમ તેમનામાં દુનિયા પ્રત્યે લાપરવાહી જન્માવતી મસ્તફકીરીની પ્રમત્ત ખુમારી આવી અને આપણે ત્યાં તે જલાલુદ્દીન રૂમી, હાફિઝ આદિના રાહબર બની ગયા. એમની ગઝલોમાં નિર્ભેળ સૂફીવાદ અને બ્રહ્મવિદ્યાના પંચદશી મંત્રના ઉદ્દગાર છે.૨૪ તેમણે જગત વ્યવહારને સાપ કાંચળી જેમ ઉતારવાની શક્તિથી 'ગલિત મનડે' પણ સ્વસ્થ રહી મસ્તીની કવિતા ને વિરહની વ્યથા વહાવી આમ છતાં સર્જન વ્યાપારમાં અનિવાર્ય રીતે આવશ્યક એવો ભાવાવેશ પરનો અંદરનો અંકુશ ધરાવતી આત્મતંત્રા કવિતા તેમણે ઉત્તમ રીતે આપી છે. એટલે જ તેમના શબ્દનિર્માણમાં સ્વસ્થતા દેખાય છે. ૨૪ દલપત શૈલીની અસર હોવાને કારણે તેમની શબ્દમાધુરીમાં આંતર–અનુપ્રાસ કે શ્લેષ યોજના નજરે પડે છે. તેમના શબ્દો વાપરીને કહીએ તો તેમની 'કોમળ નાદમસ્ત કવિતા' માં મોહક નાદતત્ત્વમાં રમતી કર્ણપ્રિયતા, સૌન્દર્યનો નશો પ્રબળ છંદોલયની શુદ્ધિ, લાગણીની મસ્તી અને કંઠમાં વસી જાય ને હૃદયમાં રમી રહે તેવી અવતરણક્ષમ રસઘન પંક્તિઓ સારા પ્રમાણમાં છે તેમણે અન્ય ગઝલકારોની જેમ ફારસી શબ્દોનો બેફામ ને નિરર્થક રીતે ઔચિત્ય વિના ભાગ્યે જ વિનિયોગ કર્યો છે આમ છતાં, 'સરળ ગુજરાતી વાણીમાં સૂફી હૃદય વહાવવામાં' ઉમાશંકર જોશી કહે છે તેમ તેમને મુશ્કેલી આવી નથી ગુજરાતી અને ફારસીમાં અનન્ય રીતે સફળતાથી કાવ્યયોજના કરનાર આપણા એ છેલ્લા કવિવૈતાલિક છે. ૨૪

તેમનામાં વિષય કે ભાવની બહુ વિવિધતા નથી આમ છતાં, સોરઠ, દેશ, લાવણી, ભૈરવી, જિલ્લો, ધનાશ્રી, નટ, પહાડી, કાફી વગેરે વિવિધ રાગોમાં યોજાયેલી તેમની ગઝલોથી રાગવૈવિધ્ય ઠીક

૨૪ કલાન્ત કવિ (સં. ઉમાશંકર જોશી) પ્રસ્તાવના પૃ. ૩૯,૪૩, ૪૪,

સધાયું છે. શબ્દભંડોળ મોટું હોવા છતાં છંદની અનુકૂળતા ખાતર થયેલી શબ્દની વિકૃતિ અને સંસ્કૃત શબ્દો વાપરવાનો અવિવેક તેમનામાં રામનારાયણ પાઠક જુએ છે[૨૫] અને નરસિંહરાવ પણ તેમનામાં દેખાતી 'શબ્દોનું મર્દન કરવાની સ્વચ્છંદતા'નો નિર્દેશ કરે છે[૨૬] ફારસી કાવ્યશાસ્ત્ર મુજબ તેમની બધી ગઝલોમાં સદૈવ કાફિયાનું નિબંધન જળવાયું નથી. 'દીઠી નથી' ગઝલ આના દૃષ્ટાન્તરૂપ ખાસ ટાંકી શકાય. તેમાં રદીફ સચવાયા છે, પણ કાફિયા સચવાયા નથી માત્રામેળ છંદની જેમ લઘુગુરુની ફેરબદલ તેમણે કરી છે અને ધ્રુવ પછી પ્રાસ અનાવશ્યક ગણ્યો છે અહીં 'લવગાલગા'ના ચાર આવર્તનોવાળી સંધિ તેમણે સ્વીકારી છે, પણ અંત સુધી જાળવી નથી આમ છતાં, દર્દ અને દિલના પરિચિત વિચારોની દૃષ્ટિએ રા. વિ. પાઠક આ રચનાને ખાસ નોંધપાત્ર ગણે છે[૨૭] પ દર કડીની નિર્ધારેલી લંબાઈ પૂરી કરવા યોજવા પડતા બિનજરૂરી લંબાણથી ક્યાંક આવતી કૃત્રિમતા અને તજ્જન્ય વરતાતો સુરેખતા ને એકાગ્રતાનો અભાવ, ઊર્મિની ઔપચારિકતા, ક્યાંક દેખાતી છંદગત શિથિલતા, હાફિઝની ગઝલોના અનુવાદમાં મૂળ છંદનું થયેલું અનુસરણ વગેરે ક્ષતિઓ સુંદરમે યોગ્ય રીતે દર્શાવી છે[૨૮] આમ છતાં, બેપરવાઈ, મસ્તી, સ્વાભિમાન, નીડરતા, સૂફીવાદની ઝલક, આત્મવંદના અને નિખાલસતાના સ્પષ્ટ દેખાતા લક્ષણોથી તેમની ગઝલો ઉમર ખય્યામની છટા અને મુક્તકની વિચારશીલતા ધારી રહે છે 'સાગર' કહે છે તે યોગ્ય છે કે ગુજરાતી ભાષામાં ખરેખર ગઝલ લખનાર તો 'મસ્ત બાલ' છે આપણા નવીન કાવ્યસાહિત્યમાં

---

૨૫ 'આલોચના', પૃ. ૧૪

૨૬ 'મનોમુકુર' ભા-૨ પૃ. ૨૧૭

૨૭ 'મનોવિહાર,' પૃ. ૧૮૦

૨૮ અર્વાચીન કવિતા, પૃ. ૧૬૯—૭૦

ફારસી ઢબ મુજબની ઇશ્કની શાયરી તેમનાથી શરૂ થાય છે.[૨૯] મણિલાલ અને 'બુલબુલ'ને ગઝલ તરફ પ્રેરનાર પણ તે જ હતા. તેમની કેટલીક ગઝલોમાં તો કાફિયાની મઝેદાર ચોટ છે. 'દીઠી નહીં,' 'દર્શનેચ્છા,' 'નાદાન બુલબુલ', 'બોધ' 'જિગરનો યાર,' અને 'ગુજારે જે શિરે તારે' જેવી સુંદર ગઝલો આના ઉત્તમ ઉદાહરણરૂપ છે. આ બધી ગઝલો માત્ર બાલાશંકરની ગઝલોમાં જ ઉત્તમ છે એમ નહિ, પણ સમગ્ર ગુજરાતી ગઝલોમાં ગૌરવભર્યું ઉચ્ચ સ્થાન ધરાવે છે. મસ્તીની ગઝલો આપણી ભાષામાં પહેલી બાલાશંકરે ગાઈ અને તે પણ ઉત્તમ રીતે. મણિલાલ અને કલાપી તેના અનુયાયી બન્યા. બાલાશંકરના બુલંદ લલકારમાં ઊંડા સાંત્વનવાળો વિરહાલાપ અને મૂર્તિમંત વિપ્રલંભ શૃંગાર જે સાંપડે છે તે ઉમાશંકર જોષી કહે છે તેમ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધની કાવ્યસૃષ્ટિમાં અનન્ય છે.[૩૦] એનાથી આગળ વધીને એ પણ કહી શકાય કે તેમના સિદ્ધહસ્ત અજોડ શિખરિણીની જેમ સમગ્ર ગુર્જર ગઝલવાટિકામાં એ કૃતિઓનો જોટો જડે તેમ નથી મસ્તીસભર ગઝલોનું આકર્ષણ તેમણે જ આપણે ત્યાં જગાડયું. 'નાદાન બુલબુલ'ની ઉદ્દામ કલ્પના અને 'બાલ' ના બળાપાથી દાઝેલા રાકાપતિને સમુદ્રમાં ઝંપલાવતાં પણ શાંતિ ન મળ્યાની કલ્પના, 'ગુજારે જે શિરે તારે'માની મસ્તી અને તેમાંનું હિંદનું તળ વાતાવરણ, 'જિગરનો યાર' માં દેખાતી નિજાનંદમાં રાચતા કવિની મસ્ત ખુમારી અને 'દીઠી, નહીં' નો આકર્ષક ઉપાડ અને અનન્વય વગેરે સર્વ કંઈ મનોહર છે. વળી "આશા દિમંતી રેખ સમ, પથ્થર સમી પીઠ, રૂપનાગણી, પ્રેમનો નિર્મળ ઝરો, દુઃખદંશ, પીયુષ શી ગલમાક, અમૃત અધરના ઘૂંટડા, કહાં પ્રેમ

૨૯ 'ગુજરાતી ગઝલિસ્તાન,' પૃ. ૩૩—૩૪

૩૦ 'કલાન્ત કવિ,' પૃ ૪૩, ૪૮.

દુર્લભ તાદશે, કદા આ બધુ ગાઢુ જગન, ઉર્વશિ રતિર ભાસિ મનોહર માનનિ, મન તરસ્યુ મૃગ, પ્રેમરથાને પ્રેમપરાયણ પ્રાણી મારો પ્રાણ તજત, ચપલાવત્ ચચલ ચિત ચમકચમક ચદ્રવાનમા, ચદન શિશર સમીરણ સ્પર્શ, શરદ શર્વરી સમો દણાકર કપાલ કર્પૂર વાન જેમન જૂગો, સુમનમેજ હસ્પોયમાદિ પ્રેમરત્ન અશ્રુપુષ્પ, શ્રખના સૂત્ર તારલત્, પ્રેમમદીરા, હૃદયકમળ, ચાંદોરી ઉજ્વળ ચદ્રમે ગોરે હાથ મદિરાથકી મદમસ્ત પ્યાલાની માનની, હૃદયક્યારી મન સુગ્ધ ને ધરી રત્નાકરી સાડી સજેલી સુદરી શામા ધરા," વગેરે પ્રયોગોમાં ૬૮ અગ૮ ઉપમા રૂપક, વ્યતિરેક, નિદર્શના તથા વર્ણાનુપ્રાસ આદિ અલ કારો કૃતિઓને મનોહરતા અર્પે છે

કલાપી અને કાન્તમા દેખાય છે તે વર્ણનની ઇન્દ્રિયગમ્યતા સુદરમ ગણાવે છે તેમ તેમની કવિતાની સૌથી વિશેષ લક્ષણિકતા છે કાનમાં જેવી રીતે સ્પર્શના તાદશ વર્ણનો છે, કલાપીમા ચિત્રાત્મકતા છે, તેવી રીતે બાલાશંકરમા સુગધના મીઠા આલેખનો છે[31] 'અગ મ સુગધી મ્હેદીની' ને 'અતર અતર ભભગ સુગધી લહરિ' ની વાત એમા આલેખાયેલી જોઈ શકાય છે તેમની ગઝલોમા ઊર્મિના ઘેરા વળાક, શબ્દની નાજુકતા, તાજગી અને ઊર્મિને મૂર્તિ કરતા મનોરમ ચિત્રો સફાઈદાર શૈલીથી ઊર્મિકાવ્યનો શુદ્ધ આકાર[31] અને હૃદયની ઊડી ઝખનાના તત્ત્વો જોવા મળે છે તેમની કૃતિઓમા શુદ્ધ સૌન્દર્યની જ ઉદ્દામ ઝખના મસ્તીની કોટિએ પહોચેલી[32] જોવા મળે છે મણિલાલમા વેદાન્તતત્ત્વની પ્રધાનતાને લીધે પ્રસાદનો અભાવ છે કલાપીમા દર્દભાના અગત રોદનના પ્રાધાન્યને કારણે મસ્તીની ઓછપ છે, પરતુ બાલાશંકરમા નિખાલસતા છે, પણ આ બન્ને ઊણપોની ગેરહાજરી છે તેમના દર્દમા ભાવના છે અને તેમના અનુભવમા

31 અર્વાચીન કવિતા, પૃ ૧૬૮, ૧૬૯
32 રા વિ. પાઠક 'આલોચના પૃ ૮

ત્તાટસ્થ્ય હોવાથી તે સર્વોપભોગ્યતા અને સ્વતન્ત્ર કલાત્મક રૂપ ધારી શકે છે આવી સરખામણી કરીને રા ત્રિ પાઠક દર્શાવે છે તેમ સાહિત્યક્ષેત્રમા બાલાશકરના કાવ્યો આ વિષયમા સમયદૃષ્ટિએ પહેલા હોઈ ગુણદૃષ્ટિએ પણ પહેલા જ રહેલા છે[૩૩] આ બધી દૃષ્ટિએ આપણી ગઝલસૃષ્ટિનો 'કવિરાજા' તો બાલાશકર જ ઠરે છે અને તેમની 'ગુજારે જે શિરે તારે' ગઝલ તો આપણી ગઝલભૂમિનો ગિરનાર છે

ગોવર્ધનરામની ગઝલોમા સયમ અને દર્દ છે, પણ મણિલાલ કે બાલાશકર જેવી મસ્તી કે આત્મલક્ષિતા નથી તેમા એ ફારસી કલાસ્વરૂપની અનશુદ્ધ કલાત્મકતા પણ ક્યાક ખૂટે છે, બાલાશકરે જેમને કાવ્યનો શોખ લગાડ્યો છે એ મણિલાલની ગઝલોમા દર્દ અને મસ્તી છે પણ બાલાશકરની શૈલી છટા, સચોટતા ને પ્રાસાદિકતા નથી એમા ઘણીવાર ફારસી શબ્દોના અતિરેકથી દુર્બોધતા અડચણરૂપ બને છે લાગણીની મસ્તી ને મસ્તીની લાગણી બાલાશકરે જે તીવ્રતાથી ગઝલમા છદસામર્થ્ય અને સબળ શબ્દશક્તિ વડે ગાઈ છે તે ગોવર્ધનરામ કે મણિલાલમા મળતી નથી સૌન્દર્યના વિરહની વ્યથા અને સૌન્દર્યની પ્રબળ તરસ જે પ્રેરકતા અને વેધકતાથી બાલાશકરમા વાચા પામે છે તથા દુનિયાને દમડીવત્ દેખવાની જે બેપરવાઈ એ 'સુદરતાના સાગર'મા તરતા 'કવિતાના નાગર'મા છે તે એમના બને પુરોગામીઓમા નથી ગોવર્ધનરામમા ગઝલચદ્રની બકિમ સુદર બીજકલા દેખાય છે અને મણિલાલમાં તે વૃદ્ધિ ને મનોહરતા પામે છે પણ તેની પૂર્ણ કલા તો બાલાશકરમા જ સોળે કળાએ ખીલે છે એટલે જ સમગ્રતયા કહી શકાય કે ગોવર્ધનરામ નવલકથામા ઉત્તમ છે મણિલાલ નિબધોમા ઉત્તમ છે અને બાલાશકર ગઝલોમાં ઉત્તમ છે તેમની ગઝલો તો આપણા કાવ્યમહાલયોમા તાજમહેલ રૂપ છે

૩૩ 'આલોચના,' પૃ ૮

શ્રી. શાન્તિલાલ ઠાકર

## સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈ

અભેદ માર્ગ પ્રવાસી સાક્ષર શ્રી મણિભાઈનું જ્યારે હું અનુધ્યાન કરું છું ત્યારે મારા મનચક્ષુ આગળ ખડી થાય છે એક સ્થિર નેત્રવાળી ચિંતનના ઊંડાણમાં ડૂબકી મારતી, સખ્ત બિડાયેલા હોઠવાળી, જગત અને જગતના ઝંઝાવાતોથી જાણે અસ્પૃષ્ટ હોય અને નિજાનંદમાં મસ્તી લેતી હોય તેવી, નીડર, બુદ્ધિના તેજથી દીપતી, ગંભીર ધ્યાનપરાયણ મુખમુદ્રાવાળી એક મહાન સાધકની, આંતર મનોમંથનોના ઝેર પચાવી બહાર જે સ્થિતપ્રજ્ઞતા ધારણ કરી શકે છે, તેવી ધારણશક્તિશાળી પ્રતાપી મૂર્તિ. તેણે સાઠોદરા નાગરશાહી પાઘડી પહેરી છે લાંબા, ગળાને ઢાંકી દેતા બટનવાળા, કાળા કોટ ઉપર, જમણે ખભે નડિયાદી ખેસ નાખ્યો છે, ખુરશીમાં બેઠા બેઠા, ડાબા પગ ઉપર જમણો પગ નાખી, બન્ને હાથના અંગુલિજાલમાં પોતાની લાકડી પકડી રાખી, વિરામાસનમાં પણ તે સ્થિરતા અને એકાગ્ર ચિંતનપરાયણતા આસનમુદ્રા ઉપજાવી કાઢે છે તેની અદામાં અભેદ-ઉપાસનાની, પ્રેમસાધનાની વેદાન્તની બાદશાહતની, સ્વપ્રતીત બુદ્ધિજ્યોતિની આત્મપર્યાપ્તિની લલકારો છે અસ્વસ્થતામાં ઝબકતા સંપ્રદાયયુક્ત સંસ્કારજાગૃતિને તે જયદકથી અને ધ્યાનધારણાથી દબાવી બાહ્ય સમતા અને તન્મયતાના જાગરણમાં નીડરતાવાળા જીવનવીરની ઊર્મિ છે કુટુંબ ક્લેશ અને સંસારિક વિટંબણાઓએ પ્રભુપ્યારા તે



મણિલાલ નભુભાઈ દ્વિવેદી

| જન્મ | અવસાન |
| --- | --- |
| સં ૧૯૧૪ ભાદરવા વદ ૪ | સ. ૧૯૫૪ અ આસો વદ ૨ |

સસ્તુ સાહિત્યના સૌજન્યથી

મહાન સાધકને આત્મનિમજ્જનમાં સ્નાન કરી દૃઢ અને પવિત્ર થવા ધક્કો માર્યો છે. તેની આસપાસ વીંટળાઈ રહેલા સૂક્ષ્મ દેહમાં—લિંગશરીરમાં પ્રાણવિનિમયના પ્રયોગોએ આણેલાં અનેક સત્ત્વો, તેમના ચિત્રવિચિત્ર રંગો, વાસનાઓ, ભાવનાઓ, અનેકવિધ આકૃતિઓના ઓળાઓ, વિવિધ ગંધમાત્રાઓ, સંસારના ત્રિવિધ તાપનાં સપ્તકનાં અનેક સ્વરતાં વિચિત્ર મિશ્રિત આંદોલનો ઊભરાતાં હું જોઉં છું. આ બધી જટિલ સૃષ્ટિની મધ્યમાં પ્રેમના બળથી ટકી રહેતી, પ્રણવ મંત્રના જપથી સુમેળ સાધવા મથતી, "अहं ब्रह्मास्मि" ની ભાવનાથી અને આત્મપ્રકાશથી તેને યથાસ્થાને ફલિત કરી, વ્યવસ્થિત બાંધી, સ્વાત્મનિષ્ઠ થવા મથતી તે બહાદુર મૂર્તિને હું નિહાળું છું, ત્યારે આપોઆપ મારાથી તેની જીવનરમણાને અને આદર્શભક્તિને વિનયપૂર્વક નમન થઈ જાય છે.

સાહિત્યતીર્થ નડિયાદે ગુજરાતને અનેક નાનાંમોટાં સાહિત્યરત્નો આપ્યાં છે પણ તેમાં મણિ તો બે જ. એક સંક્રાન્તિકાળના અનેક રંગોને અવલોકી તેમનો યોગ્ય બુદ્ધિપૂર્વક સમન્વય કરનાર સરસ્વતીચન્દ્રકાર સૌમ્યમૂર્તિ સજ્જન શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી, અને બીજા સુદર્શન ચક્રની તેજકણિઓ સમી તેજસ્વી લેખનકણિઓ વડે મહિનાને છેલ્લે દિવસે 'સુદર્શન' ના પાનાને રમત કરતાં કરતાં ભરી આપનાર ગુજરાતના પ્રથમ અપૂર્વ ગદ્યસ્વામી, અભેદ સાગરમાં પ્રેમપારાવારમાં એકનિષ્ઠાથી અને નીડરતાથી ડૂબકી મારનાર, સંસ્કૃત અને આર્ય સંસ્કૃતિના અડગ ઉપાસક, ગુજરાતના સમર્થ ચિંતક, યોગમાર્ગના અનંતપ્રવાસી, સુધારાતોના મહાસાગર સામે એકલે હાથે ઝઝૂમનાર વીરસાધક, સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી ગોવર્ધનરામ સૌમ્ય હતા. મણિભાઈ ગર્વીલા હતા ગોવર્ધનરામ સીધે સીધે ચાલ્યા જનાર, વિચારોને ઝીણી વકીલાતવાળી બુદ્ધિથી તેમનું પૃથક્કરણ કરી, દૂધદહીમાં પગ રાખનારી સમાધાનકારી વૃત્તિવાળા, માંદગીથી

પીડાયલા અને માંદગીમાથી પીડાતા સમાજના સ્વજન, બહાદુર પુરુષ હતા મણિભાઈ નવી કેડીઓ પાડનાર, આ ફૂટે ચડવામા અને કાંટા ઝાખરાથી ઉઝરડાવામા આનદ માનનારા, વિચારોને પચાવી વસ્વચિતકની પ્રજ્ઞાથી તેમનુ તુલનાત્મક મુલ્યાંકન કરી, સ્પષ્ટ અને નિશ્ચિત શબ્દોમા તેમના ઉપર સ્વતત્ર અભિપ્રાય ઉચ્ચારનારા, પ્રાણમય ભૂમિકાના ભયકર મૂઢ અધકારમય મારને ખમનારા અને તે ભૂમિકાના જોખમી સત્ત્વો સાથે ઝૂઝી તેમને કબૂમાં લાવવા મથતા મથતાં જે વિકૃતિઓ કે માદગીઓ આવે તેમને સ્વસ્થ ધારણશક્તિથી સહન કરનારા, સમાજથી નહિ ડરતા પણ સમાજને પોતાને યોગ્ય લાગે તે માર્ગ નીડરતાથી અને વિરોધની દરકાર કર્યા સિવાય ચીધનારા, આદર્શભક્ત, વીર જીવનસાધક હતા મણિભાઈ જેટલા તેમના લખાણોમાં અને જીવનપ્રક્રિયામા અભિવ્યક્ત થયા છે તેના કરતાં તો ઘણા મહાન અને ઘણા વિશાળ હતા **स भूमिं विश्वतो वृत्वा अत्यतिष्ठद् दशांगुलम्।** ભગવાન જેમ પોતે ઉત્પન્ન કરેલી સૃષ્ટિમા વ્યાપી રહીને તેનાથી પર પણ દશ આગળ રહેલા છે તેમ તેમની શૈલીમા સરળતા સાથે સચોટતા છે, તાર્કિકતા સાથે હૃદયનો આવેગ છે, વિદ્વત્તા સાથે જાણે સરસ્વતીદેવી સાથે રમત કરતા હોય તેવી નિર્વ્યાજતા છે વિષયોમા વિપુલ વિવિધતા, જીવનની અનુભૂતિમાંથી ટપકેલી દિલસચ્ચાઈ અને નિશ્ચિતતા છે તેમા કેવળ પાડિત્ય કે દર્શલખાણ નથી કે બુધ્ધિની ગણતરીના મિનારા નથી ચણ્યા

મણિભાઈનુ જીવન સાધકનુ જીવન હતુ સવત ૧૯૧૪ના ભાદરવા વદ ૪ને દિવસે પ્રાતકાળે તેમનો જન્મ તેમના દાદા નડિયાદના ફોજદાર હતા અને પિતા ત્યા જ વ્યાજવટતરનો ધધો કરતા તેમના મા એક વ્યવહારકુશળ અને જાજરમાન સ્ત્રી હતા પોતાના પતી સાથે ન બનવા દેવામા અને પરિણામે બનેના જીવનને મરણ રીતે એકમેકને દૂરસદૂર હડસેલી દઈ સ્ત્રીના જીવનની

આનાખરાબી કરાવવામાં અને મણિભાઈના સાધક જીવનને પરકીયા-પ્રેમની છાંટ આપવામાં અને સાધનામાં ઊંડી વિષાદની સફીરેખા આંકવામાં મણિભાઈનાં માતાનો અભિમાની, વટવાળો, ઉગ્ર, કડક સ્વભાવ પણ કારણભૂત ગણાય. નાનપણમાં મણિભાઈને સંસ્કૃતનો કંટાળો અને તે ભાગવામાં શ્રી છબીલરાય દોલતરાય માસ્તર જશ ખાટી જાય છે. શરૂઆતમાં જ મણિભાઈને મસ્તકવિ કલાન્ત કવિ, શ્રી બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયાની ગાઢી દોસ્તી. તેમની પાસે જ મણિભાઈને ગઝલ રચવાનો અને સૂફીવાદનો રંગ લાગ્યો. બાલાશંકરને ઘેર મણિભાઈએ 'સ્વસુધારક મંડળ' સ્થાપેલું અને તે જ મંડળ પાછળથી 'સાહોદરા જ્ઞાતિ શુભેચ્છક સભા'માં વિકાસ પામ્યું. ઈ. સ. ૧૮૭૬માં મણિભાઈએ 'શિક્ષાશતક'નું પ્રકાશન કર્યું. અને તે જ અરસામાં તેમના આસ્તિકતાનાં બીજ બાલ્યદષ્ટિએ વવાયાં. અને તેમણે ત્રિકાળસંધ્યા, ગાયત્રીજપ, શિવપૂજા વગેરે ચાલુ કર્યાં, જે પાછળથી તેમને ધ્યાન ધારણામાં અને યોગ સાધનામાં ખૂબ ઉપયોગી નીવડ્યાં. ઈ સ. ૧૮૭૫માં તે મેટ્રિકમાં નાપાસ થયા, પણ તે પછીને વર્ષે તે યુનિવર્સિટીમાં બીજે નંબરે પાસ થયા તે અરસામાં દરરોજ ૧૩–૧૪ કલાક વાંચતા. પછી મુંબઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં ત્યાં અભ્યાસ કરવા ગયા. ત્યાં પહેલા વર્ષમાં લૉજિક અને મોરલ ફિલૉસૉફી વિષયો લઈ તે તેમાં પહેલે નંબર આવ્યા. બી. એ. માં તેમણે ઇતિહાસ અને પોલિટિકલ ઇકૉનોમી લીધાં અને આખી પરીક્ષામાં બીજા વર્ગમાં બીજા નંબરે પાસ થયા. આમ તેમનો અભ્યાસ અનેક ક્ષેત્રોમાં ધૂમી વળ્યો. સંસ્કૃત સાહિત્યનો અને તત્ત્વજ્ઞાનનો તો તેમને ખૂબ જ શોખ હતો. જેને પરિણામે તેમણે 'માલતીમાધવ,' 'ઉત્તર રામચરિત,' 'ભગવદ્ ગીતા,' 'વૃત્તિ પ્રભાકર', 'જીવનમુક્તિ વિવેક,' 'માંડૂક્યોપનિષદ્' વગેરે ગ્રંથોનો ગુજરાતીમાં અનુવાદ કર્યો. અને 'સિદ્ધાંતસાર' જેવું ષડ્દર્શનના સિદ્ધાંતો સુંદર સરળ ગુજરાતીમાં આપતું અપૂર્વ પુસ્તક રચ્યું. 'ઈમ્પ્રિશન ઑફ-

કાર્ડિંટ' નામના અંગ્રેજી પુસ્તક ઉપરથી તેમને 'ઇમિટેશન ઓફ શંકર' રચવાનો ખ્યાલ આવ્યો હિંદુશાસ્ત્રો તથા સ્મૃતિઓમાંથી મહાપરિશ્રમે સંચિત કરેલો અને શ્લોકરત્નની કણિકાઓનો એ સમૃદ્ધ મધપૂડો છે અને તેનુ અંગ્રેજીમા ભાષાન્તર છે 'ગુલાબસિંહ' નામની નવલકથા તેમણે એક અંગ્રેજ લેખકની નવલ પરથી લખી છે અને તેમા પ્રવૃત્તિનિવૃત્તિના ગહન કોયડા રસમય રીતે ઉકેલવા પ્રયત્ન કર્યો છે 'અભેદોર્મિ' અને 'પ્રેમજીવન' નામના તેમના બે ગહન હાસ્ય પુસ્તકો, તે સિવાય 'નારીપ્રતિષ્ઠા,' સીધ્ધોલાજી, હિન્દુઈઝમ, ચારિત્ર, બાનવિલાસ વગેરે પુસ્તકો તેમણે લખ્યા અને 'પ્રિયંવદા' તથા 'સુદર્શન' નામના માસિક ચલાવતા જેના લેખો 'સુદર્શન ગદ્યાવલિ' નામે આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવે પ્રકાશિત કર્યા છે

અમેરિકામા ચિકાગોમા સર્વધર્મ પરિષદમા મણિભાઈએ અંગ્રેજીમા એક નિબંધ લખી મોકલેલો તેનુ નામ 'Advaitism or monism' એ જ પરિષદમા પરિવ્રાજક નરશાર્દૂલ સ્વામીશ્રી વિવેકાનંદ ગયેલા અને વેદાન્તનો વિજયડંકો વગાડેલો તેમણે આ નિબંધ વચાતો સાંભળેલો ત્યારથી તેમને મણિભાઈ માટે બહુમાન ઉત્પન્ન થયેલુ પછી જ્યારે જુનાગઢના વિદ્વાન નડિયાદવાસી શ્રી હરિદાસ વિહારીદાસ દેસાઈની ઓળખાણને લઈને તે નડિયાદ આવ્યા ત્યારે મણિભાઈના દર્શને જવાની તેમણે ઇચ્છા બતાવી તેઓ મણિભાઈને ઘેર ગયા દૂરથી મણિભાઈને જોતા જ તેઓ તેમને પગે પડવા ગયા દોડીને મણિભાઈએ તેમને ઊભા કર્યા અને કહ્યુ કે 'સંન્યાસી થઈ આપ મારા જેવા ગૃહસ્થને પગે પડો છો તે તો અયોગ્ય થાય છે' અને પછી પોતે જ સ્વામીજીને ચરણે પડેલા આવુ હતુ એ બે અદ્ભુત મહાપુરુષોનુ મિલન!!! પાછળથી 'લાઈટ ઓફ એશિયા' અને 'લાઈટ ઓવ ધી વર્લ્ડ' ના કર્તા શ્રી એડવિન આર્નોલ્ડ પણ પોતાની અમુક શંકાઓના

સમાધાન માટે નડિયાદ મણિભાઈને ત્યાં આવેલા ત્યારે મણિભાઈ તેમને પીતાંબર પહેરાવી પાટલા ઉપર જમવા બેસાડતા અને મણિભાઈના મા તેમને પીરસતાં. હજીયે કેટલાંક પાડોશના વૃદ્ધ લોકો એડવિન આર્નોલ્ડના પીતાંબરભૂષિત ગૌરદેહને પાટલા ઉપર પલાંઠી મારી દૂધપાકના સબડકા લેતો યાદ કરી હસે છે! મણિભાઈના ઉત્તરથી એડવિન આર્નોલ્ડની બધી શંકાઓનું સમાધાન થયેલું અને તે સંતોષ પામી પાછા વિલાયત સિધાવેલા.

મણિભાઈના જીવનની આ કેટલીક બાહ્ય તવારીખ જોયા પછી આપણે તેમના ગ્રંથોમાંથી તેમનું માનસ ટૂંકમાં સમજવા પ્રયત્ન કરીએ તેમની જીવનસાધનાનો પાયો વેદાંત અને પાતંજલ રાજયોગ. અભેદભાવનાના તે અંગ ઉપાસક તેમના લેખોમાં પણ ઉપનિષદ્ અને શંકરાચાર્યની ભારે અસર 'ઇન્દ્ર અને વિરોચન' 'તત્ત્વમાસ,' 'સત્યકામજાબાલ' આ લેખોમાં પણ ઉપનિષદ્‌ની જ આખ્યાયિકાઓનો તેમણે આશ્રય લીધો છે. 'વણિક્ વૃત્તિ' લેખમાં તેમણે શ્રી શંકરાચાર્યના વિવેક ચૂડામણિમાંના એક શ્લોકનું છેલ્લું ચરણ 'शेषा वणिग्वृत्तय'નું વ્યાખ્યાન સુંદર અને અસરકારક રીતે કર્યું છે વળી 'શ્રદ્ધા,' 'પ્રેમ,' 'પાપ,' 'વૈરાગ્ય,' 'દાન,' 'ધર્મ,' વગેરે લેખોમાં તેમની માનસશાસ્ત્રીય પૃથક્કરણની શક્તિ, તેમનો વેદાંત અને શંકરાચાર્યનો ઊંડો અભ્યાસ તથા તેમના મનન નિદિધ્યાસન ડગલે અને પગલે નજરે પડે છે 'અભ્યાસ' નામના લેખમાં તો તેમના ઉપલા ત્રણ લક્ષણો પરાકાષ્ઠાએ પહોંચ્યા હોય તેમ લાગે છે પૂર્વ અને પશ્ચિમ લેખમાં પ્રાચીનતા અને અર્વાચીનતા બંનેના સીમાડા પર ઊભા રહી તટસ્થ મધ્યવર્તી સ્થાન લઈ બંનેના સારા હિતકારી તત્ત્વોના સુભગ સંયોગની હિમાયત કરી છે મણિભાઈ પ્રાચીનતાના અંધભક્ત ન હતા, પણ પુખ્ત વિચારને પરિણામે જો તેમને પ્રાચીનતામાં ઇષ્ટ તત્ત્વો જણાય, તો તેમની વૈજ્ઞાનિક અને માનસશાસ્ત્રીય સમજુતી આપી તેમનો સ્વીકાર કરવા

તે સમાજને નીડરપણે કહેતા છતાંય તર્ક સાથે સુસંગત ન હોય તેવાં પ્રાચીનતાના તત્ત્વોને અસ્વીકાર્ય જાહેર કરતાં અને અર્વાચીનતાનાં ઈષ્ટ હિતકારી તત્ત્વોને સ્વીકાર્ય તરીકે જાહેર કરતાં તે જરા પણ ખચકાતા નહિ

'પ્રાણવિનિમય' તેમના પ્રયોગનું પરિણામ છે જો કે પાછળથી તેમને એમ લાગેલું કે એ પુસ્તકને વાંચી કેટલાક કાચી બુદ્ધિવાળા મનુષ્યો પ્રાણ વિનિમયનો પ્રયોગ કરી શરીરમનની દષ્ટિએ ખુવાર થાય છે અને તેથી તે તેમણે ફરી ન છાપવા નિશ્ચય કરેલો, અને યોગ્ય ગુરુ સિવાય કેટલીક યોગક્રિયાઓનો પ્રયોગ ન કરવા ચેતવણી પણ આપેલી સાધના કરતા કરતા જો પ્રાણમય ભૂમિકામાં અશુદ્ધિઓ રહી ગયેલી હોય તો સાધક હેરાન પરેશાન થઈ જાય છે, વિરોધી શક્તિઓ તેના પર હુમલો કરી, તેને અનેક પ્રકારની કામનાઓ ભોગવી, તેનો પોતે કાબૂ લઈ, તેની મારફતે તે કામનાઓ પોતે જ ભોગવે છે એક વાર તેમની નાગચૂડમાં આવ્યા પછી, છટકવું બહુ મુશ્કેલ હોય છે દિવ્યશક્તિનું અમોઘ રક્ષણ ન હોય તો તે ભૂમિકાના મલિન તત્ત્વો સાથે રમત કરવી તે અગ્નિ સાથે ખેલ કરવા સમાન જોખમભરેલું છે વળી પ્રાણવિનિમયમાં તો તે સત્ત્વો સાથે જ મુખ્યત્વે લેવડદેવડ કરવી પડે છે, અને વિષય (subject), જેના પર સાધક પોતાની બળવત્તર ચેતનાથી તેની ચેતના કાબૂ હેઠળ લઈ, તેના સત્ત્વને પોતાની ઇચ્છા બહાર લાવવા માટે, કામ સોંપી, બીજે મોકલતો હોય છે તે પર તો તે પ્રયોગની અસર ખતરનાક નીવડે છે. વારંવાર બીજાની ઇચ્છાશક્તિને તાબે થવાથી વિષયની ઇચ્છાશક્તિ નબળી પડતી જાય છે પ્રાણમય ભૂમિકાના બીજા મલિન સત્ત્વો તેને તો તરત જ પોતાના કાબૂ હેઠળ લઈ, તેને પોતાની કામનાઓનું રમકડું બનાવી દે છે પરિણામે શુદ્ધ દિવ્ય આત્મતત્ત્વના પ્રકાશ પથમાંથી ભ્રષ્ટ થઈ સાધક કોઈ ભળતા, અને જોખમી વામ

માર્ગની અંધારી ગુફામાં અટવાઈ જાય છે. અને સાધના ખોરંભે પડે છે. क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गः पथस्तत्कवयो। वदन्ति। ઉપનિષદ્‌માં કહ્યું છે તે પ્રમાણે આત્મપ્રાપ્તિનો માર્ગ ખાંડાની તીણી ધાર પર ચાલવા જેવો કઠણ છે એમ ડાહ્યા અનુભવી પુરુષોએ પણ કહ્યું છે. એમ ખાંડાની ધાર સાથે મણિભાઈ ખેલ્યા. અશુ ગૃહજીવન અસ્તવ્યસ્ત અને કજિયા કંકાસથી ભરેલું, સૂફીવાદની સૂક્ષ્મલક્ષણા પ્રેમની મસ્તી, આત્મશ્રધ્ધાની ખુમારી, તેજસ્વી બુદ્ધિનો આત્મસંતોષ, અને તેમાં પ્રાણવિનિમયનો પ્રયોગ. પરિણામે–'પ્રિયંવદા' માસિક દ્વારા થયેલા પત્રવ્યવહારને લઈને સ્ત્રીઓ સાથે પરિચય થયેલો, તે કોઈક વાર પ્રાણમય ભૂમિકાનાં અશુદ્ધ તત્ત્વો સાથે મિશ્રિત થઈ જઈ જાતીય મંથનો અને વિકૃતિઓ ઉત્પન્ન કરે તે સ્વાભાવિક છે. મુંબઈવાળી શિક્ષિકાબાઈ સાથે પત્રવ્યવહારમાં જોવામાં આવતી આકર્ષણવૃત્તિ અસ્તવ્યસ્ત ગૃહજીવનને સીધી જ આભારી હતી. પણ આવા બાહ્ય પ્રસંગો ઉપરથી આપણે મણિભાઈને અન્યાય ન કરી બેસીએ તે બહુ સાચવવાનું છે. અલબત્ત, આવી કોઈપણ પ્રકારની ગરબડ તેમના સાધક જીવનમાં થઈ જ ન હોત તો ઉત્તમ હતું. પણ શ્રી અરવિંદ એક જગ્યાએ લખે છે તેમ 'એવો કયો સાધક હશે કે જેના જીવનમાં કોઈ પણ ક્ષણે અંધકારનો ઓળો નહિ જ પડ્યો હોય? જેને નિરાશાની અને ગ્લાનિની ખીણમાં એક ક્ષણ માટે પગનું નહિ જ માડવું પડયું હોય?' મણિભાઈના જીવનમાં પણ તેવું બન્યું. આંતરબાહ્ય ઘણાં કારણોએ ભેગાં મળી કાવતરું રચી તેમની પાસે તેવું કરાવ્યું. પણ તેથી આપણે શું અનુમાન બાંધીશું? અમુક પ્રસંગે અમુક કાર્ય કર્યું, પણ તે કયા હેતુથી? કયા ભાવથી? તે ક્રિયાએ તેમના જીવનમાં કેટલી અસર પાછળ મૂકી? તેમની અવચેતનામાં તેના સંસ્કાર પડયા કે નહિ? પડ્યો તો કેટલો ગાઢ અથવા કેટલો સૂક્ષ્મ! પાણીની સપાટી પર સોટીથી લીસોટો દોરીએ તેવો? કે પથ્થરમાં ટાંકણાવતી એક સ્થિર

કેવા કોતરીએ તેવો ! તે સમયે અને ત્યારપછી તેમની આત્મનિષ્ઠામાં ફરક કેટલો પડ્યો ! તે વખતે તેમની સમતા કાયમ રહેલી કે તે પ્રાકૃત જનની પેઠે વિહ્‌વળ બની ગએલા ? સાધનામાં અનેક જન્મોના સંસ્કારો એકી વખતે તે લીણુ કરવા મથતા હતા. તેમાં આ ક્રિયાનો હેતુભૂત સંસ્કાર સ્થૂલ બાહ્ય ક્રિયા સિવાય ક્ષીણુ થાય તેવો તેમને નહિ લાગ્યો હોય, અને આંતરજીવનનું ઉધાર દેવું ચૂકવવા તેમણે અમુક ક્રિયા નહિ કરી હોય તેની શી ખાતરી ? કદાચ તે ક્રિયા દ્વારા જ આધ્યાત્મિક વિકાસમાં એક ડગલું આગળ નહિ વધ્યા હોય તેનો કોઈ પુરાવો છે ? સામાન્ય સાંસારિક ગજથી મહાન સાધકોની દરેક ક્રિયાને માપવા પ્રયત્ન કરવો તે હાસ્યપાત્ર નથી ? અસ્તુ. આ કંઈ હુ મણિભાઈનો બચાવ નથી કરતો માત્ર આપણી મૂલ્યાંકન પદ્ધતિ અપૂર્ણ અને ઉપરચોટિયા હોય છે તેનું દિગ્દર્શન જ કરાવુ છુ. બાકી જીવનમા સામાન્ય માણસ હરબડી જાય, પાગલ થઈ જાય, તેવે સમયે પણ—તેવા સંયોગોમાં પણ મણિભાઈ સ્વસ્થ જ રહ્યા છે. સાક્ષિભાવ ધારણ કરીને આત્મનિષ્ઠ જ રહ્યા છે, અભેદભાવમાં જ સ્થિર રહેવા પ્રયત્ન કર્યો છે, તે તો તેમના પરિચિત મિત્રો કબૂલ કરે છે જ. તેમની મુખમુદ્રા, તેમના લખાણુની શૈલી પણ તેમા સાક્ષી પૂરે છે. વળી 'નારી પ્રતિષ્ઠા' અને બીજા લેખોમાં તેમનુ નારી તરફનુ દૃષ્ટિબિંદુ જુઓ. કેટલુ પૂજ્ય બુદ્ધિવાળું, આર્યમર્યાદા અને લજ્જાળુતાને અપનાવતું, ગભીર, પ્રેમપૂર્ણ. 'ગૃહ સ્ત્રીનો ઉમદાથી ઉમદો ધધો છે' તે સૂત્રને પ્રતિપાદન કરનારું અને લગ્નવિચ્છેદનો વિરોધ કરનારુ, 'સતી' ની પ્રથાને પણ અનુમોદનારુ, વિધવા વિવાહને સમાજ–અહિતકારી કહી "લગ્ન સ્થિરતામા જ આધ્યાત્મિક પ્રગતિ છે" તેવુ સિદ્ધ કરવા મથનારુ ! સાચે જ મણિભાઈ નારી તત્ત્વના મર્મપારખુ, પૂજક, ભક્ત, તે તરફ બહુમાન ધરાવનાર અને અંતરતમ દૃષ્ટિએ જોતા વિશુદ્ધ દૃષ્ટિવાળા હતા

તેમની વ્યવહારદૃષ્ટિ જોવી હોય, તો 'મુબઈમા મરકી!'

"દુકાળ,' 'નાણાંનું ચલણ,' 'સરહદની લડાઈનો ખર્ચ,' 'રાજકારભાર" વગર લેખો જોવા. અવલોકનમાં તેમનું નિષ્પક્ષપાતપણું જોવું હોય તો તેમનું નર્મદનું મૂલ્યાંકન, સરસ્વતીચંદ્ર, કુસુમાવલી, અમરુશતક, ગીતગોવિંદ, ઇન્દ્રજિત વધકાવ્ય વગેરે યથોચિત ગુણદોષ કરાવનારાં, સત્યને વફાદાર અવલોકનો જોવાં તે વખતે તેમને મન મિત્ર અને અપરિચિત લેખકો સમાન હોય છે. તેમની કાવ્યદૃષ્ટિ, રસમીમાંસા-શક્તિ, કલાદૃષ્ટિ જોવી હોય, તો 'સંગીત,' 'કાવ્ય,' 'ભાષા,' વગેરે લેખો જોવા. સાચે જ મણિભાઈ એક અતુલ બુદ્ધિવૈભવવાળા, રસજ્ઞ પંડિત, યોગનિષ્ઠ વેદાન્તી, નીડર વિચારક અને ચિંતક, અભેદમાર્ગપ્રવાસી, પ્રેમતત્ત્વના અનંત ઉપાસક, જીવનધીર સાધક હતા. તેમને આ વિનયભાવભરી, તેમનાં અકલિત રહસ્યોનો માર્ગ શોધવા મથતી, હૃદયમાંથી ઉદ્ભવેલી, નમ્ર અંજલિ પ્રણામ સહિત અર્પણ હો!

શ્રી શાન્તિલાલ ઠાકર

## મણિભાઈનું 'આત્મનિમજ્જન'

એમર્સને સાચું જ કહ્યું છે કે To be great is to be misunderstood, મહાન થવું એટલે આપણે માટે ગેરસમજનો નરોળિયો ઊભો કરવો. અને તે તદ્દન બરાબર છે સામાન્ય મહત્તાને કવિની, કલાકારની મહાન મુત્સદ્દીની મહત્તાને પણ જીવનચરિત્ર-આલેખકો, વિવેચકો સમજી શકતા નથી તો પછી જ્યાં અગમનિગમના અતલ તળમાં ડૂબકી દેનાર, અભેદસાગરની ઊંડી ઊર્મિઓમાં પ્રેમપ્રપાત કરનાર, સંસારના ઝંઝાવાતોનો અગ્નિશિખાના અડગ ખડક પરથી સામનો કરનાર મણિભાઈ જેવા આત્માના ઓલિયાઓને તો સામાન્ય વિવેચક બરાબર ન સમજી શકે તે યથાર્થ જ છે ઇશ્કની અમૂલ પોતા પર લગાવનાર, પોતાના મનને મૂરખ મસ્તગવાર બની જવાનું કહેનાર અને ફકીરી અખત્યાર કરવાનું પ્રબોધનાર, "મિજાજે ઇશ્કના રસ્તા બડા બારીક છે અહીં આ" તે બારીક રસ્તાનો નિર્ભય મુસાફર, જેને માત્ર "અમે ની છે ભૂખ, ન બીજે મુખ, દયાની ન છે ગરજ મન," જેને માટે "ભેદ અભેદ વિષે ગળ્યા, એ અમે અમારો વેદ" છે, જે ગુમાની વેદિયા કુરાની અને પાદરીઓને "લો જામ સનમને અધર ભરી કહી કહી" કહે છે, જેણે પ્રેમમંત્ર જપીને એવું કંઈક પોતાના આત્મામાં જગાડ્યું હતું કે જે "રહ્યું છાઈ બધે અંગે, સદા રસપૂર્ણ રંગીલું-સદા સુખસારભર પ્યારું

જગાડ્યું મેં શું આ આજે!" જે જીવનજોદ્ધાને "દુનિયાની ના પરવા હમે કિસ્મતથી કરી યારી છે, મરહમની ના પરવા, ભલે સીનામાં ઝખમકારી છે," જેણે પોતાના જીવનની ધન્ય પળોમાં અનુભવ્યું છે કે "ગગને આજ પ્રેમની ઝલક છાઈ રહી," જેની ભેદબુદ્ધ ગળી ગઈ છે, જેણે સર્વના સારરૂપ પ્રેમની અનુભૂતિ થતાં ગાયું કે "શકે અમૃતતણું પાન કર્યું છેક, શીતલ સેક, રોમરોમમાં અનેક," જેણે નિરંજન નામનો જામો પહેર્યો છે, જે પ્રેમનો ઘેનો ફકીર હતો, જે જનમજનમનો વેરાગી હતો અને રામનામની જેને અસલ ધૂન લાગી હતી, જેણે પોતાની મસ્તીમાં ગાયું કે "એની મઝા અંતરમાં મને, કે જાણે કોઈ પ્રેમીજન; પામ્યો હું કે પામ્યો નહિ એ પૂછનારું કોણ છે?" જેને માટે "દગ રસભર મોરે દિલ છાઈ રહી, છાઈ રહી, છલકાઈ રહી," અને "મણિમય મોદ મચાતી રહી" આવા આત્મનિમજ્જન કરનાર અને વ્યવહાર તથા પરમાર્થના બંને કિનારા પર મહાલનાર જે અભેદસાગરનો મહામચ્છ હતો, તેવા મણિભાઈની આંતરભૂમિકા સમજવામાં સામાન્ય વિવેચકો ભૂલથાપ ખાય તે તદ્દન સંભવિત છે.

પણ મણિભાઈ આત્મનિરીક્ષક હતા. હૃદયની પ્રબળ લાગણીઓને અને પ્રેમાર્દ્રતાને અનુભવનારા હતા તે તો સઘળા કબૂલ કરે છે. ઈ. સ ૧૮૯૫માં, ૩૨ વર્ષની ઉંમરે, મૃત્યુ પહેલાં આઠ વર્ષે, તે પોતાના "જન્મદિવસ" નામના કાવ્યમાં નિખાલસપણે લખે છે:-મારા જેવા સુઅલ્પ જીવની શી ત્યાં કથન યોગ્ય કહાણી હશે? જીવનમાં મને—

"અપાર સુખ સાંપડ્યાં, વિપત વેઠી વંઠી ગયો;
તથાપિ રમતો સદા, ઉભય પાર ઊભો રહ્યો."

અનેક પ્રતિકૂલ આઘાતોથી મસ્ત બની જઈ, દુનિયાથી બેપરવા બનેલો આ જીવનજોદ્ધો સુખદુઃખ બંનેની પાર જઈને

ડીનો રહ્યો છે કારણ કે તેનામાં અદ્વૈતનિષ્ઠા પાકી છે, આત્મભાન કાયમ છે, માનસિક દ્વન્દ્વો તેને સ્પર્શી શકતાં નથી. તે આત્મનો ઉલ્લેખ કરતા મણિભાઈ તે જ કાવ્યમાં આનન્દ કહે છે કે—

'ન દાઝ હૃદયે કશી, નયનમાં ન આંસુ વહે'
ન બુદ્ધિ લડથડે કદી, નથી ઉપાધિ ઇચ્છા ઝિગે,
રહી કદી-પડે દુખે, મનથી પાછલાંને સ્મરી,
ન એ કૃપણતા ભરી, ન લઘુતા સ્વરૂપે જરી.
ન ફાંસ નાની કદી ન મનઉછંગો કશો—
અપાર તિમિરે દીવો પ્રભુ હાથ આવી વસ્યો,
અગાધ સમતા જડી વિકટ જ્યાં મમતાનીરમાં,
ખરે! મુજ વરસ તે ન હૃદયે જણાયે ગયાં!"

કોઈક વાર જૂનાગઢના સરકાર આ મહાન પ્રેમમાર્ગના સફરીને વિકલ કરી મૂકે છે, પણ તેની બુદ્ધિ સ્વસ્થ છે, હૃદયમાં બળાપો કદી ઉદ્ભવતો નથી, જરા કૃપણતા કે લઘુતાની વૃત્તિનો અનુભવ થતો નથી, મનમાં વૃત્તિનો ઉછાળો નથી, માયાનો પાશ તેને જરાય નડતો નથી, માયાના અંધકારમાં તેને આત્મારૂપી હીરો હાથ લાગી ગયો છે, અને પરિણામે મમતાની ભરકર જગમાં પણ તેને અગાધ સમતા પ્રાપ્ત થઈ છે આના બળને લીધે જ તે અંતમાં કહી શકે છે કે—

"જીવ્યું જીવન જીવવું અધિક સાર્થ, સાનંદ છે"

તે જીવન યથાર્થ જીવી ગયા છે અને અધિક જીવન પણ તેનું સાર્થક અને આનંદયુક્ત જીવવાનું છે.

તેમનું જીવન આત્માના ધ્રુવ તારાથી નિયમિત થયેલું હતું. જે આત્મમાર્ગના મુસાફરો છે તેમને જ તે પોતાના સાચા સગા ગણે છે. "સાથે આવો તો, સગપણ જાણજો દેહનું!" મણિભાઈ દિ. પ્રેમ ન હ

ને વહાણે ચઢયા છે, વેદાન્ત વિચારે તેમની હોડીને ખીલા અને પાટિયાં આપ્યાં છે. તેમના દૈવે– પ્રારબ્ધે તે હોડી ઘડી આપી છે, અને સાધો પૂરી આપ્યા છે. અદ્વૈત સિંહાસનના સમ્રાટ શ્રી શંકરગુરુએ તેમને માછીડો ઘડી આપ્યો છે. માતાએ પ્રેમરૂપી સુકાન દીધું છે. ભૂર્ભુવર્– ઇત્યાદિ સપ્તલોકે તેમને માટે દરિયો ભર્યો છે. તેમની પ્રિય જીવનપ્રવૃત્તિરૂપ કાવ્યતરંગ–વિનોદે તેમને મીઠી રમતમાં આણીને મૂકી દીધા છે દુનિયાદારી લોકોની બેવફાઈએ તેમને આનંદરેલનો અનુભવ કરાવી આ દિવ્ય મુસાફરી તરફ ધક્કો માર્યો છે, શત્રુઓએ નિંદા કરીને તેમના માર્ગમાંના અભિમાનરૂપી ખડકને ખોદી નાખ્યો છે, દેશ પરદેશના હિંદુમુસલમાનો એ સર્વ પ્રકારના ધર્માનુયાયીઓએ તેમની હોડીના શઢના તાર વણ્યા છે **न बुद्धिभेदं जनयेदज्ञानां कर्म-संगिनाम्**–એ ન્યાયે અનધિકારીઓને છલના નમન કરી કવિ કહે છે કે " તમે પાછા વળો, નિર્લેપ નામ નિશાનનું લક્ષ રાખી ઊંચું દૃષ્ટાંત અનુકરણ યોગ્ય માનજો." તેમની હોડીના શઢમાં અભેદરૂપી પવન ભર્યો છે. આમ સઘળાં સાધનો પરિપૂર્ણ બન્યાં, અને હોડીએ લંગર ઉપાડી યાત્રા શરૂ કરી ત્યાં તો બધું જ ડૂબી ગયું ! હોડી પણ ડૂબી, મુસાફર પણ ડૂબ્યા દરિયો પણ ડૂબ્યો કેવળ આખરી અભેદ-નિષ્ઠા અવિશિષ્ટ રહી, અને અપાર ચૈતન્યનો મહાસાગર જ માત્ર ઘૂઘવતો બાકી રહ્યો ! મણિભાઈ આ મહાસાગરના સફરી હતા તેમનાં સફરનાં સાધનો પણ આવાં હતાં–દિવ્ય, આધ્યાત્મિક. અને તેમની સફરનો અંજામ પણ કેવળ અદ્વૈતવૃત્તિના આત્મનિમજ્જનમાં આવ્યો.

પણ એ મહાન પડદો આ અભેદ માર્ગીના પ્રેમનાટકની રંગ-ભૂમિ પર પડે અને કેવળ આત્માની નિરતબ્ધતા બધે છવાઈ જાય, ત્યાર પહેલાં તેમના મનને અવિદ્યાએ અનેક રંગો ભજવી બતાવ્યા છે. અવિદ્યારૂપી નટી " એ ભુવિકૂપકે નાચતી નિત નિભર વિશ્વ દિગંત" આ પૃથ્વીના સ્ટેજ પર રોજ રોજ નૃત્ય કરતી રહી છે.

અને તેની આંખોના રમણીય ખૂણાઓમાં તેણે સકલ વિશ્વની મોહિની સમૃદ્ધિનાં અંજન આંજેલાં છે. કવિને તે એક બે પળવાર મળી હતી. અને "ઘા કરી ગઈ, રગમાં પૂરી નહિ." તેનો ચટકો કવિના મનને લાગ્યો અને જનમજનમના માધુરીની સુગંધથી મદમત્ત બનીને તે ભ્રમર ગુનગુન કરવા લાગ્યો. પોતાની વૃત્તિની આકાંક્ષાથી હેરાન પરેશાન બની સાધન ભૂમિકામાં કવિ ગાય છે કે

' યશ વાણીનો કવિઓ કહે
નવી સિદ્ધિ કર જોડી નમે,
તેને આ નવી આસક્તિ રહી—
ઉડી જતું મારું મન ભમરું."

પોતાના અવિરામ મનને કવિ મારું—પ્રમત્ત અસાવધાન કહે છે. માયાના નટખટ નખરાંથી વિમુગ્ધ બનેલું, ગભરુ થયેલું કહે છે અને તેને ઉદ્બોધન કરે છે કે—"તું આ બધી મોહજાળ મૂકી, આત્મવિદ્યાના આકાશમાં ઉડી જા." કવિઓ તેમની વાણીની પ્રશંસા કરે છે, નવે નિધિઓ અને આઠેય સિદ્ધિઓ તેમને હાજરાહજુર છે છતાંય રજી વિભિન્ન ચિત્તભૂમિકામાં કોઈ કોઈ વાર જે આસક્તિનો ફણગો ફૂટી નીકળે છે તે ઘરના પગ જીવનસિદ્ધિના એ ભીષણ મથામણ જોઈને આશ્ચર્ય પ્રગટે છે. તેમાંથી છૂટવા માટે તે પોતાની કથની કહે છે કે

' વહાવું અશ્રુધાર પડી તુજ દ્વાર,
ન તોયે તુંને દયા, મન!"

પણ આ મંથનાના મર્મ—ઘા ઝીલવામાં પણ કંઈ ઓર મજા છે. જેમણે તે નૂગો માર ખાધો નથી તેવા નિર્વાદ માવિક જનો, પ્રાકૃત લોકો તેની મઝા કેવી રીતે સમજે?

'દીઠી મઝા જે મેં સદા બેદર્દ તે શું જાણે મજા?' પછી

જીવનના આ જોદ્ધાને ઝૂઝતાં ઝૂઝતાં સમજાય છે કે 'ન તારું કોઈ છે અહીં આં' તેને માટે આ સંસારમાં દવા નથી, કારણ કે તેને તો પ્રભુના પ્રેમની ભિખારી છે. "તણીબીની કહી તારી બનેલી સોઈ છે અહીં આં?" અનેકવાર માયાની ગુપ્ત ગેડીનો માર ખાતાં છતાં આ વીર સાધકને તો "કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે." તેને તો દુનિયાની નિંદામાં, બેવફાઈમાં, ગુસ્સામાં પણ પ્રભુકૃપાનાં જ દર્શન થાય છે, કારણ કે તે સઘળાથી તેને વૈરાગ્યનો આઘાત લાગતાં તે અભેદ તત્વ તરફ હડસેલાય છે.

"ઝખમ દુનિયા ઝબાનોના, મુસીબત ખોફનાં ખંજર,
કતલમાએ કદમબોસી ઉપર કયામત ખુદાઈ છે."

અનેક પ્રાણમય ભૂમિકાનાં સત્વો તેમના પર આક્રમણ કરે, પણ તેથી ડગી જાય–હડબડી જાય તેવી માટીનો આ માનવી બનેલો ન હતો. ભલે તેના જીવનની ભીતરમાં બે વિરોધી બળો વચ્ચે તુમુલ ઘમસાણ મચેલું હોય, માયાની મીઠી મધલાળ ભલે તેને પોતાની તરફ ખેંચવા – આકર્ષવા પોતાની સઘળી રમણીયતા તેના પર ન્યોછાવર કરી રહી હોય, પણ મણિભાઈની આત્મનિષ્ઠા અંદરની એક ભૂમિકા પર તો હમેશાં કાયમદાયમ રહે છે, તેને ઊની આંચ પણ આવતી નથી. તેની કૂટસ્થતામાં જરા પણ વિક્ષેપ પડતો નથી કે બાધા નડતી નથી. આ જ છે એમના જીવનની વિશેષતા પરિણામે વળી પાછી તે જ રસભરી આત્માનુભૂતિ ઝળકે છે :

"લટ અલક છટકી ગઈ ક્યાં વીજળી ઝબાઈ ને,
ક્યાં ગઈ! હા! ક્યાં ગઈ! બ્રહ્માંડ બેઠી ગાઈ ને!"

આંતર મથામણ વખતે જેણે ગાયું હતું કે;

"આંસુડાં મારાં લુવે એ મૂરતિ કહો કોણ છે?
ચાલે જિગર પાણી થઈ, રોકનારું કોણ છે?"

અને "ન જેને કામ છે ઠરવા, ઊની ઝાળોથી ઉગરવા

બીની મોડી હૂંફે ફરવા કહી મારું છે આ મારું—
અમે એકાંત આનંદી, ભલે દુનિયા રહી લડતી,
અમે નિશ્ચિંત સ્વચ્છંદી, ન કોનું કાંઈ છે લીધું—
તમારી ને અમારી છે, જુદી વૃત્તિ જુદી વાણી,
તમે રાગી અમે ત્યાગી, વિરાગી રાગી હું જાણું"

વળી જેને સાધન-અવસ્થામા ચિત્તની સ્વસ્થ શાન્તિ લાધી ન હતી "જપું અજર જપ ઘેનો ફરું, નવ તોય તન ટાઢક વળી" તે જ જીવનજોદ્ધો હવે માયાને ધૂતકારી કાઢી કહે છે કે

"હું રસનેનો, તું રસધૂની,
મેળ હવે નહિ ખાય–ફરીની આંખ ભર્યે શું થાય?" અને પોતાની જાતને સ્પષ્ટ સુણાવી દે છે કે

"અમે–સાગર તણી બની રહે લહર,
મચી રહે રંગ રંગ ઘન"

અને છેવટે પ્રકૃતિને પોતાના સ્વામી આત્મદેવનું શાસન માથે ચઢાવવું પડે છે અને ફરી પાછી આત્માનુભૂતિની ઝનક બધે છવાઈ રહે છે

આવું હતું મણિભાઈનું આત્મનિમજ્જન અને પ્રેમજીવન. તેમનાં કાવ્યોમા વેદાન્તનો શુદ્ધ રંગ છે અને સૂફીની મસ્તીભરી રસછોળ પણ છે, પણ તેમની આત્મડિંડિમ પોતાનો સ્પષ્ટ નિર્ઘોષ સર્વત્ર સંભળાવે છે આત્મ-મહાસાગરના પછાડ, ઘેરા ઘૂઘવાટ સંભળાતા ક્યારે શમતા નથી તે બંને કાવ્યગુચ્છો પર તેમણે જે અનુક્રમે "ઊર્મિપ્રતાપ" અને "પારંદિની' ટીકાઓ લખી છે, તેમાંનું પદ્ય તો પ્રસન્ન, આત્માનુભૂતિની ઝનકવાળું, અમુક સ્થળે વિદ્વત્તાપૂર્ણ તો અમુક સ્થળે કાવ્યમય, સ્વચ્છ અને ગંભીર છે તેમાંના કેટલાક ભાગો તો મણિભાઈના સુંદરમાં સુંદર ગદ્યના

-અમૃતારૂપ છે તેમના લખાણોમા સચ્ચાઈનો રણકો છે, સ્વાનુભૂતિની છાપ છે, આત્મદર્શનની અસંદિગ્ધતા છે, જીવનને ધન્ય પગોનો પ્રસાદ છે તેમણે જુદે જુદે સમયે લખાયેલા તે કાવ્યોમાં જે વિચારશૃંખલા દેખાય છે તે યથાર્થ છે વળી શુકાખ્યાનમાં જે શુક છે તે મણિભાઈ પોતે જ છે ચન્દ્રની કૌમુદી, કવિતા, કીર્તિ, પર્વત, સરોવર ઇત્યાદિક પર સ્વેચ્છાએ ઉડ્ડયન કરી સુવર્ણમય મેરુ પર્વતના માયા શિખર પર બેઠેલો તે વિદ્વાન શુક-વિરક્ત પોપટ-આત્માનુભવ નથી કરી શકતો પણ તે માયાને ત્યાગે છે ત્યારે સાગરની ગંભીર વાણી સિદ્ધ થાય છે અને

"શુક સાંભળી ઉપદેશ, આકાશે ઉડી ગયો,
છૂટતા ભયભય લેશ, સન્મુદ ઘનરસમા ગળ્યો"

હા, અભેદમાર્ગ વિહારી, ગુજરાતી સાક્ષર જગતનો તે વિરક્ત શુક-મણિભાઈ અને સત્તાના આનંદરૂપી ગાઢ ચૈતન્યરસમાં ગળી ગયો, અભેદ તત્વને પ્રાપ્ત થયો પ્રેમરસમા તરબોળ બની ગયો આ અને સત્કાવ્યોનો વિચારદૃષ્ટિથી અભ્યાસ કરનાર વાચક પણ તે જ અનુભવ કરો તેવી અંતિમ પ્રાર્થના છે

જયંત જોશી

## "અભેદ માર્ગ પ્રવાસીની કવિતા"

અભેદ માર્ગને પહોંચવા જન્મ લીધો પણ કિસ્મત કોઈનેય ક્યાં છોડે તેમ છે?

"ચલાવી પુષ્પ માલા પર નચે સર્પો ભર્યો કીસ્મત!
સનમ દીદારમાં નાખી પલક જુદાઈની કીસ્મત!"

એ ન્યાયે તેમને તો પુષ્પના માર્ગ ઉપર ચલવીને માયાના માર્ગ તરફ સ્મિત દોરી જાય છે.

એવા એ કવિ, સંસ્કૃતસાહિત્યના પ્રકાંડ વ્યુત્પન્ન પંડિત, પંડિત-યુગના દ્રષ્ટા, બ્રહ્મનિષ્ઠ, ગુજરાતી પ્રજાના સંસ્કારના જ્યોતિર્ધર, ગિરા ગુર્જરીના સાક્ષરધામ નડિયાદના સાક્ષરસત્તમ ગોવર્ધનરામના સમકાલીન, વીર સાહિત્યકાર, ચિંતક, વિવેચક અને નર્મદના આધ્યાત્મિક વારસ, અભેદમાર્ગપ્રવાસી મણિલાલ નભુભાઈ દ્વિવેદી ઈ. સ. ૧૮૮૫ થી ૧૯૧૫ સુધીના પંડિતયુગ અથવા સાક્ષરયુગમાં થઈ ગયેલા સાહિત્યકારોમાં વિલક્ષણ પ્રતિભા ધરાવે છે.

સાહિત્યની અભિવ્યક્તિ ભિન્ન ભિન્ન સ્વરૂપે અને ભિન્ન ભિન્ન પ્રકારે થાય છે આ રીતે જોતા શ્રી અનંતરાય રાવળ મણિલાલના સર્જનને અવલોકે છે: "મણિલાલ પંડિતયુગના તેજસ્વી સિતારા,

શિષ્ટ પ્રવાહી ઓજસ્વી ગદ્યના ઘડવૈયા, સુચિંતદઢબધ નિબંધોના સમર્થ લેખક, સંસ્કૃત તથા પાશ્ચાત્ય પદ્ધતિના પહેલા ગણનાપાત્ર શિષ્ટ નાટક 'કાન્તા'ના લેખક, ભવભૂતિના 'ઉત્તરરામચરિત' અને 'માલતી માધવ'ના પહેલા અનુવાદક, પ્રેમના દર્દને, મસ્તીને વેદાંતી અને સૂફીની અદાથી ગાતા સફળ ગઝલકાર અને પદકવિ."

મણિલાલ સમર્થ ગદ્યસ્વામી હતા અને તેમની કીર્તિનો મુખ્ય આધાર એમની ગદ્યસિદ્ધિ છે. એમ હોવા છતાં પણ તેમની ગઝલો પણ આજેય અમરતાને વરી છે. સ્નેહસંગ ને મૈત્રીના રંગીલા અનુભવે તેમના હૃદયમા ઉત્કટ ઊર્મિસંચલનો પેદા કર્યાં હતાં અને પરિણામે તેમાંથી તીવ્ર અનુભૂતિ જન્મીને કાવ્યરૂપે પ્રગટ થઈ. આથી જ તેમનાં કાવ્યોમા આપણને પ્રેમ અને નિરાશા પ્રતીત થતાં ભાસે છે. મણિલાલ કવિપદની પરવા કર્યા વગર ગાય છે કે:

" મુખે અદ્વૈત ઉચ્ચારી રહી મનથી પુરુ કીરમત !
કવિના આ બકાવાનુ કર્યું શેં દ્વૈત તે કીરમત ! "

તેમના આ ઉદ્‌ગારો અપવાદ તરીકે ગણીએ તો એટલુ તો ચોક્કસ કહેવુ જ પડશે કે તેમનુ હૃદય કવિનુ હતુ. ડૉ. અનામી તથા પ્રા. પડ્યા દર્શાવે છે તેમ "મણિલાલના વ્યક્તિત્વનાં બે પાસાં પાર્થિવ અને અપાર્થિવ—એમના જીવન અને સાહિત્યમાં વ્યક્ત થયા છે." મણિલાલ પણ કહે છે કે "પ્રત્યેક મનુષ્ય કવિ છે, પણ આત્માનદના વિવર્તનુ ગ્રહણ કરી બનાવવાનું કામ સર્વથી બનતું નથી...કાવ્ય—કવિતા એ જ આપણા સ્થૂલમા સ્થૂલ ભાવોનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ રસ છે." કવિના કાવ્યોનો સગ્રહ 'આત્મનિમજ્જન' વાંચતાં તેમા આપણને જવનિકા, પ્રેમજીવન, અભેદોર્મિ, મિશ્રધ્વનિ, એ ક્રમમા કાવ્યો મળશે. આ કવિતા તેમને માટે અગત ઊર્મિરૂપ હતી. આ કાવ્યોમાં તેમની અભેદનિષ્ઠા પ્રગટ થાય છે. આ અભેદની સાધના અર્થે તેમણે, પ્રેમને મુખ્ય માન્યો અને તેઓ આ 'પ્રેમ'-

દ્વારા અભેદપ્રાપ્તિ થાય છે તેમ માનતા તેથી જ એક પ્રસંગે કહે છે કે અમે મા શરીરસંબંધ પાપકર્તા નથી, પણ તેનાથી અભેદ-પ્રાપ્તિ થાય છે

'અરેરે ઝાલવા તો જાઉં છું સૌંદર્યને, પણ ઝલાય છે શરીર' એ ન્હાનાલાલની ઉક્તિનું જ ભાવાત્મક મૂર્ત દૃષ્ટાંત બનતું પ્રબળ કામવૃત્તિમાં સરી પડેલ અદ્વૈતહેતુક પ્રણયારાધન એ જ મણિલાલના જીવનનો એક માત્ર અંતાપ્ય અંશ છે

મણિલાલની કવિતાને બિરદાવતા એક વિવેચક તેમની સમગ્ર કવિતા પર નજર રાખી વિધાન કરે છે કે "જ્ઞાનમુખી ગંગા જેવી એ કવિતા જેવી છે તેવી, તેમાં વ્યક્ત થયેલ મસ્તરંગ, તત્ત્વજ્ઞાન, કવિમાનસને કારણે તેમજ કવિએ દાખવેલ રચનાવૈવિધ્ય તથા ગીત સિદ્ધિને લીધે આજે પણ રસહૃદયોને ઉચ્ચ કોટિનું રસપાન કરાવે તેવી છે" મણિલાલના કવનનો પ્રધાન વિષય છે પ્રેમ કારણ કે પ્રેમ એ તો કાવ્યત્વથી કવિઓનો પ્રિય વિષય રહ્યો છે અને આજે પણ છે આ કવિએ તો ઉત્કટ પ્રણયતૃષા અનુભવી છે અને તેથી પણ વધુ નિરાશામાં રાતો વિતાવી છે, એટલે પ્રેમ અને તેની નિષ્ફળતારૂપી નિરાશા બંને સાથે વ્યક્ત થાય એ સ્વાભાવિક છે કવિશ્રીના અભ્યાસી જાણીતા સાક્ષર ડૉ ધીરૂભાઈ ઠાકર તેમને વિશે કહે છે કે –

'કવિતામાં પ્રેમનો મહિમા ગાતા મણિલાલ થાક્યા નથી પ્રેમના સંવેદનનો સાચો રણકો તેમની કવિતામાં સંભળાય છે, પરંતુ પ્રેમ ભાવના વિશાળ છે, વ્યષ્ટિ વ્યક્તિના સંબંધથી આરંભાઈને સમષ્ટિના ઐક્ય પર્યંત વિસ્તરેલી છે"

કવિનાં કાવ્યોમાં પ્રેમની સાથે ધર્મનું નિરૂપણ જોવા મળે છે તેમના મા તો સૂફીમતની ઘેરી અસર નીચે મસ્તકવિ બાલાશંકરને લીધે આવેલા વર્તાય છે ઇશ્ક, માશૂક, જામે ઇશ્ક જેવા સૂફી શબ્દોવાળી ગઝલો તેમનાં કાવ્યોમાં જોવા મળે છે ગઝલોમાં તેમણે પ્રેમ અને

અભેદનો સિદ્ધાંત રજૂ કર્યો છે. મણિલાલનાં કેટલાંક કાવ્યો આજે પણ ગુજરાતમાં સંભળાય છે અને તેમની અનેક ગઝલોમાંથી કેટલીક અમર ગઝલો ગણી શકાય તેવી છે પેલી સુંદર ગઝલ કે જેમાં ગાંધીજીએ બધા ધર્મનું રહસ્ય ખુદાની શોધ જ છે એમ જોયું હતું તે:

"કહી લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે"—
પણ આ કવિની દેન છે. ઉપરાંત,

"હું એટલો દુનિયાં બિયાબાનમાં સુનો ભટકું,
રઝળતો ઇશ્કને રસ્તે અહીં તહીં આંધળો અટકું" તથા
"કહી તું જાય છે દોરી દગાબાજી કરી કીસ્મત!"
"ખતમ આ દર્દદિલ! થૈ જા ન તારું કોઈ છે અહીંયાં"
"જપીને પ્રેમ મંત્રોથી જગાડયું મેં શું આજે?"
"આંખ ભર્યે શું થાય, હરીની આંખ ભર્યે શું થાય?"
"દુનિયાની ના પરવા, હમે કિસ્મતથી કરી યારી છે,
મરહમની ના પરવા ભને સીનામાં ઝખમ કારી છે"
"લટ અલક છટકી ગઈ કયાં વીજળી ઝબુકાઈને!
કયાં ગઈ? હા! કયાં ગઈ? અજાડ ભેડી છાઈને!"

આ બે પંક્તિઓમાં તો કવિ એક સાથે બે અલંકારોનો સુભગ ઉપયોગ કરી જાય છે લટને વીજળી સાથે સરખાવે છે તો વીજળીને લટથી અંજાઈ જતી કલ્પી છે. આમ એક સાથે ઉપમા અને ઉત્પ્રેક્ષા વાપરી કવિ પોતાની અલંકારસિદ્ધિ બતાવી જાય છે

માયાને ધૂનમરતાં કવિ કહે છે
"હું રસવેલો, તું રસસુની,
મેળ હવે નહીં ખાય!"

ત્યારબા આપણે કવિને પ્રેમરસમા તરબોળ થયેલા જોઇએ છીએ—

"પૃથ્વી રહી છવાઇ
પરવતો રહ્યા નાહી,
સચરાચરે ભરાઇ રે
ગગને આજ, પ્રેમની ઝનક છાઈ રે
ગગને આજ પ્રેમની"

તમાચો મારીને ગાલ રાતા રાખવા પડે તેવા યુગમાં કવિને કશી સમજણ નથી પડતી કે હવે આ સસારમા કેમ જીવન વ્યતીત કરવુ તેથી કહે છે—

' મનાવો શી રીતે હસવુ,
હૃદય ખાવી છને રડવુ,
વચનમા પ્રેમ બતલાવી
ઇશારે પ્રેમીલ હણવુ "

અને આગળ કવિ જ પોતાને કહે છે તેમ—

'પ્રાણ પ્રિયા લપટાઈ પડયો શુ !
મોત ઉપર છે પથારી.'

કવિને તો દુનિયાન જેમા યારી લાગે છે તેમા ખુવારી દેખાય છે, તેથી કવિ રગીન મસ્તીથી લલકારી ઊઠે છે .

યારી મસ્તોની ખુવારીની તૈયારી છે
લિ ારી વફા રીથી મસ્તેથી જહાં હારી છે"

આવાં સુદર ભાવવાહી કાવ્યોનુ રસપાન કરીને જ આપણે તો સતોષ માનવો રહ્યો. તેમના પર દોષારોપણુ કરનાર ભલે કરે, પણ તમણે એક ખ્યાલ રાખવો પડશે કે દોષ તો ક્યાં ચદ્રમાં પણ નથી? પણ જેમ ચદ્રનો ગુણ શીતળતા બક્ષવાનો છે તેમ કવિના

જાવ્યો પ્રેમ, ધર્મ અને સંસ્કારનું શિક્ષણ આપે છે એ પણ ' વિસરવું ન જોઈએ.

"સામાન્ય મહત્તાને—કવિની, કલાકારની મહાન મુત્સદ્દીની મહત્તાને પણ જીવનચરિત્રના આ લેખકો, વિવેચકો સમજી શકતા નથી, તો પછી જ્યાં અગમનિગમનાં અતલતલમાં ડૂબકી દેનાર, અભેદસાગરની ઊંડી ઊર્મિઓમાં પ્રેમ પ્રાપ્ત કરનાર સંસારના ઝંઝાવાતોનો બ્રહ્મનિષ્ઠતાના અડગ ખડક પરથી સામનો કરનાર મણિભાઈ જેવા આત્માના ઓલિયાઓને તો સામાન્ય વિવેચક બરાબર ન સમજી શકે તે યથાર્થ જ છે" [1] અને તેથી જ મણિલાલને સમજવા મણિલાલની પાસે જવું જોઈએ

મણિલાલનું કાવ્યસર્જન વિપુલ નથી છતાં બ ક ઠાકોરના સર્જનની યાદ અપાવે તેવું અર્થઘન નારિકેલપાક સમું દેખાય છે. તેમની કવિતામાં વિષયનું વૈવિધ્ય નથી એટલું પદ્યરચનાનું છે, તેમ જ એક તરફ ફારસી ગઝલો અને બીજી તરફ દેશી ભજનોના ઢાળનાં પદો એમ ભિન્ન ભિન્ન છાયાનાં કાવ્યો જોવા મળે છે તેમની કવિતામાં સંગીતનું તત્ત્વ ભરેલું છે. ગઝલોમાં શ્રી સજ્જના જેવા ભૂલો જલદી પકડી પાડે છે, છતાં તેમની ભાષા સચોટ અનુભવના રણકાવાળી, કર્ણમધુર છે ઉત્કટ આવેગ અને મસ્તી તેના મુખ્ય લક્ષણો છે એક રીતે કહીએ તો કાવ્યત્વની દૃષ્ટિએ બાનાશકર કરતા પણ મણિલાલની ગઝલનું સ્વરૂપ સુઘડ અને કાવ્યત્વ ઊંડીને આંખે વળગે તેવું છે કાવ્યોમાં મોટી સંખ્યા ભજનો, પ્રચલિત લોકગીતો તેમજ ગરબીના ઢાળના ગીતોની છે

નડિયાદના પનોતા પુત્ર અમૂલ્ય મણિ સમાન મણિલાલે જેવું અને જેટલું પીરસ્યુ તેની પાછળના પ્રેરકબળોએ તેમની અનુભૂતિની સચ્ચાઈ, હૃદયની વેગીલી ઊર્મિ તથા તેનું ઉત્કટ રીતે થયેલું

૧ શ્રી શાન્તિલાલ ઠાકર.

આલેખન હતાં અને તેમાં ભર્યાં પ્રેમ, ધર્મ, તત્ત્વજ્ઞાન અને આધ્યાત્મિકના આ તેજસ્વી પ્રકાશ વિશ્વમાં પડેલો અને તેથી જ સ્વામી વિવેકાનન્દ મણિલાલનું નામ પરદેશમાં સાંભળી નડિયાદમાં તેમને મળવા આવે છે કવિશ્રી પાસેથી આપણને સરળ, અર્થપૂર્ણ, સંગીતમય વાણીમાં વ્યક્ત થયેલા ઉન્નત ગિરિશૃંગ જેવા વિરાટમાં વિહરવા લઈ જનારા કાવ્યો મળ્યાં એ જ એમનું અત્યાર સુધી આપણી સમક્ષ ચિરંજીવ રહેલું મૂર્તિમંત યશશરીર ધન્ય છે ગિરાગુર્જરીના લાડકવાયા સાક્ષરને કે જેના થકી ભારતીય સંસ્કૃતિનું દર્શન પરદેશના લોકો પણ કરી શક્યા તેમને શત શત નમસ્કાર હો–

'આગાશાહ ડાયર'

# સ્વ. મણિલાલને

તમારો જન્મ નડપુરની ભૂમિની ખુશનુમાઈ છે.
તમારી શાન ભૂમિના કણેકણમાં સમાઈ છે.
ગઝલપેરી ઈમારત આપના દ્વારા રચાઈ છે
પ્રતિમા આપની દિલમા અમારા કોતરાઈ છે
ગઝલ ગુજરાતમા લાવી, બનાવી સાવ ગુજરાતણુ,
કહી શકતુ નથી કોઈ ગઝલને કે પરાઈ છે।
વહાવ્યાં છે કદી ઝરણા, વહાવી છે કદી સરિતા,
કદી વર્ષા કરીને પ્રેરણા સરનેહ પાઈ છે.
નિરાશામાં કિરણુ આશાનુ આપી રાહ બતલાવ્યા
જીવનમાં આપના પ્રારબ્ધની સામે લડાઈ છે.
સમસ્યા જિદગાનીની ઉકેલી છે ગઝલ દ્વારા
તમે દિલની સિતારી પર ખુદાઈ રમ્ય ગાઈ છે
અમર ગઝલો રચીને આમ પામ્યા છો અમરતાને
મરીને જીવવાનો મત્ર પણુ અદ્ભુત દુહાઈ છે.
નજર સામેજ 'ડાયર' ભવ્ય મૂર્તિને નિહાળે છે.
અમારે ને તમારે તો ભવેભવની સગાઈ છે.

શયદા

# અંજલિ

તને નડીયાદની ધરતી નમન સાથે વધાઈ છે,
પ્રતાપે આજ તારા આ નવી રંગત છવાઈ છે
ગોવર્ધનને જન્મ તેં આપ્યો સફળ સાક્ષરની ઓ જનની,
મણિને મસ્તને પહેલી મદિરા તેં જ પાઈ છે
અમર આ પંક્તિ છે 'શયદા' અમર સંદેશ છે એમાં
કંઈ સાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે.
નિજાનંદે હમેશાં ખાસ મસ્તીમાં મજા લેજે,
અરે! એમાં તો ચારે વેદની શક્તિ સમાઈ છે.

પ્રો. મધુરમ્

## સુણો જરા

(મનહર)

સુણો જરા, વાત નાની મઝાતણી કહુ એક
વર્ષો પહેલાં શાળામાં બનેલી એ વાત છે,
ભણે એક નાનો બાળ નાનકડી નિશાળમાં
નામ એનુ મણિલાલ, અટક દ્વિવેદી છે.
નડિયાદનુ ગામ એ, શિક્ષણનુ ધામ છેક
પંડિતોની ભૂમિના આ પંડિતની વાત છે,
શરૂમાં તો ઠોઠ હતા, સંસ્કૃતે ન ચાંચ ડૂબે
મેટ્રિકમા તો એથી જ થયેલા નાપાસ એ.
ચીવટનો ગુણ ભારે, ખંતનો ગુણ ભારે,
જેના વડે યૂરોપમા પંકાયા પંડિત એ
સંસ્કૃતે નાપાસ થયે છોડ્યો ન વિષય છેક
અહોનિશ શ્રમ કર્યો તેનુ પરિણામ છે.
મીમાંસા, ઉપનિષદ, ધર્મ તત્ત્વજ્ઞાન વળી
એમનાં લખેલાં બધાં પુસ્તકો અજોડ છે,
એથી એક વાત નવી ધ્યાનમાં લેવી ઘણી:
સફળતા માટે શ્રમ યત્નોની જરૂર છે.

વળી એ પદ્ધતિની તો વાત એક નિરાળી છે:
એક ધોરણ કુદીને બીજામાં એ ચઢયા છે
પણ જગ વર્ગમા એ પડે નહિ ગતાગમ
સરકૃત ભૂમિતિ પર મગનો ન પાર છે
'કરું શું ?" મૂઝાયા ભારે, સૂઝે ના ઉપાય એક
થયું મન, "ફરી ભણું નીચો વર્ગ સારુ છે,"
ગયા વગ ગુરુ પાસે કહ્યું "ઓ ગુરુજી, જુઓ,
ચઢેલ આ ધોરણમા સમજુ ના, ભારે છે"
"ઊતારી જો પાડો મને એક વર્ગ પાકુ થાયે
પાકું માનુ મોટો ગણુ કૃપાનો ન પાર છે."
ગુરુ જુએ, સુણી રહ્યા, કૌતુક વિચિત્ર કેવું
"ભલે બેસ નીચે વર્ગ" કહ્યું, વાત સાર છે.
'દોષ જોયો પોતાતણો, કાચું દૂર થાય માટે
પાકું કરું, કેવી વાત!' અનોખી સમજ છે,
જગત સુધારવાની થાય જુઓ વાત ઘણી
નિજને સુધારવાની જરૂર ભુલાય છે
મશ્રુવાળા પદ્ધતિ તો દાખલો આપ્યો છે રૂડો
અંતરમા જોઈ સ્વસુધારની જરૂર છે,
ઘણા મોટા સાક્ષર ને ગુજરાતના 'મણિ' સાચા
અભેદ માર્ગના એ પ્રવાસી • વંદન છે

પ્રો. મધુરમ્

## નડિયાદ નગરી

(મનહર)

નડીઆદ નગરીની નવી છે પિછાન મારે
હજુ એનુ પાણી નવ અંગોમાંય વ્યાપ્યું છે,
અને એના શેરી, લત્તા, ચોક પૂરાં ભાળ્યાં નથી
તોય કહુ ચરોતર ભૂમિનુ એ ફૂલ છે.
સંતરામ ટાવરથી બજારોની હાર જુઓ :
કુંભરાલ, મોગલકોટ, સાથ-વિસ્તાર છે,
પીજ નાકુ વટાવીને સ્ટેશનની બાજુ જુઓ
એસ ટી. સ્ટેન્ડ હોલ, જેલ જેવા કૈંક સ્થાન છે.
સ્ટેશનની બીજી બાજુ મિશન વિસ્તાર જુઓ :
સાથે હિંદુ અનાથાશ્રમનુ પુણ્ય ધામ છે,
પાછા વળો ગામ ભણી ડભાણુ ભાગળ મૂકી,
જુઓ ત્યાં અમદાવાદી બજારનુ સ્થાન છે.
ભણવામાં ભૂલે ભલે, ગણવામાં ભૂલે નહી,
એવા કંઈ સપૂતોની ભૂમિનો વિસ્તાર છે,
દાન અને શાન માટે, નામ અને હામ માટે
ચમકાયેલા લોક ઘણા થયા રે પ્રખ્યાત છે.

સતગામ, કુંભનાથ, માઈમાતા આદિ જુઓ
કંઈ કંઈ સ્થાનકોથી પુનિત પ્રદેશ છે,
ધર્મ અને કર્મ થકી, ધન અને વિદ્યા થકી
રમણીય ચારુતર થઈ કેવી ભૂમિ છે!
પ્રકૃતિની ઘટા જુઓ, માનવીની મના જુઓ,
નમણી કો લતા સમી નારીની શી છટા છે!
૧ ગોવર્ધન ગિરાનો તો રણકો છે કાને ત્યાં
૨ 'મણિ'નું એ તેજ તાજું ૩ 'મરત'ની શી લ્હાણ છે!
અનોખા આ ભૂમિ અહો! સપૂતોની ભૂમિ અહો!
નમસ્કાર તને ભલા ગરવું તું ધામ છે,
ગોદમાં અનેક તારી હજુ રતન હસે
આવશે વસંત, ભલે પાનખર આજ છે.

૧ ગો. મા. ત્રિપાઠી ૨ મ. ન. દ્વિવેદી ૩ બાલાશંકર કંથારિયા

મસ્તકવિ



બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા

જન્મ : સં. ૧૯૧૪ જેઠ વદ ૫ : અવસાન : સં ૧૯૫૪ ચૈત્ર સુદ ૧૧

ગુજરાત સાહિત્યસભા, અમદાવાદના સૌજન્યથી

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

## આદિવચન*

બાલાશંકર કંથારિયા અને મણિલાલ નભુભાઈ બંને નડિયાદના, અને ૧૮૫૮મા જન્મેલા, બંને ૧૮૯૮મા અવસાન પામેલા, બંને સાહોદરા, અને મિત્રો, બંને વિદ્વાનો અને બંને રંગરાગી કવિઓ. તેમને નડિયાદ આજે કૃતજ્ઞતાથી સંભારે છે એ મંગલ પ્રસંગે બે પ્રાસ્તાવિક બોલ કહેવા આપે મને કહ્યું તેથી હું બહુ આભારી છું. આપણે ગોવર્ધનરામનું તર્પણ કર્યું; આપણે વીર નર્મદની સ્મૃતિ તાજી કરી; અને આજે આ બે મિત્રકવિઓને અંજલિ આપવામાં સહભાગી થઈએ છીએ.

નર્મદનુ જેમ "જય જય ગરવી ગુજરાત" કે "સહુ ચલો જીતવા જંગ" પ્રત્યેક ગુજરાતીના ચિત્તમાં અંકિત છે, તેમ "કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે" અને "ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સહેજે" એ બે પંક્તિઓ પણ તેનું સંસ્કારવિત્ત બની ગઈ છે

ગુજરાતી પંડિતયુગની કવિતાનો ઉદય નરસિંહરાવથી થાય છે, પણ તેની આગાહી આ બે કૌતુકરાગી ને ભાવાવેગી કવિઓમાં જણાય છે. વ્રજ, સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી શૈલીની કવિતા

* નડિયાદમાં તા. ૨૭-૨૮ સપ્ટેમ્બર ૧૯૫૮ના દિવસોએ મણિલાલ દ્વિવેદી અને બાલાશંકર કંથારિયાના જન્મશતાબ્દી સમારંભ ઉજવાયા તેના આ બે ભાષણોનું.—સં.

બાલાશંકરે લખી છે, સૂફીવાદનો એનામાં દૃઢ સંસ્કાર છે, અને આત્મનિમજ્જન એનું લક્ષણ છે ગઝલની મદીની છટા એમના સ્વભાવને બહુ અનુકૂળ છે અને તેઓ ગુજરાતી ગઝલના પિતા બને છે આત્મલક્ષી કવિતાનો આ ગુણ અંગ્રેજી રોમાન્ટિક શૈલીની કવિતારચના માટે પણ અનુકૂળ બને છે અને તેથી બને કવિઓ શૈલી-બાયરન જેવી અંગ્રેજી શૈલીની પણ રમણીય કવિતા આપેછે:

'કવિ રાજા હું ને વળી તું પટરાણી નૃત કરે,
મૃદંગે બાજને શું શચિપતિ વિના રે ગતિ કરે
પપૈયા કોકીના સ્વરપૂરક કેવાં મીઠી, થતાં
વળી વિહીં અહીં દરદી મૃગ શ્રોતાજન હતાં"
પછી કોઈ કાળે ક્ષણિક વપુના બંધ વિખરે,
રહે તું પાસે ને નજર વપુ તારા પર રહે
તજી સંસારાબ્ધિ સતત દુઃખવારિથી પૂરજે,
રહે આશા, તારા સ્વરૂપ મહીં ચૈતન્ય વિચરે"

(ક્લાન્ત કવિ)

'ભર્યાં તાપી નીરે ખળખળ વહે છે ગતિ થકી,
ઉતારે સહેની જલભરન આવે હરખથી
ઘડા મૂકી માથે યુવતિયુથ ડોને અનુપમે,
વયે નાની મોટી અધિક શિશુ ચેષ્ટા કરી રમે."

(સૂર્યાસ્ત)

તજ્યો તે ત્યાંથી મે નથી નિધિવિધુયોગ નીરખ્યો,
તજ્યો તે ત્યાંથી મે નથી હજુ ઉતારગ પરખ્યો
તજ્યો તે વ્હાલા તો સરિતતટુનો બાગ રમતો
તજ્યો છે મે એ તે કુહુરવ છજ્યો કુંજ નમતો '

બાલાશંકરે ફારસી ને સંસ્કૃતમાંથી ભાષાન્તરની પ્રવૃત્તિથી પણ પોતાની વિદ્વત્તા દાખવી હતી. પણ મણિલાલ કવિ તરીકે "રસના રસિક' અને કવિતાના કોડી ' બાલાશંકરના શિષ્ય, જેવા,—

બાલાશંકરની અસર મણિલાલ તેમ જ કાન્ત અને કલાપી ઉપર પણ વરતાય છે;—તો વિદ્વાન તરીકે, પંડિત તરીકે, તત્ત્વચિંતક તરીકે, ગદ્યકાર તરીકે એ યુગના જ નહિ, સમગ્ર ગુજરાતી સાહિત્યના પ્રથમ કક્ષાના એ અધિકારી છે. મણિલાલની કક્ષામાં, સમગ્ર રીતે, ગુજરાતના માત્ર ત્રણ વિચારકો જ આવી શકે. કવિ તરીકે બંનેએ કવિતામાં વિષયમર્યાદા વધારવામાં, સૂફીવાદ અને ભારતીય પ્રેમભક્તિના તત્ત્વોના સમન્વયમાં, સંસ્કૃત છંદોના રચના-કૌશલમાં અને રેખાસૌન્દર્ય અને પ્રવાહિતા લાવવામાં પ્રદાન કર્યું છે. સુન્દરમે નોંધ્યું છે તેમ વિચારરંગી ભાવને આકાર આપવામાં મણિલાલ બલવંતરાયના પુરોગામી છે.

> ' અપાર સુખ સાંપડ્યાં, વિપત વેઠી વઠી ગયો,
> તથાપિ રમનો સદા, ઉભય પાર ઊભો રહ્યો,
> યુવા, રસિક, બાલ કે તરુણ વૃદ્ધ, ભોગી યતિ,
> ન દુ:ખ, સુખ ના કશી –નિર્ગુણ નિજની એ રતિ "
>
> (જન્મદિવસ)

પરંતુ મણિલાલ કવિને વટાવી અને નવલકથાકાર ને નાટકકાર મણિલાલને પણ વટાવી, આપણે જ્યારે ગદ્યકાર, વિચારક અને પંડિત મણિલાલની કલ્પના કરીએ છીએ ત્યારે તેમની કેટલીક મર્યાદાઓ છતાં, એ યુગના એ અજોડ વિચારક લાગે છે. એ મર્યાદાઓ કેટલીક તે સમયની હતી, દા. ત. યોગવિદ્યાના અમુક શારીરિક પ્રયોગોમાં શ્રદ્ધા અને તે દ્વારા સ્વરૂપાનુસંધાનનો અભ્યાસ ઉત્તર નર્મદ, મણિભાઈ, ગોવર્ધનરામ વગેરે એ માર્ગે વળ્યા હતા અને થિયૉસોફીએ એને પુષ્ટિ આપી હતી. મણિલાલનો બ્રહ્મવાદનો ઇષ્ટ વેદાન્તસિદ્ધાન્ત સર્વ સાંસારિક ને આધિભૌતિક પ્રશ્નોના વિનિયોગમાં સરખો ઊતરતો નથી ગુજરાતનું નાતગાતનું સાંકડાપણું અને ક્વચિત્, ક્વચિત્ ઊપડી આવતો વૈયક્તિક અભિનિવેશ ને સ્મરજ્વર પણ

એમની વિચારણામા ક્યાંક ક્યાંક ખામી આણે છે પણ, એ બધુ સ્વીકાર્યા પછી પણ મણિલાલ, માત્ર ચાળીસ વર્ષમા, એટલે લેખનનાં તો વીસથીયે ઓછાં વર્ષમા વેરેલા પ્રવાહી સરલ ગદ્યની, અને જીવનનાં બધાં અંગોને સ્પર્શતી વિચારણાની અઢળક સંપત્તિ અર્પી જાય છે.

આ વિશ્વનું રહસ્ય કોઈક પરમ સત્ય છે, જે કૂટસ્થ અને અચલ છે, છતાં સર્જકશક્તિવાળું અને આનંદમય છે, માનવના સર્વ વ્યવહારમા જે આનંદદાયી છે, મૈત્રી, સ્નેહ, કરુણા આદિ દ્વારા જે સમાનભાવ, ઉદારતા અને વિશાળતા–અનુભવ કરાવે છે, જે વૈયક્તિક અભિમાન અને સ્વાર્થ ભુલાવી અન્યમય બનાવે છે, જે ફળની ઇચ્છા વગર કર્તવ્ય કરવા પ્રેરે છે, એ સર્વ એ વિશ્વમા પટંતરે રહેલા બ્રહ્મનો અંગુલિનિર્દેશ કરે છે એ અનુસારો વ્યક્તિના પુરુષાર્થનો તથા સંસારના ધ્યેયનો નિયામક બને છે સમાજરચના એવી થાય કે સમૂહો સમષ્ટિનો, સમસ્ત માનવજગતનો વિચાર કરે,– વ્યક્તિઓ આપરાગી મટી સમાજહિતનિષ્ઠ થાય મોક્ષ એ અભાવાત્મક કે અનુભવના સંકોચની સ્થિતિ નથી, એ ભાવાત્મક, ઉદાર, વિશાળ, વર્ધનાત્મક અવસ્થા છે મોક્ષ કર્તવ્યના ત્યાગથી ઉદ્ભવતો નથી, કર્તવ્યના પાલનથી, ઈશ્વરાર્પણના ભાવપૂર્વક કર્તવ્યપાલનથી પ્રગટે છે જે જે ભાવ કે કાર્ય પરમાત્માનુભવ ઓછેવત્તે અંશે કરાવે તે તે નીતિમય અને કર્તવ્ય, જે તેની આડે આવે એ અયોગ્ય ને અનીતિમય મણિલાલે વિચારની એવી ભૂમિકા આપી છે જે સર્વ જીવનધર્મ અને આત્મ-આવિષ્કારની ચાવી બની શકે તેમની તેજોજ્જ્વલ ને વ્યાપક વિચારસંગતિએ કાન્ત જેવા અસંખ્ય સંવેદનશીલ પણ દ્વિધા અનુભવના આત્માઓને પ્રભાવિત કર્યા હતા. તેમના વેદાન્ત વિવરણે જેમ પાશ્ચાત્ય વિદ્વાનોને આકર્ષ્યા તેમ ગુજરાતના હૃદયમા ભારતીય સંસ્કૃતિ ને દર્શનની પુનઃ પ્રતિષ્ઠા કરી. જે કામ સમગ્ર દેશમા વિવેકાનંદે કર્યું તે તેમણે ગુજરાતમાં કર્યું. એમની સિદ્ધિનું સ્મરણ આપણને નવાં ને તેજસ્વી કર્તવ્યમાં પ્રેરો!

ડૉ રામચંદ્ર પંડ્યા

## મસ્ત કવિ બાલાશંકર

નડિઆદ સાહિત્યક્ષેત્રે તેના તેજસ્વી સાક્ષરરત્નોને કારણે વિખ્યાત છે અર્વાચીન ગુજરાતી સાહિત્યના પંડિતયુગ અથવા ગોવર્ધન યુગ તરીકે ઓળખાતા ઈ ૧૮૮૫-૧૯૧૫-૨૦ ના ગાળામાં નડિયાદ સાહિત્યક્ષેત્રે અનેરું તેજ બનાવતું હતું નર્મદયુગના સુધારાને અંગે જામેલા સંવાદોના ડહોળા પાણી નીતરતા થયા હતા સુધારો મરી પરવાર્યો ન હતો કેમ કે તેની ભૂમિકામાં નવું શિક્ષણ રહેલું હતું. જેમ જેમ એ શિક્ષણ વધારે ને વધારે મોટી સંખ્યામાં લેવાતું ગયું, વ્યવસ્થિત થતું ગયું, તેમ તેમ તે શિક્ષણ લેનાર એની દૃષ્ટિ સમક્ષ સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી આદિના અભ્યાસને પરિણામે જ્ઞાનના વિશિષ્ટ ક્ષેત્રો ઊઘડતા થયા અને તેમની દૃષ્ટિ વિશાળ બનતી ગઈ તેથી શું સારું એનો નિર્ણય કરવા માટે અભ્યાસ અને મંથનનો એ કાળ બનવા લાગ્યો તેમાં આવેગને બદલે સત્યશોધનની દૃષ્ટિથી નિષ્ઠાવંત અભ્યાસ અને પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓના ગુણ અને દોષની તુલના કરી તારતમ્ય નક્કી કરવાનો હેતુ હતો. તેથી તેને સમન્વયયુગ પણ કહી શકાય એ યુગે ગોવર્ધનરામ, મણિલાલ, નથુભાઈ, બાળાશંકર કંથારિયા, દોલતરામ કૃપારામ પંડ્યા, છગનલાલ હરિલાલ પંડ્યા, અંબાલાલ જાની, ઝવેરલાલ કનૈયાલાલ યાજ્ઞિક, મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી

(જે સમયદૃષ્ટિએ આમાના ઘણાખરાની પહેલાંના છે) જેવા સાક્ષરો નડિયાદમા, અને નરસિંહરાવ દિવેટીઆ, રમણભાઈ નીલકંઠ, કાન્ત, કલાપી, દામોદરદાસ બોટાદકર, હરિ હર્ષદ ધ્રુવ, દેરાસરી, કેશવ હર્ષદ ધ્રુવ, હ ગોવિંદદાસ કાટાવાળા જેવા સર્જકો-સાક્ષરો ગુજરાતમા અન્યત્ર આપ્યા છે (આ યાદી સપૂર્ણ નથી એ ધ્યાનમા રાખવા જેવુ છે સપૂર્ણ યાદી આપવાનો અહી હેતુ પણ નથી) આ બધાની ગુજરાતી સાહિત્યની સેવા કોઈ ને કોઈ રીતે વિશિષ્ટ અને નોંધપાત્ર છે તેથી અર્વાચીન સાહિત્યનો આ યુગ પણ વિશિષ્ટ યુગ છે ભારતીય ભાષાઓના સમકાલીન સાહિત્યમા તે દરમ્યાન થયેલુ સર્જન ગૌરવસહિત ખડુ રહી શકે તેમ છે

આવા યુગની વિશેષતા તો સસ્કૃતિમથન અને સમન્વયના કાર્યમા રહી છે તે દિશામા ગોવર્ધનરામ અને મણિલાલ જેવા નડિયાદના સાક્ષરોનુ કાર્ય સમાન્ય છે મસ્તકવિ બાલાશકર કથારિયા પણ આ જ યુગના અને નડિયાદના તે યુગના ગુજરાતી સાહિત્યમા મસ્ત રગના કવિઓનો નોંધપાત્ર ફાળો છે તેવા કવિઓ છે બાલાશકર, કલાપી ત્રિભુવન પ્રેમશકર અને સાગર (જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી) તેમા પણ સમયની દૃષ્ટિએ બાલાશકર પહેલા આવે તેમનુ કાર્ય પણ તે જ રીતે પ્રથમ ગણાતુ છે

કવિના પિતા શ્રી ઉલ્લાસરામ કથારિયા મામલતદાર હતા કવિની આર્થિક સ્થિતિ આ રીતે સારી હતી તેથી તે લાડમા ઉછરેલા અને પ્રકૃતિએ મસ્ત પણ બનેલા તેમના વ્યક્તિત્વમા પણ રગ મુખ્યત્વે જોવા મળે છે નીડરતા, નિખાલસતા અને મસ્તી તેના મૂળ તેમના કુટુબના વશપરપરાગત સસ્કાર અને તેમના ઘડતરમા છે શ્રી પ્રાણશકર કથારિયા તેમના કુટુબ વિશે એક વિશિષ્ટ વાત નોંધે છે[1] તદનુસાર તેમના વશમા એક સતી થઈ ગઈ છે તેમની દેરી હજી પણ

1 આપણે ગામ મા.

ખોડિયાર માતા પાસે, નડિયાદમા, બનાવવામા આવે છે તે વિષેની હકીકત આમ નોંધાઈ છે

નડિયાદના સાઠોદરા નાગર ગૃહસ્થોમા એક ખુશાલચંદ ઈંગ્રેજી રાજ્ય અમલ પહેલાના હતા વડનગરા નાગરોમા પણ તે વખતે શરાફની પેઢી ગોકુળજી કાશીનાથની હતી આ ખુશાલચંદની પેઢીનો સબંધ છેક બુંદીકોટા સુધી પણ હતો ખુશાલચંદનુ ખૂન કોઈ દેવાદારે બુંદીકોટામાં કર્યું અને તેમના શબને એક કુંભારની કોઢમા દાટી દીધુ તેમનાં પત્નીને આ અનિષ્ટ બનાવની ઝાંખી સ્વપ્નમા થતા તે ઝબકીને જાગ્યા. ત્રણ પુત્રોની માતા આ બાઈ ઉમરલાયક અને સમજુ હતા તેમને સત ચડ્યુ સગાંવહાલાંઓએ રોકવા-સમજાવવા છતા તે માન્યા નહિ તેમના પતિનુ ખૂન કેવી રીતે કયા કરવામા આવ્યુ છે અને શબને કયા દાટવામા આવ્યુ છે તેની નિશાની મેળવી પોતે તેમની પાઘડી ખોળામા લઈ સતી થયા તપાસ કરતા તે હકીકત સાચી નીકળી આ ખુશાલચંદ તે કવિના વૃદ્ધ પ્રપિતામહ થાય[૨] આ હકીકત શ્રી પ્રાણશંકરને તેમના વૃદ્ધ માતુશ્રી તરફથી જાણવા મળેલી

કવિના પિતાશ્રી એક અમલદાર હતા શ્રદ્ધાળુ હતા ઉત્તર ભારતમાં કે અન્ય સ્થળે પ્રવાસમા કોઈ સન્યાસીના કહેવાથી તે ઉપાસક બન્યા હતા તે શાક્ત અદ્વૈત વેદાન્તમા માનતા શંકરાચાર્યના અદ્વૈતમા અને આ સિદ્ધાંતમા તફાવત છે શંકરાચાર્યના મત મુજબ બ્રહ્મ એ જ સત્ય છે અને બીજુ બધુ માયા છે પણ શાક્ત વેદાન્ત તો જગતને સાચુ માને છે શિવ અને શક્તિ એક દાનના બે પાસા જેવા અભિન્ન છે અને તેમના સહયોગથી વિશ્વ ઉલ્લસે છે શક્તિના સહયોગ વિના એકલા શિવ તો નિષ્ક્રિય

૨ ૧ હિલાલ શતાબ્દિ ગ્રંથ અગામી તથા પદ્યા કવાન્ત કવિ પ્રસ્તાવના પૃ ૮

છે અને વિશ્વનુ સર્જન કરી શકતા નથી આ શક્તિ તે જ ચિતિ તે વિવિધ રૂપે વિશ્વમા પ્રગટ થાય છે વિશ્વના વ્યવહારોની પળપળની શક્તિ પણ તે જ છે તે જ ચિતિ પણ છે આ શક્તિની દક્ષિણમાર્ગી ઉપાસના બાલાશંકરના કુટુંબમા હતી તેમના પૂર્વજોમા અર્જુનલાલ અને ઉલ્લાસરામે આ ઉપાસના સ્વીકારી હતી આ દક્ષિણમાર્ગી ઉપાસના વિદ્યાવૃદ્ધિ કરનારી મનાય છે અર્જુનલાલે તો પોતાના પૂર્વજોની ખડકીમા અર્જુનેશ્વર મહાદેવની સ્થાપના પણ કરાવેલી

આ ઉપાસના ઉપરાંત શ્રી ઉમાશંકર જોશી નોંધે છે તેમ એમના કુટુંબમા પીરની ઉપાસના પણ હતી તેમના વખતમાં વીરપુરથી એક પીરનો દીવો તેમને ત્યા આવેલો કવિ સંધ્યાકાળે તે પેગની લોબાનનો ધૂપ કરી તેના આગળ ધ્યાન કરવા બેસતા બાલા અને ત્રિપુરા એ શક્તિનાં નામ ઉપરથી તેમનું નામ બાલાશંકર અને તેમના પુત્રનુ નામ ત્રિપુરાશંકર પાડવામાં આવ્યુ હતુ

આમ કવિના જીવનમા નાગરોને સહજ એવા શિવશક્તિ-ભક્તિ અને પીરની ઉપાસનાના રંગો ભળેલા છે તેમાથી આ શક્તિ-ભક્તિ અને સૂફીમતના તત્ત્વો તેમના કલા-સર્જનમા પણ ઊતરી આવ્યા લાગે છે. ધાર્મિકતા નિર્ભેળીનતા નિખાલસતા, ભક્તિ અને મસ્તીના સંસ્કાર સંજોગોની પાછળ આ ઇતિહાસ પડેલો છે

કવિના વ્યક્તિત્વને આ ઉપરાંત તત્કાલીન બીજા બળો પણ અભ્યાસે ઘડયુ છે તે જમાનામા દલપતરામની કવીશ્વર તરીકેની ખ્યાતિ મધ્યાહ્ને હતી કવિ તેમને પોતાના કાવ્યગુરુ માનતા કવિતાનો શોખ તો તેમને નાની ઉંમરમાથી જ સુરત તરફ તે ગયેલા ત્યારે લાગેલો પણ તેને પરિષ્કારવાનુ, પિંગળનો વ્યવસ્થિત અભ્યાસ કરવાકું

કામ તો તેમણે કવિ દલપતરામ પાસે જ કર્યું છે. તે દર રવિવારે એ માટે અમદાવાદ જતા; એવો તો તેમનો ઉત્સાહ હતો. તે વખતે સમયરંગ મિત્રોનું નડિયાદમાં એક મંડળ હતું; મણિલાલ અને બાલાશંકર એમાં મુખ્ય હતા એમની મૈત્રી ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં જાણીતી છે. તેમાં જે ભરતીઓટ આવ્યા તે પણ સાહિત્યરસિકોને વિદિત છે. નાની વયમાં જ સ્વસુધારક, પ્રાર્થનાસમાજ અને સાઠોદરા જ્ઞાતિ શુભેચ્છક સભાની આ મિત્રોએ સ્થાપના કરેલી તે જમાનાના વાતાવરણ અને આ મિત્રોના ઉત્સાહનો ખ્યાલ આથી આવે છે.

આ ઊર્મિશીલતા મસ્તી અને ઉપાસનામાં વિદ્યાભ્યાસંગ અને કવિતા-શોખ ઉમેરાય છે પણ સમૃદ્ધ પિતાના લાડકા સંતાન તરીકે ઉછરેલા કવિનો અભ્યાસ શાળામાં તો વ્યવસ્થિત બન્યો નહિ પોતાના ઉમંગ, ઉત્સાહી શોખ અને પિતાની અસર નીચે જે થયું તે થઈ શક્યું. દલપતરામની અસર નીચે કદાચ, કીડાકવિતા વ્રજભાષામાં રચનાનો શોખ લાગ્યો અને નૃત્ય સંગીતનો શોખ સ્વભાવની વિશિષ્ટતાને કારણે ખીલ્યો હોય; પણ કવિ આ બાબતોના શોખીન હતા તે સ્પષ્ટ છે તે મસ્ત અને સ્વતંત્ર મિજાજી હતા તે સાથે જ મનમોજી હતા એક ને એક કામ, તેમના પર લાદવામા આવે અને કરવું માટે કરે તેવું તેમની વૃત્તિમાં ન હતું. તેમના પિતા ફારસીના સારા પિતા હતા. કવિ પણ ફારસીના સારા અભ્યાસી હતા તેમને તેનો શોખ હતો, સિક્કાઓનો પણ શોખ હતો. ૧૮૮૧-૮૨મા તેમણે થોડા કસ્ટમ ખાતામા, તથા કારકુન તરીકે નોકરી કરી હતી નર્મદા કિનારાના સ્થળોનો ઇતિહાસ એકઠો કરવાનો હતો ત્યારે સરકારે તેમની સેવાની માગણી કરી હતી. તેમ કરતાં તેમને વિષે જે લખવામા આવતુ હતુ તે આ

This young man (Balashanker) inherits from his father a great taste for languages He is well acquainted with Gujarati, Brij, Persian, Urdu, Sanskrit and English. He has a taste for Archa-

eology and has already deciphered inscriptions. He knows how to transfer facsimiles of inscriptions to paper. It seems a pity to me that the valuable and uncommon talent of Mr Bala shanker, should not be utilized" અને એની સેવાઓનો સરકારે ઉપયોગ કર્યો પણ હતો. આ ઉલ્લેખ કવિના વ્યાખ્યાનને એક અગ્રેજે આપેલી અંજલિ-તેમને વિશે ઘણું કહી દે છે.

આવા કવિને ઠરીને બેસવાનું ન ગમે તે સમજાય તેવું છે. નોકરી કરતા જે એકધારું કાર્ય કરવાનું આવે છે તેનો તેમને ભારે કંટાળો હતો. એમણે કહેલું

ધરિયા શીદ આ રકજારકમાં?
ધરિયા પ્રભુ કાં નહી પાવકમાં?

તેથી તેમણે ઠરીને નોકરી કરી નથી. તેમની તરલ મનોવૃત્તિ અને મસ્ત પ્રકૃતિ નવનવા રંગો ધારણ કરી હતી. પિતા સાથે ઉત્તર ભારતની યાત્રાએ ગયેલા ત્યાં પણ દેવદર્શન કે તીર્થસ્નાન કરતા તેમને ત્યાંના કવિઓ, વ્રજભાષાની કવિતા, પિંગલ આદિમાં વધારે રસ હતો. એટલે નોકરીમાંથી તેમણે પિતાના અવસાન પછી રાજીનામું આપેલું. કવિને સાહિત્યવિષયક ઉત્સાહ ઘણો હતો. તેમણે સાહિત્યની ઉન્નતિ માટે પ્રયત્નો પણ કરેલા છે. તેમણે ભારતીભૂષણ નામે સામયિક ગ્રંથ જેવું શરૂ કરેલું. તે પહેલાં તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી રહી ચૂકેલા અને બુદ્ધિપ્રકાશનું સંપાદન થોડો વખત કરેલું. ભારતીભૂષણમાં પોતાની કૃતિઓ ઉપરાંત તેમણે બીજાઓની કૃતિઓ પણ પ્રગટ કરેલી છે. જેમ ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રમાં દેશના ઉદ્ધાર માટે સરસ્વતીચંદ્ર પાસે કલ્યાણગ્રામની કલ્પના કરાવી છે અને તેમાં વસનાર દેશ અને રાષ્ટ્રહિતના

ચિતકો તથા સાહિત્યના વિદ્યાના અને ઉદ્યોગોના વિકાસને વેગ આપે તેવું કલ્પ્યું છે તેમ કવિને પણ એક કવિલોકની કલ્પના હતી ત્યા વસનારા કવિઓ સુખપૂર્વક જીવન ગુજારી શકે અને સાહિત્યની સેવા કરી શકે તેવું કાંઈક કરવાનો તેમનો મનસુબો હતો એ માટે ધન તો જોઈએ જ. મનોહર વાતાવરણ, શાંતિ અને નિરાંત જોઈએ તે પૂરાં પાડવા માટે કવિના મનમાં જાતજાતની યોજનાઓ The Iron and metal factory નામે એક લોઢાનુ કારખાનું શરૂ કરેલું તેમા ઉદ્યોગોના વિકાસનો ખ્યાલ તરી રહેલો હતો જ, પણ તેમાથી પુષ્કળ ધન કમાઈને પોતાની કવિલોકની કલ્પનાને મૂર્ત કરવાનો પ્રયાસ પણ હતો. પણ સ્વપ્નસેવી કવિ પાસે તે પ્રકારના સાહસને સફળ મનાવવા જે પ્રકારની વ્યવહારકુશળતા અને વેપારી બુદ્ધિ જોઈએ તે કયા? તે તો ઉદાર, અને વિશ્વાસુ હતા બીજા ઉપર પણ તેમણે એ જ રીતે વિશ્વાસ રાખેલો તેનુ પરિણામ પણ સ્વાભાવિક રીતે જે આવવુ શકય તે જ આવ્યુ. ભારે ખોટ ભોગવવાની આવી. એ કાવ્યમય ધનવ્યય અને રામમોહનરાય દેસાઈ કહે છે તેમ જીવનવ્યયનું પરિણામ કાંઈ જ ન આવ્યુ કવિ ભારે આર્થિક મુશ્કેલીમાં આવી ગયા અને ફરી નોકરી કરવાની જરૂર ઊભી થઈ તે વખતે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં અને પછી એક વર્ષ વડોદરા કલાભવનમા તેમને કામ મળેલુ પણ ફરીને પણ તેમણે તે જ પ્રકારનું કારખાનુ મોટા પાયા પર ઊભુ કર્યું અને પહેલા મળેલા અનુભવનો ઉપયોગ કરીને કવિ તેને સગીન પાયા પર મૂકી શકે તે પહેલાં તો ૧૮૯૮માં મરકીએ તેમના જીવનનો અંત આણ્યો.

કવિના જીવનમા આ અનુભવે ઘણો વિષાદ ઉપજાવ્યો લાગે છે. તે મસ્ત પ્રકૃતિના હતા અને આવા વિષાદના પ્રસંગોને ઘોળીને પી જાય તેવા હતા. છતાં જીવનની વાસ્તવિક હકીકતોની અસર કોઈક રીતે અને કયારેક તો થાય જ છે તેમના

ઉડો નાદાનપન બુલબુલ,
રહો ગુલઝારમા ના ના,
વફાઈ એકપણ ગુલની
દીઠી જગ પ્યારમા ના ના, જેવા કાવ્યમંમાં કે,
ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સહેજે,
ગણ્યું જે પ્યારું પ્યારાએ અતિ પ્યારું ગણી લેજે

એ પંક્તિઓમાંથી શરૂ થતા કાવ્યમા આ અનુભવનો પડઘો પડ્યો હોય તે શક્ય છે કવિની કવિતાકલી કલ્પના મૂર્ત ન થઈ શકી એ ખરું, પણ તેમનું માનસ તે બરાબર પ્રગટ કરે છે સાહિત્યના ઉત્કર્ષ માટે જે યોજના તેમણે વિચારી તેની મૂર્ત કરવાને ધન જોઈએ તે મેળવવા તેમણે કેટલું મોટું જોખમ ખેડ્યું તે બતાવે છે

ઉદાત્તતા અને પ્રેમ એ કવિના બે મહત્ત્વના ગુણો છે જેમ મણિલાલે અભેદાનુભવને આત્મકલ્યાણ માટે આવશ્યક માન્યો, તેમ આ કવિએ પ્રેમને માન્યો, ને તેથી જ તેમણે જે અનુવાદો કર્યા છે તે પણ સૂચક છે મણિલાલે ઉત્તર રામચરિત, માલતીમાધવ, મહાવીર ચરિત અને લોર્ડ લિટનના ઝેનોનીનો ગુલાબસિંહ નામે અનુવાદ કર્યો, તેમા તેમની રુચિનો પડઘો પડ્યો છે દાંપત્ય પ્રેમ અને પ્રેમની મધુરતાનો તેમનો ખ્યાલ વ્યક્ત કરતી આ કૃતિઓ છે બાલાશંકરે તે જ રીતે મૃચ્છકટિકનો અનુવાદ કર્યો છે તેમા ચારુદત્ત અને વસંતસેનાની પ્રેમકથા આવે છે આ ચારુદત્ત ઉદાર વ્યાપારી હતો તેની ઉદારતા, કલાપ્રેમ આદિને કારણે તે શરદઋતુના વાદળની દશાને પામ્યો હતો, તેથી જ તેના વ્યક્તિત્વ પ્રત્યે કવિને આકર્ષણ થયું હોય એમ લાગે છે જો કે ચારુદત્તની પ્રત્યેક વાત જેમ કે વસંતસેનાનો પ્રેમ કવિને લાગુ પાડવાની આવશ્યકતા નથી, તેમાં ઔચિત્ય પણ નથી.

કવિને, આગળ જોયું તેમ ઊગતી વયે જ ઘણા મિત્રો હતા.

'ઉપરાત તેમના પત્ની મણિગૌરી અત્યંત સુંદર, પ્રેમાળ અને વિનોદી સ્વભાવના હતા કવિનું એ સદ્ભાગ્ય જ ગણાય. તેમના જીવનમાં પ્રેમનો આ આનંદ તેમને ભરપૂર જોવા મળ્યો હોવાની સહજ કલ્પના થઈ શકે છે મિત્રોમા મણિલાલની સાથે તેમનો સંબંધ ઘણો ગાઢ હતો તે સબંધ કેટલીક ગેરસમજ અને કેટલીક અંશે દુષ્ટતાથી તૂટયો હતો તેમના એક સામાન્ય પારસી મિત્રે એક વિક્ષેપ ઊભો કર્યો કવિએ પોતાના ગાઢ મિત્ર મણિલાલ સાથે પોતાની પત્નીનો પરિચય કરાવ્યો હતો જ આનંદવિનોદમા સમય પસાર થતો હતો, ત્યા પેલા પારસી મિત્રને દુષ્ટતા સૂઝી ગેરસમજ ઊભી થઈ અને મૈત્રી તૂટી મણિલાલ તો તેમા પેલાની દુષ્ટતાનો ભોગ થઈ પડયા હતા કવિનો દોષ તો હતો જ નહિ પોતાની ભૂલ સમજાયે મણિલાલે આ મૈત્રીને સાધવાનો ભારે પ્રયત્ન કર્યો, પત્ર વ્યવહાર પણ ચાલ્યો બાલાશંકરે પણ ઉદારદિલે બધી વાત વિસારે નાખી અને મણિલાલને એક સુંદર કવિતામા જવાબ આપ્યો

તેની તે સવૈયાની અંતિમ પંક્તિ આ છે

બાલ કહે નભુલાલ કે લાલ
બુઝી લે તિહારો તિહારો તિહારો

આ સબંધમા અને આ પત્રવ્યવહારમા કવિના કોમળ મૈત્રી-સબંધના આછા ઘેરા રંગ અને ઊર્મિના તોફાન નજરે ચડે છે. મણિલાલે ૧૮૭૬મા શિક્ષાશતક નામે કૃતિ પ્રગટ કરેલી તે 'પ્રેમના આવેશમા' બાલાશંકરને અર્પણ કરેલી આ સબંધ વસધાયો તે હકીકત શ્રી અંબાલાલ બાલકૃષ્ણ પુરાણીએ 'મણિલાલ નભુભાઈનુ જીવનચરિત મા નોંધેલા બે મિત્રો વચ્ચેના પત્રો પરથી સ્પષ્ટ થાય છે પોતાના ગાઢ મિત્રની વ્યાવહારિક અવદશાથી મણિલાલને થયેલો ખેદ, તેમણે રાજસ્થાનમા રહેતા બાલાશંકરને નડિઆદ આવવા લખેલો

પત્ર અને બાલાશંકરે લખેલો તેનો પ્રત્યુત્તર દેની સાક્ષી પૂરે છે. ૧૮૯૫માં મણિલાલે લખેલા પત્રના જવાબમાં કવિ લખે છે:

બેરુબાગ, જોધપુર,
તા-૩૦-૧૦-૯૫

" મિત્ર તું મને નડિયાદ બોલાવે છે!!! શું સુખ પમાડવા!!! શરીરમાં શેરેક રક્ત રહ્યું હશે તે પણ હવે બાળી નાંખવા નડિયાદમાં આવું! નડિયાદનું મારું દૈવ ફૂટેલું છે અને હું પણ તેમજ ચાહું છું. મારી પીડાએ કંઈ મારી જાણમાં નથી તેમ નથી. પરંતુ જ્યાં દવા જ દુશ્મન થઈ છે ત્યાં શું વળવાનું? હા, થોડેક દિવસે આશીશ, પણ તે જે કંઈ રહ્યું છે તેની વાની વાળવા, સ્મશાનભૂમિમાં આવીને એક જણ ચાલ્યો જાય તેમ ઉતરો આવવાનો જ છું; પછી જ્યાં નસીબ દોરશે ત્યાં ખરું. જ્યાં કંઈ પણ સહાય નહિ ત્યાં શું થઈ શકશે? પ્રભુ હજાર હાથનો ધણી છે. તે કોઈ વખત પણ એકાદ હાથ લંબાવશે જ. ઉલટું અવલંબન તેનું જ છે. છતી મિલકત તેમના હાથમા આવ્યા છતાં હું ભિખો કેમ ફરું છું? મારે જ લોકો મને દુઃખ દે અને મને મિલકત ઉપર પણ નાણું ન મળે. એક કમાણ ગામના કોળીને પણ મિલકત ઉપર નાણું મળે અને મને ન મળે. ત્યારે બહેતર જ છે કે સરકાર જ મારી વ્યવસ્થા સારી કરશે અને મારું પ્રમાણિકપણું જાહેર કરી બધી વ્યવસ્થા એક રિસીવરને સોંપવાની કરીશ તો બહુ સારું છે ઈશ્વર દુષ્ટોનો સંગ, તેમનું નામ, તેમનુ ગામ, સ્મરણ સર્વ કંઈ હવે મારી પાસે ત્યાગ કરાવે તો સારું.

" આ લાગણી, તું મિત્ર છે, હૃદય છે અને તને મારી લાગણી થાય છે તે મેં પરોક્ષ તેમ અપરોક્ષ સિદ્ધ કરી છે અને તે લાગણીને લીધે તું મને વારવાર નડિયાદ બોલાવી નડિયાદનું

સ્મરણ કરાવે છે ત્યારે તે બેશક જીવવાને પાત્ર તું જ છે તેમ મારી લખ્યું છે—તેમાં કંઈ ખોટું લાવીશ નહિ."

આ કરુણ ઊર્મિસભર પત્ર બાલાશંકરની તે વખતની વ્યાવહારિક તથા માનસિક સ્થિતિનું ચિત્ર આબેહૂબ રજૂ કરે છે. મણિલાલ સાથેનો તેમનો સંબંધ, પ્રેમ અને લાગણી પણ દર્શાવે છે. બાલાશંકરના અવસાન પછી તરતમાં જ મણિલાલે કલાપીને લખેલો પત્ર અને તેનો જવાબ પણ આ વાતનું સમર્થન કરે છે. કલાપી મણિલાલના પત્રના ઉત્તરમાં લખે છે :

"આપે કહેલાં પુસ્તકો લાવી જોઈને વાંચીશ બાલાશંકરને હું મળ્યો નથી, પણ આપે એમનું જે વર્ણન આપ્યું હતું તે પરથી તેમના ઉપર મારી કાંઈ મમતા હતી. હાલ તો તેના બધા કાવ્યો છપાઈ શકે તેવી ગોઠવણ થાય તો તેના કુટુંબને કાંઈક ટેકો મળી શકશે એમ કરતા શું ખર્ચ થાય તે લખશો, તો હું એકલો નહિ તો બે ત્રણ જણ થઈને પણ તેની ગોઠવણ કરી શકીશું"

કલાપીના પત્રો-

કલાન્ત કવિ—અર્ધી સદીનો દેશવટો પૃ-૧

આમાં મણિલાલ અને કલાપી બેઉની બાલાશંકર વિષેની લાગણીનાં દર્શન થાય છે પણ આવું કાંઈ બને, ૧૮૯૮માં બાલાશંકરનું અવસાન થયું ત્યાર પછી પણ કંઈ બને તે પહેલાં તો, મણિલાલનું પોતાનું પણ અવસાન થયું! સુદર્શનમાં મણિલાલ પોતાના બાલમિત્ર વિષેની અવસાન નોંધમાં જે અંજલિ આપે છે તે પણ બાલાશંકરના વ્યક્તિત્વ અને કાર્ય વિષે ગુજરાતના એક સમર્થ વિવેચક સાહિત્યકાર અને આત્મીય મિત્રના અભિપ્રાય તરીકે નોંધપાત્ર છે

"ગુજરાતી, હિન્દી, અંગ્રેજી, સંસ્કૃત, ફારસી, અરબી એટલી ભાષાઓનું સારું જ્ઞાન ધરાવી ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી વાચનની ઉન્નતિ માટે એમણે જે જે યત્નો કર્યા છે તે સર્વને સુવિદિત

છે. ભારતી ભૂષણમા જ્યારે તે પોતાની સાહિત્યભાવના વિસ્તારી રહ્યા હતા ત્યારે 'ઇતિહાસ માળા' મા તેમણે પોતાના ફારસી જ્ઞાનને આધારે ગુજરાત અને હિંદુસ્તાનના ઇતિહાસની ખરી હકીકત બહાર લાવી ઐતિહાસિક ચર્ચાનાં સપ્રમાણ ધોરણો સમજાવવાનો યત્ન આરંભ્યો હતો પ્રાચીન સિક્કા અને લેખો વિવેકવાનો અને તે ઉપરથી અનુમાન કરવાનો પણ એમને એટલો બધો શોખ હતો કે તેમાં પણ કાવ્ય અને દ્રવ્યનો ઘણો વ્યય-રી ઇતિહાસના કામને ઉપયોગી હકીકત મેળવ્યા કરતા પ્રખ્યાત કવિ હરિશ્ચંદ્રની 'ચંદ્રાવલી' નાટિકાનો તેમ 'દેવીદાસ રાજનીતિ'નો રમ ગુજરાતીમા આણવા ઉપરાંત શૂદ્રકના 'મૃચ્છકટિક'ને એવી સારી રીતે તેમણે ગુજરાતીમા મૂક્યું છે કે તે અદ્યાપિ પણ અતિ લોકપ્રિય છે 'સાહિત્ય સિંધુ' જેવો ગુજર સાહિત્યમા એક અપૂર્વ ગ્રંથ ઉપજાવવાનો મહાયત્ન જેમ તેમણે આરંભેલો આપણે ભારતીભૂષણમા જોઈએ છીએ, તેમ તેમના ખાનગી લખાણોમાથી એક એક કરતા વધારે ઉપયોગી ભગીરથ પ્રયત્ન તેમણે એકલાએ ઉઠાવેલો આપણને સમજાય છે શાસ્ત્રમાત્રના પારિભાષિક શબ્દોનો એક સર્વસંગ્રહ (સાઈક્લોપીડિયા) તેમણે રચવા માડ્યો હતો સર્વ કરતા મુખ્ય તો તેમની અતિ આકર્ષક અને લાવણ્યમયી અતિ મધુર પ્રાસાદિક કાવ્યરચના જ તેમનુ નામ અમર કરી શકે તેવી છે."

(૧)

આ પણ એકેના સબંધોનો યથાર્થ ખ્યાલ આપે છે

કવિના ભારતીભૂષણમા માત્ર તેમની જ નહિ પણ અન્યની કૃતિઓ પણ પ્રગટ થતી એમ શ્રી ઉમાશંકર જોશી નોંધે છે સાહિત્યના વિવિધ સ્વરૂપોને સમૃદ્ધ કરવાનો એ કવિનો પ્રયત્ન મહાન હતો ટાંચા સાધનો અને અનેક મુશ્કેલીઓ વચ્ચે પણ તેમણે જે કર્યું છે તે ખરેખર આદરને પાત્ર છે તેમના કાર્યમાનુ, જેવો

મણિલાલ ઉલ્લેખ કરે છે તેમાંનુ ઘણુ તો પ્રાપ્ય પણુ રહ્યુ નથી; છતાં જે છે તે પણુ તેમના અભિનિવેશનો ખ્યાલ આપવા તો પૂરતું છે.

કવિએ ઘણા સમર્થ સાહિત્યકારોને પોતાના તરફ આકર્ષ્યા છે અને તેમણે તેમના સર્જનને પ્રગટ કરવાની ઈચ્છા બતાવી છે તે પણુ નોંધપાત્ર છે. કવિને માટે તે પણુ એક પ્રશસ્તિ રૂપ છે. શ્રી ઉમાશંકર જોશી એવા પ્રયત્નોની કલાન્ત કવિની પ્રસ્તાવનામાં નોંધ લે છે તે ઉપરથી મણિલાલ, કલાપી, રામનારાયણ પાઠક, રસિકલાલ છો. પરીખ, અનંતરાય માધવજી દવે, બલવંતરાય ઠાકોર, નર્મદાશંકર દેવશંકર મહેતા, કવિ નાનાલાલ, ચૈતન્યપ્રસાદ દિવાનજી, જેવા આ કાર્ય તરફ આકર્ષાયા છે અને તેને પ્રકટ કરવાના વિચારો કરેલા છે. તેમાના એક બે તો કાર્યાન્વિત પણુ થયેના છે નડિયાદે મણિલાલ અને બાલાશંકર કથારિયાની શતાબ્દી ઉજવવાનો ઉપક્રમ કર્યો ત્યારે પ્રા. ડૉ અનામી અને પ્રાધ્યાપક રામચંદ્ર ના. પંડ્યાએ એક સ્મારક ગ્રંથનુ સંપાદન કર્યું છે, તેમા પણુ કવિ વિષયક અભ્યાસ લેખ અને તેમની કેટલીક કૃતિઓનુ સંપાદન થયાં છે. આ લેખ પણુ એ જ પ્રયત્નનુ અંગ છે આમ બાલાશંકરના વ્યક્તિત્વ અને સર્જનનુ વિવિધ રુચિવાળા અભ્યાસીઓને જે આકર્ષણુ રહ્યુ છે તે પણુ તેમના વ્યક્તિત્વ અને સર્જનની આકર્ષકતાનો ખ્યાલ આપે છે. મણિલાલ ગુલાબસિંહમા એક સ્થળે લખે છે. 'માનવીના આચાર ક્ષણિક છે, તેના વિચાર અમર છે' એ વાત જેટલી તેમને લાગુ પડે છે તેટલી કવિને પણુ લાગુ પડે છે.

બાલાશંકરમા પણુ આજની દૃષ્ટિએ દોષ લાગે તેવુ કાંઈ જ ન હતુ એમ તો નહિ છેવટે તો એ રુચિભેદનો પ્રશ્ન છે કોઈ તેને દોષ ગણે, કોઈ ન પણ ગણે. તેમને પણુ વ્યસન હતુ અને તે જમાનાનો

વિચાર કરીએ છીએ ત્યારે તેમાં કશું અસામાન્ય નથી લાગતું. વ્યસન હતું એ વાતના કરતાંયે વધારે મહત્ત્વની વાત તો તેમને તે વ્યસન ખરાબ છે એનું ભાન હતું, તે પસ્તાવો કરતા અને જુવાનોને પોતાના ઉદાહરણથી ચેતવતા તે વાત છે પણ જેટલું મહત્ત્વનું છે તેના કરતા વધારે તો પતનનું ભાન થવું અને તેમાંથી છૂટવાનો, ન છૂટાય તો તેનો સ્વીકાર કરવાનો અને બીજાઓને ચેતવવાનો પ્રયત્ન મહત્ત્વનાં છે

## સર્જન

બાલાશંકર મુખ્યત્વે તો કવિ છે તેમણે સાહિત્યના ઘણા પ્રકારો ખેડ્યા છે કાવ્યો ઉપરાંત અનુવાદો, ઇતિહાસલેખન, પત્રો અને વિવરણાત્મક પદ્ધતિની સાહિત્યચર્ચાનો પ્રયત્ન કરેલો છે તે ઉપરાંત બુદ્ધિપ્રકાશ અને વિશેષે તો ભારતીભૂષણ જેવા સામયિક ગ્રંથ શ્રેણીના પ્રકાશનું સંપાદન સંચાલન કરેલું છે 'સતી' નાટક, મૃચ્છકટિક અને કર્પૂરમંજરીના અનુવાદો, ઇતિહાસમાળા, હાફીઝમાંથી અને વ્રજભાષામાંથી અનુવાદો આવા પ્રયત્નો છે તે ઉપરાંત તેમનાં કાવ્યો શ્રી ઉમાશંકર જોશીના સમર્થ પ્રયત્નને કારણે તે હવે સુપ્રાપ્ય બન્યાં છે તે યોગ્ય જ કહે છે કે ૧૯૪૨ સુધીનો અર્ધીસદીનો દેશવટો—જે કવિને મળ્યો ગણાય છે તે ખરું જોતાં તેમને નથી મળ્યો પણ આપણી રુચિ જ તેટલો વખત તેનાથી વંચિત રહી છે એટલે આપણને જ મળ્યો છે ' ઓગણીસમી સદીના ઉત્તરાર્ધના કવિઓ બાલાશંકર અને મણિશંકર, ' કલાન્ત અને કાન્ત। બાલાશંકરના સુખદ લલકાર અને કાન્તનું કમનીય કૂજન ગુર્જર કાવ્યવાટિકામાં કદી શમનાર નથી. એક આપણી ગિરા ગુર્જરીનો મૂર્તિમંત વિપ્રલંભ શૃંગાર છે, બીજો સાક્ષાત્કરણ છે માનાશંકરના વિરહાલાપમાં એક પ્રકારનું ઊંડું સત્ત્વ છે એટલું વિશેષ છે" (પ્રસ્તાવના પૃ ૪૮)

કવિની કવિતા ત્રણ વિભાગમાં વહેંચાઈ જાય છે

૧ કલાન્ત કવિ અને સૌંદર્યલહરી જેવાં દીર્ઘ કાવ્યો

૨ ગઝલો

૩ પ્રકીર્ણ રચનાઓ

તે ઉપરાંત અનુવાદો, વ્રજભાષાની કવિતારચનાઓ પણ નોંધપાત્ર છે

આમાં 'કલાન્ત કવિ' કાવ્યથી જ કવિ સૌથી વધારે પ્રસિદ્ધિ પામ્યા છે આ સો કડીનું કાવ્ય વિપ્રલંભ શૃંગારનું કાવ્ય છે પણ તેમાં કવિનું દર્શન અને સાધના પણ પ્રગટ થયાં છે કવિ શાક્ત વેદાન્તના ઉપાસક હતા અને શિવની શક્તિ-જે વિના શિવ પણ કશું જ કરી શકતા નથી-ની ચિતિ ઉપાસના કરતા આ કાવ્યમાં એક સાથે ત્રણ અર્થને સમાવવાનો કવિએ પ્રયત્ન કરેલો છે તેમાં ચિતિ તે જેમાં પ્રગટ થાય છે તેવી પ્રિયતમા, જે તેમની પત્ની પણ હોઈ શકે, અને કવિતા એ ત્રણેને લાગુ પડે તેવી રીતે અર્થરચના કરેલી છે કવિ પોતે, તેમ છતાં કહે છે

હરી જો શૃંગારી કવન સમજે તે યુવતિનું,
કવીતા વીનાસી જન સમજશે તે કવિતનું
હરી જો વૈરાગી પ્રકરણ કરશે મોક્ષપદનું,
ખરું શું છે તે તો સરસ મન મારે સમજું છું શ્લોક ૯૫.

આમાં આ ત્રણે અર્થ શક્ય છે એમ અહીં કવિ પોતે જ સૂચવે છે પણ ખરેખર શો અર્થ છે તે તો અનુક્ત જ રાખે છે. અને ભાવકને જાણે કે પડકાર કરે છે કે તેનો ખરો અર્થ શો છે તે તો માત્ર હું જ સમજું છું બાકી સમજનારા તો પોતપોતાની રુચિ પ્રમાણે તેને સમજવાના, અને પરિણામે થોડો ગોટાળો અને ગેરસમજ પણ થયેલા ગુજરાતના પ્રથમ સમર્થ વિવેચક નવલરામને

આમા પરકીયા પ્રેમનો ખ્યાલ આવેલો અને તેમણે તેનું વિવેચન કરવાનુ જ માંડી વાળેલુ તે જ રીતે નરસિંહરાવ પણ જાણે—ભલે ત્યારે કવિને ખરુ શુ છે તે ન કહેવુ હોય તો!—આવુ કંઈક લખી ગયા છે સુંદરમ્ કહે છે કે કાવ્ય સમર્થ હોવા છતા આ વિવિધ અર્થોનો બધે સરખી રીતે નિર્વાહ થતો નથી કવિ શ્રી ઉમાશંકરે પોતાની પ્રસ્તાવનામા આ સ્થિતિને સુનઝાવવાનો પ્રયત્ન કર્યો છે ચિતિ પ્રિયતમા અથવા સ્ત્રીરૂપે પ્રગટે છે, એને સંબોધીને કવિએ આ કાવ્ય લખ્યુ હોય એ શક્ય છે અને તે ચિતિ તેમની પોતાની પત્ની મણિગૌરીમા પણ પ્રગટ થઈ એમ તે માનતા હોય તે શક્ય હોઈ આને પરકીયા પ્રેમનુ કાવ્ય કરી તેનો કાંકરો કાઢી નાંખવો યોગ્ય નથી

કવિ આ કાવ્યમા પોતાની આવી પ્રિયતમાનો વિરહ ગાય છે. તે પોતાનો પરિચય આપે છે

પુરો પ્રેમાશી હુ, પ્રગટ મહી ચાતુર મહી
પુરે પ્રેમે પોખ્યો રમત મહી પ્રીતી નહિ વહી
વહ્યો નાના રંગે અનુભવ તરંગે રસ ઘણે,
ખેર ખોળી ખાતે, ખરિખલક ખેલ્યો પરિણમે.

શ્લો ૪

પછી તે પ્રિયતમાના પ્રેમનો પોતાને કેવો લલિત અને ઉદ્દામ અનુભવ થયો છે કેવા કેવા મનોહર સ્થાનો સમય અને સ્થળે થયો છે, તેનુ સૌંદર્ય કેવુ તો અલૌકિક અને મનોહર છે પોતાને તેનો વિયોગ થવામા પોતાની જ ભૂલ બેદરકારી અને વચનભંગ કેવા તો કારણ બન્યા છે—તેનુ કવિ-વિરહી કવિ-વર્ણન કરે છે તે વર્ણનમા—

ક્વચિત્ કેસૂડાની નવ કલિ કુસુમાંજલિભરી
ગુંથારે હે બાલે! અમન અલકે રંગી ભરી

વસતે એકાંતે રમણીય વનાંતે નિરજને
રમ્યો'તો હે કાંતે! સરસ નવ ક્ષાલે તુજ કને

શ્લો-૧૮

જેવા કુશળ કાવ્યકલા વ્યક્ત કરતા ચિત્રાત્મક શ્લોકો છે, તો

મને પૂર તારાં શશિ રવિ સ્તનોનુ સ્મરણ છે,
અહા! પૂર્ણિમાએ રમણીય પ્રદેશે વન વિષે,
ઉઘાડા મુક્યા'તા મદથિ છકિ નીરચલ કરી,
હરી'તી તે મારી હૃદય મતિને મોહિત કરી

શ્લો-૩૧

જેવા શ્લોકોમા ઉદ્દામ શૃંગારનુ નિરૂપણ છે, તો-

ખરી તુ તો મારા સરવ દુઃખની શાણી સજની

જેવી પંક્તિમા પ્રેમનો 'અદ્વૈત સુખદુઃખયો'નો આદર્શ પણ ચમકી જાય છે તેથી જ વિરહની વેદના પણ અસહ્ય બને છે, લોકો તેને સમજતા નથી—

વિના તારા કેવી વિતતિ મુજની ઘોર રજની,
કરે છે આ ભુંડા જન ગજસમી વાત રજની,
અરે તે શુ જાણે અકથ પિડ મારા મગજની?

શ્લો-૪૩

પોતે તેની સાથે કરેલા અનુપમ વિહારનુ વર્ણન તો કાવ્યના પૂર્વાર્ધમા ભર્યું પડ્યુ છે તે સાથે જ તેને પદે તો જે ઘેલો હોય તે જ 'પોચી' શકે તે વાત પણ કવિએ કરી છે

મને કીધો વાલો જનમથી છકેલો તવ પ્રિતે
ખરો ઘેલો હોયે તવ પદરજે પોચી જ શકે

શ્લો-૩૮

તે સાથે જ વિરહનુ વર્ણન પણ મળે છે (૫૨) કવિને બીજા કોઈ લોકની પરવા નથી તેને તો પ્રિયતમાના સહજ પ્રેમની

=સમાધિ લાગી છે, તેમા જ આનદ છે તે જ તેને માટે મોક્ષની નિસરણી છે તે તો તેની જ માળા ભજે છે

મને શ્વાસોશ્વાસે તુજ રટણ ચાલતુ સતત,
ધવાયા દેહાએ મનમ રૂપ થાતુ જ પ્રગણુ,
વડી મારે શીરે ઇશકધુનિ વાગી તુજ તણી,
ન કોઈ દેખતો જગમહિ રોકે તે જરિ હણી શ્લો-૫૫

તેને જ તેણે પોતાનુ જીવન અર્પી દીધુ છે

થયો જેવો તેવો, નહિ હુ તુજનો આશક ખરો,
તને અર્પ્યુ મારૂ જીવન, પ્રિતિનો કૉલ કરિયો
શ્લો-૧૧

તેમા જ તે રમમાણ છે તેના સિવાયની બીજી વાત કે વ્યાપાર તેને ગમતા નથી

મને તારા વીના નહિ જગત વ્યાપાર ગમતા,
સદા પ્યારી તારા મુજ હૃદય કલ્લોલ રમતા.
શ્લો-૧૨

તો એક સ્થળે તે કાવ્યનુ રહસ્ય, કાવ્યભાવનાનો તે જાણે ઇશારો કરે છે

પુરે પ્રેમે તારા ગલિત મનડે સ્વસ્થ જ થઈ
અલાપી મે તારા વિરહની વ્યથા જે અનુભવી

એમા ગલિત મન, અને સ્વસ્થતા, પોતાના અનુભવોને વ્યક્ત કરવા માટે, કવિ માટે અત્યત આવશ્યક છે એ સૂચન આવી જ જાય છે.

સૌદર્યલહરી જેવા વિખ્યાત અને અઘરા કાવ્યનો કવિએ અનુવાદ કર્યો છે જે કવિની શક્તિનો અને શિખરિણી છદ રના કવિના પ્રભુત્વનો એક સાથે ખ્યાલ આપે છે તેમજ બધી રચનાઓમા શાર્દૂલ, શિખરિણી વસતતિલકા સરસ રચના, માત્રામેળ

છંદો પરનો કાબૂ નોંધપાત્ર છે. જો કે આ અનુવાદમાં કવિ કેટલેક સ્થળે મૂળને બરાબર અનુસર્યા નથી તેમ શ્રી ઉમાશંકર જોષી તેમની બાલનંદિની ટીકામા નોંધે છે. પરંપરાગત દાર્શનિક માન્યતા પ્રમાણેનું શક્તિનું સુંદર રૂપવર્ણન તેમાં જોવા મળે છે, ઉપરાંત જે કૃતિમાં તેના દેહના અંગોનું વર્ણન પણ અલંકારયુક્ત અને કેટલેક સ્થળે ચમત્કારયુક્ત છે તે મૂળની ખૂબીને કવિ સારા પ્રમાણમાં ઝીલી શક્યા છે. આવો સમળ યત્ન આ પહેલાં બીજો થયો જાણવામાં નથી.

ગુજરાતી સાહિત્યમાં ગઝલનો પ્રચાર અને પ્રસાર કરવાની પહેલ કરનારાઓમાં મણિલાલ, બાલાશંકર અને કલાપીનું સ્થાન મહત્વનું છે. તેમાંય બાલાશંકરે મણિલાલને પણ આ સ્વાદ ચખાડેલો અને કલાપી તેમને અનુસર્યા છે. બાલાશંકરની ગઝલો તેમના સાહિત્યનો અમર ભાગ છે. તેની વિશેષતા નોંધપાત્ર છે. તે ફારસી અરબીના સારા વિદ્વાન હતા છતાં તેવા શબ્દોના ખડકલાને કારણે તેમની કૃતિઓ દુર્બોધ બની જતી નથી મોટે ભાગે, ગઝલનું બંધારણ સ્વીકાર્યાં છતાં તે સરલ પરિચિત શબ્દોમાં પોતાનો ભાવ પ્રગટ કરે છે. તેમાં પ્રેમ, મસ્તી, વિરહ વ્યાકુળતા અને ક્વચિત્ બોધ જેવા ભાવો પણ પ્રગટ થયા છે, એમા 'દીઠી નહી' દર્શનેચ્છા, કાવ્ય, મોહનમંત્ર, સલૂણોમંત્ર, સલામતી, ભણકારા, મનપ્રેમી, અલૌકિક બહાર, સૌંદર્ય, આશા, પ્રિયદર્શન, દરકાર, ખબર લે, કરે જો, દરદ દિલ જેવામાં પ્રણયનો ભાવ મુખ્ય છે. આશા, પ્રિયદર્શના આદિમાં ભક્તિના ભાવનો અણસાર પણ છે. આ કાવ્યોમા કવિની મસ્તી પણ નોંધપાત્ર રીતે વ્યક્ત થાય છે. આ બધાં કાવ્યો 'હરિપ્રેમપંચદશી' વિભાગમાં છે. તેમાં દરેક કાવ્યમાં પંદર કડીની સંખ્યા છે. જ્યારે કાવ્યોની સંખ્યા ૨૧ છે. આ કાવ્યોમાં કવિ જે આરાધ્યના પ્રેમની વાત કરે છે તે ચિતિ હોય એમ લાગે છે. એ પોતાની પત્ની કે—

પ્રિયામા વ્યક્ત થાય છે માટે આ ગઝલો પ્રેમની મસ્તી અને સ્વરૂપ-સૌંદર્યના વર્ણનની પણ બની છે આ વિભાગમા જ કવિનાં બીજા વિખ્યાત કાવ્યો પણ આવેલાં છે તેમાં 'મૂર્ખની મૂર્ખાઈ' કાવ્યમા પોતાના પ્રેમ માર્ગને જે સમજી શકતા નથી અને ટીકા કરે છે તેવા 'મૂર્ખ' લોકોની મૂર્ખાઈથી કવિ થાકે છે, 'શુ કરુ ' એમ પ્રશ્ન કરી —એ ફરિયાદ કરે છે ને કહે છે

> પુરિ પાન અતર ઉજ્જવળે રગી મદિરા પ્રેમનો
> મસ્તાન પાને સર્વદા સગિન મદિરા હુ શુ કરુ ?
> વ્યવહાર વિદ્યા શાસ્ત્રના પૂરાણુ દર્શન હુ ભણ્યો,
> ઇજિલ કુરાન ભણ્યો તથાપિ તેહને હુ શુ કરુ ?

કેમ કે તે આ પ્રેમના માર્ગમા કામ આવતા નથી પોતાને માર્ગે પોતે જાય છે તે માટે કાગારોળ કરનારને—

> ભવસાગરે તોફાન વાયુ ગર્જના ઘમઘોરમા
> ઉપર બેસી હસે ટિટોડી તેહને હુ શુ કરુ ? એમ વર્ણવે છે

પોતે મૂર્ખ માણસોને પોતાના માર્ગે બોલાવતા નથી, તે માત્રે તેમનુ જવાન લાવુ યે નથી, પણ 'જાય મૂરખ ના સિવો બુજ પથમા દ્દષ્ટિ કરે નહિ યાદિકો ન દે વાદિકો થાએ, પછી હુ શુ કરુ ?' ને ઉત્તરે કરે છે

> જહા મૂર્ખ રોગુ તાળિયો ત્યાં નહા મસ્તાન બાલ, 'શુ કરુ
> ફ યુ કરુ ? નરુ મૂર્ખમૂખદર્શન પરુ '

એમ માને છે, નિર્ણય પર આવે છે અથવા પોતે શુ કરે છે તે નિરૂપે છ

આ કાવ્યોમા કવિનુ કાવ્યસૌંદર્ય ખૂબ નોંધપાત્ર છે શાર્દૂલ વિક્રીડિત છંદમાં રચાયેલા આ કાવ્યમા કવિ પોતાને 'શકર' અને પ્રિયાને 'સતી શિરમણી' તરીકે વર્ણવે છે ત્યા કદાચ શકર અને અર્ધનારીશ્વર છે કવિ પોતાના પ્રેમની ઉત્કટતા, સ્થિરતા સમોવડિયા

"હોવાને કારણે ઉચિતતા સુંદર શબ્દોમાં વ્યક્ત કરે છે આવું કાવ્ય ઊતારવું શક્ય નથી અને તેને વાંચ્યા વિના તેને માણી શકાય તેમ નથી, તેથી કવિની કવિતાના દરેક રસિકે તેને મૂળમાં જ વાંચવું જોઈએ ભાવની ઉત્કટતા, છંદ પરનું પ્રભુત્વ, નિરૂપણની સ્વસ્થતા અને તેમ છતાં તેમાં દુનિયાભરની પરવા ન કરનાર પ્રેમીની અદ્ભુત મસ્તીનો અસામાન્ય યોગ થયો છે

કવિના અનુભવનું વેધક વર્ણન કરતું 'નાગન ભુવણુન' કાવ્ય પણ આ વિભાગમાં જ છે

'કુકાકવાણી' પ્રણય કાવ્ય છે છતાં તેનું નિરૂપણ જુદી રીતે થયું છે. આપણામાં માન્યતા છે કે કાગડો બોલે તો તે કોઈના-ખાસ કરીને પ્રેમીના–આવવાનો સંદેશ લાવે છે માટે કાગડો તો એવી વાણી બોલે અને પ્રિયાના આગમનના સમાચાર આપે, તો કવિ તેનું કેવું તો સન્માન કરશે તે ભભકદાર વાણીમાં નિરૂપે છે

'જિગરનો યાર જુદો તો બધો સંસાર જુદો છે, બધા સંસારથી એ યાર બેકરાર જુદો છે' થી શરૂ થતી ગઝલ 'જિગરનો યાર' પણ કવિની વિખ્યાત અને લોકપ્રિય ગઝલોમાંની એક છે. તેમાં પ્રેમનું નિરૂપણ થયું છે છેવટે કવિ કહે છે, 'ગુરુ આદેશ છે અમને અવળા પંથે પળ્યા જઈએ, દુનિયાથી પછી આ બાલ બેદરકાર જુદો છે' માં કવિની વિશેષતા મસ્તી, દુનિયા માટે બેદરકારી અને તે પંથની વિશેષતાનું સુંદર ચિત્ર રજૂ થાય છે

'ગુજારે જે શિરે તારે' ગઝલ જે બોધ તરીકે જૂની ગુજરાતી વાચનમાળામાં વારંવાર આવતું અને હાલના સાહિત્યનો પરિચય કરાવનાર સંગ્રહોમાં અચારનવાર લેવાય જ કરે છે, તે જ મુખ્યત્વે નો ગુજરાતને કવિનો પરિચય કરાવનારું કાવ્ય બન્યું છે આખું યે કાવ્ય ઘણાને જિહ્વાગ્રે હોય છે નાનકડા ૪૦ વર્ષના જીવનમાં કવિને

ચરેના બધા અનુભવો અને તે પરથી તેમણે જીવનમા કેવો માર્ગ કેવી રીતે અપનાવવો તેનો કરેલો નિર્ણય એમાં પ્રતિબિંબિત થાય છે. જીવન વિશેના ખ્યાલો- તેમના વિધાનો એવા મસ્તીરંગી માણસનુ સારુ દિલ તેમા વ્યક્ત કરે છે

> ગુજારે જે શિરે તારે, જગતનો નાથ તે સહેજે,
> ગણ્યુ જે પ્યારુ પ્યારાએ અતિ પ્યારુ ગણી લેજે!
> દુનીઆની જુઠી વાણી વિષે જો દુખ ભાસે છે,
> જગાએ અંતરે આનંદના ઓછો થવા દેજે!
> જગતકાજી બનીને તુ વગોવી ના પીડા લેજે '

તે જગતના પત્રને કાચનુ પત્ર કહે છે જગતના કાચના પત્રે ખરી વસ્તુ નહી ભાસે, માટે

> ન સારા કે નઠારાની જરાએ સંગતે રહેજે

નિજાનંદે જ મસ્ત રહેવુ સારુ છે

> રહેજે શાન્તિ સંતોષે સદાએ નિર્મળે ચિત્તે,
> દિલે જે દુખ કે આનંદ કોઈને નહી કહેજે

ક્રોધને તજવાની ભલામણ કરે છે

> વસે છે ક્રોધ વૈરી ચિત્તમા તેને તજી દેજે,

ને 'ભલાઈને જ મહાલક્ષ્મી ગણાવે છે

> નડી જાએ ભલાઈની મહાલક્ષ્મી ગણી લેજે

તેથી જ

> રહે ઉન્મત્ત આનંદે ખરુ એ સુખ માની ને,
> પિવે તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે

સાથે જ મધુભાષી થવુ જરૂરી છે

> કટુ વાણી સુણે જો કોઈની વાણી મીઠી કહેજે.

શા માટે?

> પરાઇ મૂર્ખતા ગાજે મુખે ઝેર તુ ના લેજે

પારકો માણસ કટુ વાણી બોલે છે તે તો તેની મૂર્ખતા છે. તેને ખાતર આપણે મુખે ઝેર ન લેવું જોઈએ. ને પ્રારબ્ધનો તો શો વિશ્વાસ?

અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે તે દૂર માગે તો,
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે.

સંસારથી તટસ્થ થઈ જવામાં જ જીવનનો ખરો આનંદ આવે છે.

લહે જે સત્ય ને સંસાર તેનાથી પરો રહેજે
અરે એ કિમિયાની તો મઝા છે તે પછી કહેજે.

જગતમાં વફાદારી છે નહિ, ને તેના પ્રત્યે વફાદારી બનાવવા જવા જેવું યે નથી તો શી રીતે રહેવું? કવિ કહે છે,

રહી નિર્મોહિ શાંતિથી રહે એ સુખ મોટું છે,
જગત બાજીગરીનું તું બધાં છ્બ્બ્ન જવા દેજે

ને બીજું જે કર્તવ્ય-

પ્રભુના નામના પુષ્પો પરોવી કાવ્યમાલા, તું
પ્રભુની પ્યારી ગ્રીવામાં પહેરાવી પ્રીતે દેજે.

તું તો કવિરાજ છે.

કવીરાજા થયો શી છે, પછી પીડા તને કાંઈ?
નિજાનંદે હમેશાં 'બાલ' મસ્તીમાં મઝા લેજે.

આ કાવ્યની જે લોકપ્રિયતા અને ખ્યાતિ છે તે કવિના અનુભવના નીચોડ અને મસ્તીને કારણે તેમને જે માર્ગ જડયો તેના સુંદર ગઝલ રૂપે નિરૂપણમાં રહેલી છે

એક બે કડીઓ લખાઈ હોય તેવી અધુરી કડીઓ પણ જોવા મળે છે. પ્રકીર્ણ કાવ્યો વિવિધ પ્રકારના છે અને કવિનો વિવિધ દિશાનો રસ પ્રગટ કરે છે. તેમાં પણીક કૃતિઓમાં કવિની ભાવ, ભાષા, છંદ, અલંકાર પરના કાબૂની વિશેષતા જોવા મળે છે. પ્રાર્થના, દંપતી સાન્ત્વની, સરિતોપકંઠ સ્વચ્છંદ, વિરહતરંગ, ચંદ્રો, ચાતુર્માસ, કાલોપાલંભ, એકદર દુનિયાં, બેડાલની દાદ, બ્રગિત મન,

રાધિકા સદેશ, ચાબૂક, મુક્તકો, પ્રોષિતા પત્ની રી, બાયરન, શેક્સપિયર જેવાની કેટલીક કૃતિઓના અનુવાદો જોવા મળે છે તે કૃતિઓના નામ ઉપરથી જ તેમના ભાવનો ખ્યાલ આવે છે

વસતતિલકામા રચાયેલુ 'સૂર્યોદય' સુદર કાવ્ય છે સૂષ્ટિ સૌંદર્ય પ્રકૃતિના સૌંદર્યનુ વર્ણન તાદ઼ રીતે કરે છે અને તે શાર્દૂલવિક્રીડિતમા રચાયુ છે સૂર્યાસ્ત પણ એક સુદર પ્રકૃતિ કાવ્ય છે શુષ્કવૃક્ષ અને ભ્રમર વિષયક અન્યોક્તિ પણ કવિએ રચી છે આ પ્રકીર્ણ કાવ્યોમા, પ્રકૃતિ કાવ્યોમા પ્રકૃતિ સૌંદર્યને માનવ ભાવથી, કલ્પનાથી રજિત કરીને નિરૂપવાની કવિની શક્તિનુ દર્શન થાય છે

શ્રી રિપનપચાશી, ગુજરાતીમા લખાયેલુ લોર્ડ રિપનની વિદાય વખતના ભારતની પ્રજાના મનોભાવો વ્યક્ત કરતુ કાવ્ય છે કવિને વ્રજભાષા પર સારો કાબૂ હતો એવું એમના કાવ્યો પરથી દેખાય છે તે ભાષામા રચાયેલા કાવ્યોના વિષય વિવિધ છે વિજયા પ્રશસ્ત મહારાણી વિક્ટોરિયા વિશે કવિતમા કાવ્યરચના છે ભારતકો ઔર રાજમાતાકો પરસ્પર હેત પણ તેમને જ ઉદ્દેશીને લખેલુ કાવ્ય છે બીજા પણ આવા તે વિષય પર રચેલા છે વ્રજભાષામા શ્રી શકરાચાર્ય રા રાજેશ્વર શ્રમના આગમન પ્રસગનુ સુદર કાવ્ય 'અષ્ટપદી' હરિગીતિકા વગેરેમા રચ્યુ છે બેનીલાલ સાહિત્ય સિંધુ નાટક અગો પણ કવિએ વ્રજભાષામા રચ્યા છે તેમા વ્રજભાષામા કેટલાક ગીતો પણ છે 'દ્દીનદાસ રાજનીતિ અર્પણ પત્ર' કવિનો વિવિધ વિષયનો શોખ સૂચવે છે સુભષિતો ગઝલેમાલ, ફારસીમાથી અનુવાદોના શ્લોક કાવ્ય અને તે આગળ ભારતી ભૂષણમા નકેશો પ્રવેશક જેમા કવિએ હાફીઝના જીવન અને વ્યક્તિત્વને સંક્ષિપ્ત પણ સારગર્ભ પરિચય આપ્યો છે કવિના બીજા નોંધપાત્ર સર્જન અહી છે આમ કવિનુ આ કાવ્યસર્જન પૂર પોણા ત્રણસો પાનાનુ થાય છે

કવિના આ સર્જનથી કઈ છાપ આપણા મન પર પડે છે? પ્રથમ તો કવિની મસ્તી, શાક્તસાધનાના અનુષંગે પ્રેમ વિષયક ખ્યાલો અને વિવિધ વિષયોમાં રસ લેવા માણવાની કવિની વિશેષતા ધ્યાનમાં આવે છે. કવિએ પોતાના જીવનમાં ઘણું સહન કર્યું છે અને ઘણું માણ્યું પણ છે, એ બેઉ વાતો સ્પષ્ટ થાય છે. સુખી માતપિતાને ત્યાં ઉછેર, કાવ્યસાહિત્યનો વ્યાસંગ, દલપતરામ જેવા ગુરુનો મેળાપ, ધર્મ અને સાધના પ્રત્યે અભિરુચિ, સુંદર પ્રેમાળ જીવનસંગિનીનો સહવાસ અને સમવયસ્ક રસિકમિત્રોનો સંબંધ એ કવિના જીવનનું સુખ-પાસુ છે. અનેક ભાષાઓનો અભ્યાસ અને પરિચય સમૃદ્ધિ-પાસું છે તો કવિને જીવનમાં 'કવિલોક'ના પોતાના ખ્યાલને મૂર્તરૂપ આપવા માટે આવશ્યક નાણાં એકઠાં કરવાની લાગેલી લગનીને પરિણામે કારખાનું કાઢવાનો અને તેમાં અસફળ થઈને ત્યારે આર્થિક ખોટ અને મુશ્કેલી અનુભવવાનો, દુષ્ટતા અને ક્યાંક અદેખાઈના ભોગ થઈ પડવાનો પ્રસંગ આવ્યો તે તથા તેમના કાવ્યો કેટલેક અંશે ગેરસમજનો ભોગ થઈ ગયા અને અવગણવાં તે દુઃખદ ઘટનાઓ પણ જોવા મળે છે જ. કવિના મિત્ર મણિલાલનો તેમના પ્રત્યેનો પ્રેમ-આત્મીયતાનો ભાવ તથા તેમને મદદ કરવાની વૃત્તિનો પણ ખ્યાલ આપણને મળ્યો છે કલાપીથી માંડીને તે થી ઉમાશંકર જોશી સુધીના જુદા જુદા સાહિત્યકારોએ તેમને માટે જે આકર્ષણ અનુભવ્યુ છે તે નોંધપાત્ર છે. કવિના કાવ્યોનો મુખ્ય સૂર છે વિપ્રલંભ શૃંગાર, કેટલાંક કાવ્યો સૃષ્ટિસૌંદર્ય કે પ્રાસંગિક વિષયોમાં સાહિત્ય અને રુચિ જેવા ભાવોને વ્યક્ત કરે છે, છતાં અન્યોક્તિઓ વગેરે કવિનો અભ્યાસ છતો કરે છે. તેમ છતાં કલાન્ત કવિમાં અને હરિપ્રેમપંચદશીમાં પ્રેમ જ મુખ્ય વિષય છે સૌંદર્ય-લહરી અનુવાદ છે, પણ એ અધરી કૃતિને અનુવાદ માટે પસંદ કરી જે જે આરાધ્ય તરફનો કવિનો પ્રેમ-એમનુ આકર્ષણ વ્યક્ત કરે છે.

કવિ તરીકે બાલાશંકરના સ્થાન વિશે મતભેદને કારણ ન ગણાય. ૧૯મી સદીના ઉત્તરાર્ધના તે પ્રથમ પંક્તિના કવિ હતા જ. કવિતાની કસોટી જેમ પ્રતિભા છે, તેમ ભાવોની સચ્ચાઈ, ઊંડાણ, ગહનતા અને તે ભાવોની સુપેરે રૂપે વ્યક્ત કરવાની શક્તિ પણ છે. જ્યાં સુધી અવગમન સધાય નહિ, કવિનો ભાવ ભાવક અનુભવી શકે નહિ ત્યાં સુધી, કાવ્યનું વચન જે રસાનંદમાં પરિણમવું ઘટે તેમાં પરિણમે નહિ, ત્યાં સુધી કવિ સફળ ન ગણાય. બાલાશંકર આ કસોટીએ વિચારતાં પણ એક સફળ કવિ છે ને તે વખતની મનઃસ્થિતિનો પડઘો પાડતાં તેમનાં કાવ્યોમાં જે ઊર્મિઓ થઈ છે તેની સચ્ચાઇ વિશે શંકા નથી. તે આપણને પણ પોતાના પ્રવાહમાં ખેંચે છે, તેવા જ ભાવો અનુભવાવે છે, એટલે તેમની ગહનતા વિશે પણ શંકા નથી. કવિનો ભાવ તેનજ ભાષાએ ઉચિત છે. સદ્ગત વિવેચક પર શ્રી રામનારાયણ પાઠકે કહેલું છે કવિમાં ભાવપ્રભુત્વ સારું છે, પણ શબ્દોને તોડવા મરોડવાની પ્રવૃત્તિ ઘણી છે અને તે કેટલીક વખત તો બેદરકારીને કારણે છે. કવિ ક્વાક અપરિચિત શબ્દો કે અસામાન્ય અર્થમાં શબ્દો વાપરે છે તે પણ ખરું, પણ શબ્દોની જોડણી વિશે તો છંદમાં જ્યાં જેવી આવશ્યકતા ત્યા કવિએ તેવી જોડણી વાપરી છે એમ શ્રી. ઉમાશંકર જોશી ધ્યાન દોરે છે તે બરાબર છે. કવિનો શિખરિણી, વસંતતિલકા શાર્દૂલવિક્રીડિત આદિ રૂપમેળ અને કવિત વગેરે માત્રામેળ છંદો પરનો કાબુ, કવિની સુંદર ગઝલો—જેમાં તેમણે સરળ ભાષા વાપરી છે, ફારસી શબ્દોનો ખડકલો કર્યો નથી તે રીતત તથા કાવ્યભાવનાની કવિની સાચી સમજ પણ તેમને કવિ ઠરાવે છે. કાવ્યમાં ઊર્મિ તો જોઈએ જ. ઊર્મિની છોળ પણ હોઈ શકે છે, પણ કવિ પોતાની ઊર્મિની એ પ્રચંડતાથી જો અભિભૂત થઈ જાય, તણાઈ જાય તો તો કાવ્યસર્જનને માટે અવકાશ રહેતો નથી. તેવે સમયે કાવ્યમાં જે કલાસંયમ, કલાવિવેકની આવશ્યકતા હોય છે તે રહેતો

નથી. ઊર્મિનો રણકો સાચો હોવા છતાં કવિ કલાસંયમ અને કલા માટેનું ધ્યાન બરાબર રાખી શક્યા છે તે આ સંદર્ભમાં નોંધપાત્ર છે. શબ્દો અને અર્થનો સુમેળ પણ બહુધા સધાયો છે. કવિની જ એક કડીમાં 'ગલિત મનકે સ્વસ્થ થઈ.'

'આલાપી મે તારા વિરહની વ્યથા જે અનુભવી,' કહે છે તે કવિને કાવ્યરચનાની પ્રક્રિયામાં ગલિત મનની સાથે જ 'સ્વસ્થ' તાની પણ આવશ્યકતા છે, તો જ વિરહવ્યથા રૂપ અનુભવ સમ્યક્ આલાપી શકાય, તે વસ્તુનો બરાબર ખ્યાલ છે. વર્ણન ક્ષેત્રે કવિ તાદૃશ સુંદર ચિત્રો ઊભાં કરી શકે છે. સૂક્ષ્મ વસ્તુઓને ઇંદ્રિયગમ્ય બનાવી શકે છે કવિ શ્રી સુંદરમ્ કહે છે તેમ, વધારેમાં વધારે Sensuous–ઇંદ્રિયગમ્ય ચિત્રો આવી શકે છે ઉપરાંત કવિ અલંકારોનો ઉપયોગ સમર્થ રીતે કરી શકે છે. તે પ્રયોગમાં તેમણે વિવેક વાપર્યો છે. માત્ર જ્ઞાનનું પ્રદર્શન કરવા માટે ખડકલો કર્યે ગયા હતા એવું દેખાતું નથી, અને જ્યાં અલંકાર આવે છે ત્યાં કાવ્યના એક સ્વભાવિક અંગ તરીકે અને કાવ્યના રસ અને વક્તવ્યને પોષક થઈ સામાન્ય રીતે આવે છે તે પણ આ બાબતમાં નોંધપાત્ર છે

કવિની કવિતાને 'કોમલનાદમસ્ત કવિતા' તરીકે ઓળખવામાં આવી છે હકીકતે તો આ કવિના પોતાના જ શબ્દો છે, તે કહે છે તે પ્રમાણે આ કવિતા 'કોમલ નાદ' વાણી અને 'મસ્ત' છે. તેમના સર્જનની ભાષા અને છંદોરચના પ્રથમ વસ્તુની નો ભાવ બીજી વસ્તુની પ્રતીતિ કરાવે છે. સુકુમાર ભાવોને વ્યક્ત કરતી આ કવિતા 'કોમળનાદમસ્ત' પણ છે તેમાં જેમ કોમલતા છે તેમ નાદની મસ્તી પણ છે એવો અર્થ પણ ઘટાવી શકાય તેમ છે. કવિનાં કાવ્યોના પરિશીલન વિના આ વિધાનોની સચ્ચાઈનો પૂરો ખ્યાલ આવવો શક્ય નથી

શ્રી. શાન્તિલાલ ઠાકર

# બાલાશંકરનાં સંસ્મરણો

મણિલાલ અને બાલાશંકરની જુગલ જોડી સાહિત્ય ક્ષેત્રમાં વિરલ અને અદ્વિતીય છે ઈ સ ૧૮૫૮મા બન્ને જન્મ્યા ઈ સ ૧૮૯૮મા બન્ને જણ મૃત્યુ પામ્યા જન્મ-મરણમા પણ બન્નેએ સાથે જ ભાગીદારી નોંધાવી દૈવે પણ તેમની મૈત્રી પર સંમતિસૂચક મ્હોર મારી

બાલાશંકરનો જન્મ ત્રિપુરસુંદરી-બાલાની ઉપાસનાના પ્રસાદરૂપે થયો હતો, તેમ તેમના કુટુંબમા મનાતું તેથી તો તેમનું નામ બાલાશંકર પાડવામા આવ્યું હતું અને વળી તેમના ઘરમા સીરપુરથી એક પીરનો દીવો આવેલો રોજ સવાર-સાંજ બાલાશંકર તે દીવા સામે બેસી, લોબાનનો ધૂપ કરી, ધ્યાનમા બેસતા આધ્યાત્મિક પૃષ્ઠભૂ વગર આવા અસાધારણ બાળકો જન્મતા નથી આધ્યાત્મિક પૃષ્ઠભૂ વગર આવી અસાધારણ વ્યક્તિઓ જીવતા પણ નથી

જ્યારે જ્યારે હું બાલાશંકરનું અનુધ્યાન કરું છું, ત્યારે ત્યારે દેખાય છે તેમની નાટકમા સ્થિર હોય તેવી આંખે ઉદારતા-સૂચક પહોળા નસકોરાં, નિશ્ચયાત્મક સખ્ત મુખમુદ્રામા બિરાજેલા હોઠ, [illegible] દાઢી વગરના વાળ, આલ્પાકાનો કોટ-જેનો [illegible] તેમને કદી ફીટ થતો જ નહિ વાતવાતમા તેમને 'કમાલ કરી' બોલવાની ટેવ હતી આ તેમનું Mannerism—તેમની

વિલક્ષણતા બનાવતી, તેમની બોલવાની એક ખાસિયત. તેમની કવિત્વભરી ખુમારી જીવનની મસ્તી કોઈ ઓર પ્રકારની હતી ખરેખર, તેમના જીગરનો થાર જુદો હતો, અને તેથી તેમની દુનિયા પણ જુદી જ હતી 'મહા મસ્તાન જ્ઞાનીના મગજનો તાગ જુદો છે–' ખરે જ, તેમના તાર જો આમ ચાલીસ વર્ષમાં જ ન તૂટી ગયા હોત, તો તે માતા ગુર્જરગિરાના કંઠમાં કોઈ અલૌકિક મણિપ્રભાવાળો હાર અર્પણ કરત

તેમણે બીડનું કારખાનું કાઢ્યું તેમાં તેમને ભારે ખોટ ગઈ કોઈકે તેમને કહ્યું, 'તમારે ત્યાં જે વાણિયો ચોપડા લખે છે, તેણે અંદર પાંચ સાત હજાર રૂપિયાની ગોલમાલ કરી છે' તેમણે જવાબ આપ્યો, 'કયા બાત હૈ! પાંચ પેઢીથી જેના વડીલો મારા પૂર્વજોની સેવા કરતા આવ્યા છે, તેણે માત્ર પાંચ–એક હજાર રૂપિયા લીધા, તો તેમાં તમારા લોકોના બાપનું શું ગયું? અને મારો પૈસો તો કાચો પારો છે જે ખાશે તેને ફૂટી નીકળશે' અને છ મહિનામાં તો તે વાણિયાના ઘરમાં કોઈ વંશવારસ ન રહ્યું, તેને ઘેર તાળું દેવાઈ ગયું!

બીડના કારખાનામાં તેમણે બધા પૈસા ગુમાવ્યા તેમનું મકાન માણેકલાલને વેચાતું આપ્યું થોડાક માસ પછી તેને સમરાવતાં તે મકાનમાંથી ત્રણ ચાર હજાર રૂપિયા દાટેલા નીકળ્યા તે લઈ માણેકલાલ બાલાશંકર પાસે ગયા 'આ તમારા બાપ દાદાએ દાટેલું તમારું પૈતૃક ધન છે, તે લો' તેમણે જવાબ આપ્યો, 'મારા નસીબનું હોત, તો મારે ખરી જરૂર હતી ત્યારે મને જ ના જડત! દસ્તાવેજમાં મેં તમને તે મકાનના આકાશથી પાતાળ સુધીના બધા હક્ક આપી દીધા છે તેથી હવે મારે તે પૈસો હરામ બરાબર છે, કોને વખાણીશું? માણેકલાલની પ્રામાણિકતાને કે બાલાશંકરની નિઃસ્પૃહતાને? છેવટે તે પૈસા ન્યાતના ધર્માદા ફંડમાં ગયા

બાલાશંકરને અત્તરનો બહુ શોખ હાથ પર જુદા જુદા અત્તરના ત્રણચાર લસરકા કર્યા હોય, તો તે દૂરથી કહી આપે કે કયો લસરકો ગુલાબના અત્તરનો, કયો મોગરાનો, કયો હીનાનો એક વાર તે તેમના ડહેલા સામેના મકાનમાં સ્નાનાગારની ઓરડીમાં નહાવા બેઠેલા એટલામાં એક અત્તરનો ફેરિયો આવ્યો, બૂમ મારી દરવાન કહે, 'સરકાર સ્નાન કર રહે હૈ!' દરવાન પોતાના માલીકને 'સરકાર' કહેતો નિરાશાસૂચક નિસાસો મૂકી અત્તરિયો જવાની તૈયારી કરતો હતો એટલામાં બાલાશંકરે બૂમ પાડી તેને રોકયો સ્નાનાગારનું બારણું ખોલી તેને અંદર બોલાવ્યો, પિસ્તાલીસ રૂપિયાનું ત્રણચાર જાતનું અત્તર લીધું, અને બોલ્યા, 'ક્યા બન ગૈ! હમ તાબ દૂડીમે -સબ ડાલ દો' તે દિવસે કોઈ રાજા અત્તરના પાણીએ નહ્યા આવી બાદશાહી તેમની ઉદારતા અને મસ્તી હતી તેમની કવિતામાં પણ એની તન્માત્રા સૂક્ષ્મતાથી વર્ણાઈ આવે છે

મણિભાઈ જે કવિતાઓ લખે તે રોજ સાંજ વાદ્ય પર બેસાડવા તે બાલાશંકરો ઘેર લઈ જાય આ તેમનો રોજનો નિયમ હતો બાલાશંકરને ત્યાં સાંજરે કવિ-ગવૈયા-ઉસ્તાદોનો દરબાર ભરાતો. કવિ-ચિત્રકાર શ્રી કૃષ્ણ૦ ઝવેરદાસ શાહ નાના હતા ત્યારે બાલાશંકરના આ દરબારમાં પાનસોપારી કે ગાંજો તમાકુ નેવા જતા અને ફેરફૂટા ખાતા એક વાર કલાપી મણિભાઈને ત્યાં મહેમાન બની આવેલા સાંજે તેમને લઈ મણિભાઈ બાલાશંકરને ત્યાં ગયા ઉપલે માળ કવિ પોતાના સિતારના તારની ઝૂર્છના કરવામાં મશગૂલ હતા કવિના દર્શનની ઉત્કંઠામાં કલાપી ઉપર ચડી ગયા મણિભાઈ દાદર પર ચડતા ચડતા બાલાશંકરના નાના ભાઈની પત્ની મણિગૌરી -જેમને નિમિત્તે તે બે મિત્રો વચ્ચે ગેરસમજૂતી થવા પામી હતી, તેમની સાથે વાત કરવા રોકાયા કલાપીના ઉપર જવાથી કવિરાજને તાર મેળવતા કંઈક વિક્ષેપ થયો લાક્ષણિક બે-પરવાહીથી તે બોલી

ગોવિંદ અને વિદ્વાન હતા. પોતાના મિત્ર ઉપર લખતાં મણિભાઈએ કેટલી વિવેચક બુદ્ધિ અને તટસ્થતા જાળવ્યાં છે, તે પણ તે નોંધ પરથી આપણને માલમ પડે છે. આવું સમૃદ્ધ, ખુશનુમા, વિવિધરંગી, મસ્તીભર્યું બાલાશંકરનું વ્યક્તિત્વ હતું.

શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ ચાળીસ વર્ષના ટૂંકા ગાળામાં એક સંસ્થા કરી જાય તેટલું વિપુલ કામ કર્યું છે. વીસેક વર્ષના તેમના લેખકજીવન દરમિયાન તેમણે આઠેક પુસ્તકો લખ્યાં. વર્ષનાં ત્રણ પુસ્તકો અને તે પણ વિચારપૂર્ણ, ગંભીર વિષયનાં ચિંતનાત્મક, આ કંઈ નાનીસૂની સિદ્ધિ ન ગણાય. 'સિદ્ધાંતસાર'માં છ દર્શનોમાંથી—વેદાંત, સાંખ્ય, યોગ, મીમાંસા, ન્યાય કે વૈશેષિકમાંથી ગમે તે એક દર્શનનું ચોકસ નિરૂપણ લખવાનું કર્યું. તેમાંથી એક શબ્દનો પણ આપણે ફેરફાર ન કરી શકીએ, તેમના શબ્દો જ આપણે ઉદ્ધૃત કરવા પડે. આ કેટલી બધી બૌદ્ધિક નિશ્ચિતાર્થતા! બીજું, મણિભાઈ કેવળ પુસ્તકિયા પંડિત ન હતા. તેમણે 'પ્રાણવિનિમય' લખ્યું, પણ તે પ્રાણમય ભૂમિકાનાં સૂક્ષ્મ સત્ત્વો સાથે લેવડદેવડ કરીને, તેમની સાથે વ્યવહાર સાધીને. આપણા લેખકોમાંના કેટલા તેટલી સૂક્ષ્મ ભૂમિકા સુધી પહોંચ્યા છે? મણિભાઈને મન જીવનયોગ મુખ્ય હતો, લેખન કાર્ય—ગમે તેટલું વિપુલ સાહિત્ય તેમણે સર્જ્યું હોય છતાં પણ—ગૌણ હતું, આનુષંગિક હતું. જ્યાં ગોવર્ધનરામ જેવા દરેક ગણતરી કરી, માર્ક મૂકી, એક યા બીજા પક્ષનો નિર્ણય કરી, તે પ્રમાણે કાર્ય કરવામાં શ્રેય માનતા, ત્યાં મણિભાઈ જીવનના અજ્ઞાત પ્રદેશોમાં ઝંપલાવતાં જરા પણ વિચાર કરતા નહિ. તે જીવનના જંગનો જોદ્ધો હતો. વિરોધી સત્ત્વો સાથે કુસ્તી કરવામાં, તેમની સાથે હૂતુતૂ ખેલવામાં, તેમને ચિત કરવામાં અને ચિત થવામાં, મણિભાઈને કોઈ ઓર આનંદ આવતો. તેમને

જીવવામાં મુખ્ય રસ હતો, પુસ્તકો લખી વિદ્વાન બનવામાં નહિ. અને થોડે ચઢે તે પડે. તેમાં કંઈ મણિભાઈને ઉતારી પાડવાની જરૂર નથી. જે થોડે ચઢે નહિ, તે પડે જ નહિ. માટે કંઈ તે પેલા કરતાં વધારે સારો કે ઊંચા દરજ્જાનો સિદ્ધ નથી થતો. ઊલટો, તે વધારે સાહસિક અને સક્રિય છે માટે વધારે માનને પાત્ર ઠરે છે. મણિભાઈના ચારિત્ર્યમાં—બોલવાચાલવાની ઢબછબમાં—વર્તનપરિપાટીમાં એવું કોઈ અજબ આકર્ષણ હતું, કે તેમની નિકટમાં આવતાં સ્ત્રીપુરુષો તેમના પ્રત્યે અચૂક આકર્ષાતાં, ખેંચાતાં. શ્રી આનંદશંકર ધ્રુવ જેવા તેમને પૂજ્ય બ્રહ્મનિષ્ઠ વિદ્વાન ગણે, અને કલાપી-કાન્ત જેવા તેમને પોતાના જીવનગુરુ માને, તે તે કંઈ જેવું તેવું વ્યક્તિત્વ ન કહેવાય. અત્યારે દૂરના કાળપટથી, આપણા ગમા-અણગમાના ચશ્મા પહેરી તેમનું મૂલ્યાંકન કરવામાં આપણે કદાચ તેમને અન્યાય કરી બેસીશું તેનો મને ભય છે. હા, તે કોઈ પ્રેમપાત્રની શોધમાં જીવનભર ભમ્યા, અને વિશુદ્ધ પ્રેમપાત્ર તેમને ન મળ્યું, તે તેમના જીવનનું બળ અને કરુણતા બન્ને છે.

તેમને કોઈ સમર્થ સદ્‌ગુરુ મળ્યા હોત અને તેમની પ્રાણમય ભૂમિકાની શુદ્ધિ સાધવામાં સફળતાપૂર્વક મદદ કરી હોત, તો જે વિવેકાનંદ તેમનો અમેરિકામાં વંચાયેલો નિબંધ 'અદ્વૈત દર્શન Monism or Advaitism' સાંભળીને તેમના દર્શન કરવા નડિયાદ આવેલા, તે જ વિવેકાનંદ જેવા સફળ યોગી થઈ શક્યા હોત, તેમાં મને જરા પણ શંકા નથી, અને છતાં આટલું વિપુલ સર્જન કરી જનાર મણિભાઈનું વ્યક્તિત્વ, તેની સક્રિય વિભૂતિ કરતાં તો કયાંયે મહાન હતું. પ્રજાપતેસ્ય મહિમા, અહો ઉદારાંશ પુરુષ : દરેક સર્જન કરતાં તેનો સર્જનહાર મહાન હોય છે દરેક કૃતિ કરતાં તેનો કર્તા મહાન હોય છે માટે મણિભાઈને જોવા હોય તો તેમની નિસ્પૃહતામાં જુઓ, શ્રીમંત સયાજીરાવને અને ભાવનગરની શામળદાસ કોલેજના

અધિકારીઓને તેમણે જે નિઃસ્પૃહ જવાબો આપ્યા છે તેમાં જુઓ, તેમના અધ્યાત્મ લેખોની ગહનતામાં જુઓ, તેમની પ્રેમતરસી ગઝલોના હાર્દિકભાવોમાં જુવો, જીવન સંગ્રામમા જે અડગતાથી તે ઝઝૂમ્યા છે તેમાં જુઓ, તેમની બૌદ્ધિક મહાસિદ્ધિમાં અને વેદાંત નિષ્ઠામાં જુઓ, લાખો નિરાશાઓમાં જે અમર આશાનું તેમણે દર્શન કર્યું છે તેમાં જુઓ, સમગ્ર વિશ્વમાં જે પ્રેમની ઝનક છાઈ રહી હતી અને જેના તેમણે દર્શન કર્યાં હતાં તેમાં જુઓ. મને ખાતરી છે કે મણિભાઈ જ્યાં જન્મ્યા હશે, ત્યાં હજી પણ આધ્યાત્મિક પ્રગતિની આગેકૂચ કરતા રહેતા જ હશે.

### પશ્ચાતાપ

નજાકત ખૂબ જોઈ છે, અદાઓ ખૂબ જોઈ છે.
પતંગાનું દહન કરતી શમાઓ ખૂબ જોઈ છે.
અને લાશો ઉપર અફસોસનાં અશ્રુ વહાવીને
સ્વયં બળતી શમાઓની વ્યથાઓ ખૂબ જોઈ છે.

*

### માનુની

નેણમાં લજ્જા અને વાણીમાં છણકાની અસર.
રૂપની લહેરાય વારંવાર ચહેરા પર લહર.
પ્રેયસીને રોષ ને લજ્જા સહજ છે એટલે—
યાર બેપરવા પ્રિતમ તો વાત આવે જંગ પર.

*

### પ્રશ્ન

આ વીજળી જેવી આંખો કેરા અજવાળાં પથરાશે ક્યાં?
ને પાતળિયા રસ ઝરતા હોઠો દિન મધુરસ પાશે ક્યાં?
સૌંદર્ય ભર્યું છે મનમોહન ને ઉન્માદભર્યું નવયૌવન છે.
પણ–ના પણ હાળી ઊર્મિના દિલનો કળશ કહો ઢોળાશે ક્યાં?

### પસ્તાયા

ફૂલોની જાળ પાથરનાર પારાવાર પસ્તાયા.
હજારો દાવ અજમાવ્યા, હજારો વાર પસ્તાયા.
હરીફોને હરાવી સર કરી મંઝિલ અમે ત્યારે
અમારા માર્ગમાં કંટક પાથરનાર પસ્તાયા.
જીવનમાં થાય છે પ્રત્યેક ક્ષણનું એવું રૂપાન્તર કે–
કદી રડનાર પસ્તાયા, કદી હસનાર પસ્તાયા.

તરી–તોફાનમાં–મઝધારમાં લંગર કર્યું ત્યારે
તમાશો દૂરથી જોનાર ભારોભાર પસ્તાયા

ધરાને દાવ ધીરજની કસોટી પાર કીધી છે,
સિતમગરને કહો કે જુલ્મ આદરનાર પસ્તાયા

અમે દુર્ભાગ્યમાં આનંદના ઉત્સવ મનાવ્યા છે
નિરાળા બેફિકરી દુર્ભાગ્યના ઘડનાર પસ્તાયા

ઝુકાવ્યું જેમણે સાહસ કરી તેઓ વિજય પામ્યા
ડરીને દૂર ઊભા એ જ વારંવાર પસ્તાયા

ફરી ઉદ્યાનમાં નવની વસંતો બેનમૂન છાઈ
વિચારી પાનખર પર રોષ ઠાલવનાર પસ્તાયા.–

વસીને આ જગતમાં સાર 'ડાયર' એ જ જોયો છે,
તજીને જે ગયા તેથી વધુ વસનાર પસ્તાયા,